[ત્રણ ઇલાકાના કેળવણી ખાતાએ પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરેલું.]

## શાળોપયોગી

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

(રાજ્ય બંધારણ સહિત.)


લેખક:

**મગનલાલ માણેકલાલ ધોળકીઆ,**



શ્રી ગુજરાત ઓરિએન્ટલ બૂક ડીપો.

અમદાવાદ.

કિંમત: રૂ. ૦-૧૪-૦

[ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરેલો. ]

( શાળાપત્રઃ ઑકટોબર-નવેમ્બર, ૧૯૨૮. )

શાળોપયોગી

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

( રાજ્યબંધારણ સાથે. )

[ પ્રાથમિક શાળાના ઉચ્ચ વર્ગો અને
માધ્યમિક શાળાના પ્રથમ પાંચ વર્ગો માટે. ]

લેખકઃ

મગનલાલ માણેકલાલ ધોળકીઆ,

બી. એ; બી. ટી.

( મુંબઈ સરકારના કેળવણી ખાતામાં. )

શ્રી ગુજરાત ઓરિએન્ટલ બૂક ડીપો,

રીચીરોડ, અમદાવાદ.

કિંમતઃ રૂ. ૦-૧૪-૦

# પ્રસ્તાવના.

વિદ્યાર્થીવર્ગની કલ્પનાશક્તિ વૃદ્ધિ પામે અને પ્રજાજીવન ઘડવામાં તેઓ સુજ્ઞ નાગરિક બને, એ માટે ઇતિહાસ શીખવવામાં આવે છે. જેમ જેમ જ્ઞાનનો પ્રચાર વધતો જાય, તેમ તેમ ઇતિહાસની શિક્ષણપદ્ધતિ પણ બદલાય છે.

હાલની શિક્ષણપદ્ધતિને અનુસરી હિંદુસ્તાનના ઇતિહાસ વિષે થોડાંકજ પુસ્તકો રચાયાં છે. વિદ્યાર્થીઓને ઐતિહાસિક વિષયમાં રસ ઉત્પન્ન કરે, તેઓના મગજને બોજારૂપ ન થાય, અને સરળતાથી અને સહેલાઇથી તેઓ ઇતિહાસ શીખી શકે, તેમજ તેમની તુલનાશક્તિનો વિકાસ થાય, તે બાબતો ધ્યાનમાં રાખી આ પુસ્તક લખવામાં આવ્યું છે.

પ્રાથમિક શાળાના ઉચ્ચ વર્ગો માટે તથા માધ્યમિક શાળાના પ્રથમ પાંચ વર્ગોને ખાસ કરીને ઉપયોગી થાય, તેટલા માટે સાદી અને સરળ ભાષામાં આ ગ્રંથ લખેલો છે. વિદ્યાર્થીઓને ઇતિહાસ વધારે અનુકૂળ થઈ પડે, તેટલા માટે મહાન્ પુરુષોનાં ચિત્રો તથા બ્રિટિશ હિંદની ક્રમિક વૃદ્ધિના નકશાઓ આપવામાં આવ્યા છે. તે ઉપરાંત દરેક ધોરણને ઇતિહાસ શીખવવો અનુકૂળ પડે, તેટલા માટે આખા પુસ્તકના જુદા જુદા નવ સ્વાભાવિક વિભાગ પાડવામાં આવ્યા છે.

આ પુસ્તક રચવામાં મને જે જે મિત્રો તરફથી સલાહ અગર સૂચના મળી છે તેને માટે હું તેમનો ઋણી છું, અને તેઓનો ઉપકાર માનું છું. ખાસ કરીને આ પુસ્તકનાં પ્રુફ્સ સુધારવામાં તેમજ તેને ફરીથી તપાસી જઈ યોગ્ય સૂચના કરવામાં રા. દલસુખરામ ચુનીલાલ ત્રિવેદીએ મને બહુજ મદદ કરી છે, તેને માટે તેમનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનવો ઘટે છે.

આ પુસ્તક વિષે હિતચિંતકોની સૂચનાઓને યોગ્ય સ્થાન મળશે. આ પુસ્તક વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે, અને તેના અભ્યાસથી તેઓ જનસમાજને ઉપયોગી થાય, એવી મારી જગન્નિયંતા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે. અસ્તુ !

**અમદાવાદ.**
શરદ પૂર્ણિમા, સં. ૧૯૮૩.
તારીખઃ-૧૦-૧૦-૧૯૨૭.

લેખક,

**એમ. એમ. ધોળકીઆ.**

# આ આવૃત્તિ વિષે બે બોલ.

આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવાનું બની આવ્યું છે, એ આનંદની વાત છે. ટુંક સમયમાં તેનો ફેલાવો થયો છે, એ તેના ઉપયોગીપણાનો પુરાવો નહિ તો બીજું શું?

દેશકાળમાં પલટા થયા કરે, એ પ્રગતિના જમાનાની બલિહારી છે. આ આવૃત્તિમાં કેટલોક રચનાત્મક, માર્ગદર્શક અને આવશ્યક સુધારોવધારો કરવામાં આવ્યો છે, અને એટલેથી આજ દિન સુધીના બનાવોનો યોગ્ય ઉલ્લેખ તેમાં આવી જાય, એ દૃષ્ટિબિન્દુ રાખવામાં આવ્યું છે.

પુસ્તકમાં પ્રત્યેક વિભાગ સ્પષ્ટ જુદા પાડી બતાવ્યો છે. વળી વિભાગવાર કયો અમલ મહત્ત્વનું સ્થાન ભોગવતો હતો, અને તેના રાજ્યકર્તાઓ કોણ હતા, તે વિષે વંશવૃક્ષથી કે રાજ્યકર્તાઓની પરંપરા રૂપે સૂચન કરવામાં આવ્યું છે. તદુપરાંત પ્રત્યેક વિભાગને અંતે અગત્યની તવારીખની નોંધ આપવામાં આવી છે, જે વિદ્યાર્થીવર્ગને માટે ઉપયોગી થઈ પડયા વગર રહેશે નહિ. પરંતુ સાથે સાથે જણાવવું જોઈએ, કે આ બાબતો એટલે કે નામાવલિ કે સાલવારી માત્ર ગોખણપટ્ટી કરી જવા માટે નથી; પણ દેશકાળના પ્રાસંગિક બનાવો ને રાજ્યકર્તાઓની ઝાંખી કરી જવા માટે, તેમજ કાર્યકારણભાવ જોડીને મુકાબલે સારાસારનો વિચાર કરવા માટે ઉપયોગી થઈ પડે, એટલા માટેજ છે.

આ આવૃત્તિમાં પણ અસલ મુજબ રા. રા. દલસુખરામ ચુનીલાલ ત્રિવેદીએ યોગ્ય સહાય આપી છે, એ વાત સહર્ષ જણાવી તેમનો આભાર માનવો ઘટે છે.

આ પુસ્તક વિદ્યાર્થીઓને વિશેષ ઉપયોગી થઈ પડે, અને તેના અભ્યાસથી તેઓ ખરા નાગરિક બને, એવું ઇચ્છી પરમ કૃપાળુ પરમાત્માના ચરણમાં નમન કરીને વિરમું છું. અસ્તુ!

અમદાવાદ.
વિજયા એકાદશી, સં. ૧૯૮૫.
તારીખ–૭મી માર્ચ, ઇ. સ. ૧૯૨૯.

એમ. એમ. ધોળકીઆ.

# અનુક્રમણિકા.

## પ્રથમ વિભાગ: પૂર્વરંગ

આર્યોના આગમનથી ઇ. સ. ૧૨૦૬ સુધી.



## વિભાગ ૨ જો: અફઘાન કે પઠાણ રાજ્યો.

ઇ. સ. ૧૨૦૬ થી ઇ. સ. ૧૫૨૬.

## વિભાગ ૩ જો: મોગલ સલ્તનત.

ઇ. સ. ૧૫૨૬–૧૮૫૭.



## વિભાગ ૪ થો: દક્ષિણમાં હિંદુ રાજ્ય.

**મરાઠા અને પેશ્વા:** ઇ. સ. ૧૬૨૭ થી ઇ. સ. ૧૮૪૮.



## વિભાગ ૫ મો: મ્હૈસુર રાજ્યનો ઇતિહાસ.

## વિભાગ ૬ ઠ્ઠો: યુરોપી પ્રજાનું હિંદમાં આગમન.

### કંપનિ સરકારનો ઉદય: ઇ. સ. ૧૪૯૮ થી ઇ. સ. ૧૭૭૩.



## વિભાગ ૭ મો: બ્રિટિશ હિંદમાં કંપનિ સરકારનો અમલ.

### ગવર્નર જનરલોની કારકીર્દિ: ઇ. સ. ૧૭૭૪ થી ઇ. સ. ૧૮૫૭.



## વિભાગ ૮ મો: બ્રિટિશ હિંદમાં ઇંગ્લેન્ડના રાજ્યકર્તાનો અમલ.

## વિભાગ ૯ મો: હિંદનું રાજ્યબંધારણ.

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

## પ્રથમ વિભાગ: પૂર્વરંગ.

### પ્રકરણ ૧ લું: આપણી ભૂમિ.

| | |
|---|---|
| ઇતિહાસ-ભૂગોળનો પરસ્પર સંબંધ. | કાળબળની અસર. |
| હિંદુસ્તાનની કુદરતી રચના. | મનુષ્ય-જાતિના શરીરના વર્ણ. |
| આગમનના માર્ગો: ભિન્ન ભિન્ન ઘાટો. | હિંદના અનાર્ય લોકો. |
| હિંદુસ્તાન અને દખ્ખણ. | દ્રાવિડ પ્રજા અને ભાષા. |
| હિંદની સમૃદ્ધિ: ફળદ્રુપતા. | પુનરાવર્તન. |

**ઇતિહાસ-ભૂગોળનો પરસ્પર સંબંધ:**—કોઈ પણ દેશનો ઇતિહાસ જાણવાને માટે તે દેશની ભૂગોળ જાણવાની ખાસ જરૂર પડે છે; કારણ કે કોઈ પણ દેશમાં વસનારી પ્રજાની પ્રગતિનો દેશની કુદરતી રચના અને આબોહવા ઉપર કેટલોક આધાર છે. આપણા પૂર્વજો સારી સ્થિતિ શાથી ભોગવી શકયા તે આપણે શોધી કાઢવું જોઈએ. ઇતિહાસ જાણવો એટલે દેશમાં થઈ ગએલા રાજાઓની વંશાવલિ, તેમના વખતમાં બનેલા બનાવોની ટીપ, અને તેમના મુખ્ય મંત્રીઓનાં નામ જાણવાં એમ નથી; પ્રજાના ઉદયકાળ અને અસ્તકાળની સ્થિતિ, પ્રજામાં થએલો જ્ઞાનનો સંચાર, અને તે બધું કયા કુદરતી નિયમોને અનુસરી થાય છે તે જાણવું, એનુંજ નામ ખરો ઇતિહાસ. પ્રજાને ઘડવામાં દેશની આબોહવા, તેનું સ્વરૂપ અને કુદરતી મદદ સાધનરૂપ થાય છે. પૃથ્વીના પ્રત્યેક દેશ તરફ નજર કરતાં ચોક્કસ વાત માલમ પડશે, કે તેનું પ્રજાજીવન ઘણે ભાગે ઉપર બતાવેલાં કારણોથીજ ઘડાએલું છે. વળી મનુષ્યની શારીરિક રચના પણ ઉપરના નિયમોને લીધેજ કેટલેક અંશે બંધાય છે. આપણે સૌએ પઠાણ લોકોને જોયા છે. તેઓ કેવા તંદુરસ્ત અને બળવાન છે! યુરોપી પ્રજા

જેવી સાહસિક, ચતુર અને ઉદ્યોગી છે! આ બધું તેમના દેશની આબો-હવા અને કુદરતી રચનાની કેટલેક અંશે તેમના ઉપરની અસરનુંજ પરિણામ છે. આ સિદ્ધાંત ધ્યાનમાં રાખી આપણે હિંદુસ્તાનનો નકશો જોઈશું, અને તેનો અભ્યાસ કરતા પહેલાં તેની કુદરતી રચના અને આબો-હવા તપાસીશું.

**હિંદુસ્તાનની કુદરતી રચના:**—હિંદુસ્તાનના નકશા તરફ નજર કરતાં માલમ પડશે, કે તેની ઉત્તરે હિમાલય પર્વત આવેલો છે. તેનાં શિખરો ઘણાં ઉચાં છે, અને તેમાંનાં ઘણાંખરાં તો બરફથી ઢંકાએલાં રહે છે. આથી કરીને તે માર્ગેથી બહારની કોઈ પણ પ્રજા હિંદુસ્તાનમાં સર-ળતાથી આવી શકે નહિ. તેની પશ્ચિમે, દક્ષિણે અને પૂર્વે મહાસાગર આવેલો છે, તેથી તે તે બાજુઓથી પણ અસલના વખતમાં હિંદુસ્તાન સુરક્ષિત હતો; કારણ કે પ્રાચીન સમયમાં જળમાર્ગે સફર કરીને નૌકાસૈન્ય દ્વારા દેશ પર હુમલો લાવવાની પ્રથા ઘણે ભાગે નહોતી. જેમ જેમ બીજા લોકો હિંદમાં પગપેસારો કરતા ગયા, તેમ તેમ દેશ સુધરતો ગયો, અને દરીઆ-માર્ગે મુસાફરી કરવાનું જ્ઞાન લોકોમાં ફેલાતું ગયું.

**આગમનના માર્ગો: ભિન્ન ભિન્ન ઘાટો:**—ઉપર પ્રમાણે હિંદ સુ-રક્ષિત હોવાથી બીજા લોકો તેમાં આવીને વસી શકે તેમ નહોતું, તે છતાં જે જે લોકો આવ્યા તે શી રીતે આવ્યા તે આપણે તપાસીએ. હિંદુસ્તાન-ની પશ્ચિમે સુલેમાન અને કિરથાર પર્વતની લાંબી અને મોટી હારોમાં કેટલીક ખીણો આવેલી છે. તેમાં થઈ ને હિંદુસ્તાનમાં આવવાના માર્ગો મળી શકે તેમ છે. તેમાં ખાઈબરઘાટને રસ્તેથી બીજી પ્રજાઓ આવી શકે તેમ છે. વળી હિમાલય પર્વત છેક ઉત્તરમાં જતાં તેમજ પૂર્વ તરફ નીચો થતો જાય છે, તેવે ઠેકાણેથી હિંદમાં આવી શકાય તેમ હતું. તે રસ્તેથી માત્ર ટિબેટ અને બ્રહ્મદેશના લોકો વેપાર અર્થે આવી હિંદમાં વસ્યા હતા, પણ તે માર્ગેથી શત્રુઓને ચઢી આવવાની બીક બહુ રખાય નહિ.

**હિંદુસ્તાન અને દખ્ખણ:**—હિંદના કુદરતી રીતે બે વિભાગ પડે છે. સિંધુ, ગંગા, અને બ્રહ્મપુત્રા જે ભાગોમાં થઈને વહે છે તે ઉત્તરના ભાગને

સાધારણ રીતે લોકો (૧) હિંદુસ્તાન કહે છે, અને વિંધ્યાચળ પર્વતની દક્ષિણના મુલકને (૨) દખ્ખણ (દક્ષિણ) કહે છે. સિંધુ, ગંગા અને જમના વગેરે મોટી નદીઓએ પોતાનો કાંપ ઘસડી લાવી એક વિશાળ મેદાન બનાવ્યું છે. આ મેદાનમાં સુધરેલા લોકો આવી વસેલા છે. વળી હિંદુસ્તાનનો વ્યાપારમાં સમૃદ્ધ મુલક પણ આ પ્રદેશમાં આવેલો છે. ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં પણ ઉત્તરનું મેદાન ઘણુંજ અગત્યનું છે. દક્ષિણનો પ્રદેશ તેટલો અગત્યનો થયો નથી; કારણ કે તે વિંધ્યાચળ તથા પૂર્વઘાટ અને પશ્ચિમઘાટની વચ્ચે આવેલો હોવાથી બીજા દેશો સાથે તેનો જોઈએ તેટલો સંબંધ થઈ શકતો નથી, અને તેથી તે વધારે સારી સ્થિતિએ પહોંચી શક્યો નથી. દક્ષિણમાં જ્યાં જ્યાં મોટી નદીઓ વહે છે, ત્યાં ત્યાં નદીઓનાં મુખ આગળ સારાં અને મોટાં શહેરો આવેલાં છે, અને વેપાર કરવાની સુગમતાને લઈને તે શહેરો સમૃદ્ધ પણ થયાં છે. મોટી મોટી નદીઓ જેવી કે મહા, ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી પૂર્વઘાટ અને બંગાળાના ઉપસાગરની વચ્ચેના પ્રદેશમાં થઇને વહે છે.

**હિંદની સમૃદ્ધિ: ફળદ્રુપતા:**—ઉપર પ્રમાણે આપણા જાણવામાં આવ્યું કે કુદરત હિંદુસ્તાનને દરેક રીતે સાનુકૂળ છે, તેમજ દેશની પ્રજાને અનાજપાણી મેળવવાને માટે બીજા દેશો પર જરાએ આધાર રાખવો પડતો નથી. હિંદુસ્તાનની જમીન રસાળ અને ફળદ્રુપ છે, અને દેશમાં નિયમિત ઋતુઓને પરિણામે તેમજ નહેરો વગેરે સાધનોથી પાક પણ સરસ થાય છે. આ કારણને લઇને લોકો આબાદ અને સુખી છે. આવી સમૃદ્ધિ મેળવવાને માટે હિંદના લોકોને તનતોડ મહેનત કરવી પડતી નથી.

**'અઢળક ધનભંડાર ભર્યાં, જ્યાં કુબેર હારી જાય.'**
એ હિંદને માટે સર્વાંશે સત્ય છે. પરદેશી પ્રજાને જ્યારે આ સમૃદ્ધિની ખબર પડી, ત્યારે તે મેળવવાને માટે તેમનાં મન પણ ઉત્સુક બન્યાં.

**કાળબળની અસર:**—હિંદુસ્તાનમાં અખૂટ દ્રવ્ય છે તે કારણથી તથા તે ગરમ પ્રદેશ હોવાથી લોકો જેમ જેમ વખત જતો જાય છે, તેમ

તેમ વધારે શિથિલ થતા જાય છે; એથી ઉલટું ઠંડા પ્રદેશમાં વસનારા લોકોને પુષ્કળ જાતમહેનત કરવી પડે છે. તેમને અનાજને માટે ઉદ્યમ કરવો પડે છે, અને પહાડી પ્રદેશમાં ઉછરેલા હોવાથી શરીર પણ મજબુત અને દૃઢ થાય છે. વળી શરીરમાં પુરતી ગરમી જાળવવાને તેઓને કસરત કરવાની જરૂર પડે છે. આ સંબંધમાં વિચાર કરતાં જણાશે કે વાયવ્ય કોણમાં રહેનારા ઠંડા પ્રદેશના લોકો હિંદુસ્તાન પર ચઢી આવ્યા, અને શિથિલ થઇ ગએલા વતનીઓ પર તેમણે જય મેળવ્યો. તેઓ કેટલોક સમય હિંદમાં રહ્યા, તેથી તેઓની પણ તેજ સ્થિતિ થઈ. તેમના ઉપર વળી બીજા લોકો ચઢી આવ્યા અને વિજયી થયા. આ પ્રમાણે જેમ જેમ પ્રજા નબળી થતી ગઈ, તેમ તેમ પ્રૌઢ લોકો પોતાની સત્તા જમાવતા ગયા. આટલેથી સમજાય છે, કે દેશની કુદરતી રચના અને પ્રાકૃતિક ભૂગોળની પ્રજા પર કેટલે અંશે અસર થાય છે. હવે કયા લોકો પહેલવહેલા હિંદમાં આવ્યા, કયે રસ્તેથી તેઓ પેઠા, અને કયાં આગળ વસ્યા તે જોઇએ.

**મનુષ્યજાતિના શરીરના વર્ણ:**—મનુષ્યજાતિના ભાગ તેમના શરીરના વર્ણ પ્રમાણે પાડવામાં આવેલા છે. કેટલાક ધોળી, પીળી અને કાળી ચામડીના હોય છે, અને તેઓમાં અમુક મુકરર પણ જુદાં જુદાં લક્ષણો હોય છે. આ દરેક જાતિના મનુષ્યોનાં લક્ષણ થોડે ઘણે અંશે હિંદમાં રહેનારા લોકોમાં જોવામાં આવે છે; તેથી કયા લોકો પહેલવહેલા આવીને વસ્યા તે શોધી કાઢવું મુશ્કેલ છે. જેમ જેમ નવા લોકો આવતા ગયા, તેમ તેમ જુના લોકો સાથે એકઠા થતા ગયા, તેમના રીતરિવાજ પણ ગ્રહણ કરતા ગયા, અને કાળાન્તે તેઓ પણ તેમના જેવાજ થયા.

**હિંદના અનાર્ય લોકો:**—સાધારણ રીતે એમ માનવાને કારણ મળે છે, કે હિંદુસ્તાનમાં પહેલવહેલા કાળી અને દ્રાવિડ જાતિના મનુષ્યો આવ્યા. તેઓ મૂળ ક્યાંથી આવ્યા તે કહી શકાય તેમ નથી, પણ ઘણે ભાગે તો તેઓ વાયવ્ય ખુણામાંથી હિંદુસ્તાનમાં દાખલ થએલા હોવા જોઇએ. તેમાં પણ કાળી લોકો પહેલા આવેલા હોવા જોઈએ; કારણ કે તેઓ દ્રાવિડ લોકો જેવા સુધરેલા નહોતા. જેઓને આપણે હાલમાં તામિલ,

તેલુગુ, કાનડી અને દ્રાવિડ લોકો કહીએ છીએ, તેઓ આ જાતિના છે. વળી છોટાનાગપુર અને ઓરિસ્સા પ્રાંતના લોકો પણ તે જાતિનાજ છે, અને તેઓ સંતાલ લોકો કહેવાય છે. આ લોકો હિંદુસ્તાનના અસલ વતની છે એમ માનવામાં આવે છે. તેઓ સુધરેલા નહિ હોવાથી તેઓના રીત-રિવાજ જંગલી હતા. જેમ જેમ સંખ્યા વધતી ગઇ, તેમ તેમ તેઓ જમીન ખેડવા લાગ્યા અને થોડે અંશે સુધરવા લાગ્યા.

**દ્રાવિડ પ્રજા અને ભાષા:**—આ સમયથી બીજી ઘણી પ્રજાઓ હિંદુસ્તાનમાં આવવા લાગી, અને દ્રાવિડ લોકો સાથે મિશ્રિત થઈ. દ્રાવિડ લોકોની ભાષાના પણ તામિલ, તેલુગુ, મલાયલમ અને કાનડી એવા ચાર વિભાગ કરવામાં આવ્યા. વળી દ્રાવિડ સંસ્કૃતિ પણ જાણીતી છે. બંગાળાના લોકો પણ દ્રાવિડ જાતના હતા એમ મનાતું હતું, પણ ધીમે ધીમે તેઓ સુધારાને અંગે દ્રાવિડી લક્ષણો છોડતા ગયા.

આર્ય લોકો હિંદમાં આવ્યા, ત્યારથી હિંદનો ઇતિહાસ ખરી રીતે શરૂ કરી શકાય તેમ છે; કારણ કે તે પહેલાં તો ઉપર કહેલા અનાર્ય લોકો હિંદમાં રહેતા હતા.

**પુનરાવર્તન:**—આપણે જાણી શકયા, કે ઇતિહાસ અને ભૂગોળને પરસ્પર કેવો સંબંધ છે; કારણ કે પ્રજાની ચડતી, પડતી અને પ્રગતિ દેશની સ્થિતિ, આબોહવા અને કુદરતી રચના પર આધાર રાખે છે. ભૂગોળ વિના ઇતિહાસ ન જાણી શકાય એ વાત આ ઉપરથી સિદ્ધ થાય છે. વળી હિંદુસ્તાન કુદરતી રીતે કેવો સુરક્ષિત છે તે પણ જાણી શકયા. ઉત્તરે આવેલાં હિમગિરિનાં શૃંગો અને બાકીની બાજુઓએ આવેલા દરીઆથી બીજી પ્રજાઓને દેશમાં આવતાં કેટલી મુશ્કેલી સહન કરવી પડી હશે તે પણ જાણ્યું. વળી ઈશ્વર સાનુકૂળ હોવાને લીધે દેશ પણ રસાળ અને ફળદ્રુપ છે, તેથી લોકોને પણ બીજા પ્રદેશના મનુષ્યોની માફક તનતોડ પરિશ્રમ ઉઠાવવો પડતો નથી. છેવટમાં આપણે જોયું કે કોળી અને દ્રાવિડ લોકો કેવી રીતે આવ્યા તેઓ પહેલાં જંગલી હતા, પણ જેમ જેમ અન્ય પ્રજાઓ આવતી ગઈ તેમ તેમ તેઓ સુધરવા લાગ્યા.

# પ્રકરણ ૨ જું.

## આર્યોનું હિંદમાં આગમન.

| | |
|---|---|
| હિંદી આર્યો. | રામાયણ. |
| વર્ણાશ્રમ ધર્મ. | મહાભારત. |
| વેદોનું સ્પષ્ટીકરણ. | બૌદ્ધ ધર્મનો ઉદય. |
| બ્રાહ્મણ ધર્મનો પ્રચાર. | જૈન ધર્મનો પ્રચાર. |

**હિંદી આર્યો:**—આજથી લગભગ સાડાત્રણ હજાર વર્ષ પહેલાં આર્ય લોકો હિંદુસ્તાનમાં પહેલવહેલા આવવા લાગ્યા, અને ત્યારથી થોડેઘણે અંશે હિંદનો ઇતિહાસ આપણા જાણવામાં આવી શકે છે. ૩૫૦૦ વર્ષ પૂર્વે આપણા વડવાઓ કેવા હતા, તે આર્યોની સ્થિતિ ઉપરથી જાણી શકાય છે. તેઓનું અસલ વતન મધ્ય એશિઆમાં હતું. ત્યાંથી તેઓનાં કેટલાંક ટોળાં પશ્ચિમે આવેલા યુરોપ ખંડમાં જઇને વસ્યાં, કેટલાંક ઇરાનમાં જઇને વસ્યાં, અને કેટલાંક દક્ષિણમાં હિંદમાં આવી વસ્યાં. તેઓ વાયવ્ય કોણને રસ્તે થઇ હિંદમાં આવ્યા. હિંદમાં આવ્યા માટે આપણે તેઓને હિંદી આર્યો કહીશું; કારણ કે તેમનો ઇતિહાસ યુરોપી પ્રજા અને પારસી લોકો કરતાં ઘણોજ જુદો છે.

હિંદી આર્યોનાં શરીરની કાંતિ ઉજ્જવળ હતી. વળી તેઓ કદમાં ઉંચા હતા, અને તેથી કરીને તેઓ હિંદમાં વસતા અનાર્યોથી જુદા પડતા હતા. આનું કારણ માત્ર એકજ કલ્પી શકાય, અને તે એ કે તેઓ ઠંડા પ્રદેશમાંથી આવેલા હતા. એથી ઉલટું અહીંના અનાર્યો દેશની ગરમ હવાને લીધે કાળા અને ઠીંગણા હતા. આર્યો પોતાનાં કાવ્યો અને મંત્રો સંસ્કૃત ભાષામાં લખતા હતા. સંસ્કૃત ભાષામાંથી બીજી પ્રાકૃત ભાષાઓ નીકળેલી છે. તેઓ યુદ્ધકળામાં અને ખેતીવાડીમાં કુશળ હતા, અને ધીમે ધીમે તેઓ છેક પંજાબ સુધી આવી પહોંચ્યા.

તેઓ કુદરતને માનતા હતા, અને દરેક કુદરતી શક્તિને પ્રસંગે પ્રસંગે એક અલૌકિક શક્તિ તરીકે પૂજનારા જણાયા છે. ઋગ્વેદ તેમનું ધર્મ-પુસ્તક હતું. આ પુસ્તકમાં ૧,૦૨૮ શ્લોકો છે, અને તેમાં સ્તુતિના મંત્રો

તેમજ અનાર્યો સાથે થએલાં યુદ્ધોનું વર્ણન આપેલું છે. તે ધર્મપુસ્તક ઉપરથી આર્યોમાં ચાલતા રીતરિવાજો અને તેમનું કળાકૌશલ્ય પણ આપણા સમજવામાં આવે છે. તેઓ સુધરેલા હતા, રથ બાંધતા, ખેતી કરતા, શસ્ત્રો બનાવતા, અને કપડાં વણતાં પણ તેમને આવડતું હતું. તેઓમાં જ્ઞાતિબંધન નહોતું. પિતા એજ કૌટુંબિક અને ધાર્મિક સંસ્થાઓનો ઉપરી હતો. તેઓના વખતમાં સ્ત્રીઓને પણ ઘણું માન આપવામાં આવતું હતું.

**વર્ણાશ્રમ ધર્મ:**—ઉપર જણાવ્યા પ્રમાણે આર્યોમાં જ્ઞાતિબંધન નહોતું, ત્યારે હાલ જ્ઞાતિના જે જે વિભાગો અને પેટા વિભાગો જોવામાં આવે છે, તે કયા વખતથી ને કેવી રીતે અસ્તિત્વમાં આવ્યા તે જાણવું જોઈએ. હાલના જમાનામાં આપણે જોઇએ છીએ, કે જ્ઞાતિના અમુક રિવાજો કેટલા બાધકર્તા થઈ પડયા છે. કોઈ પણ પ્રજાના ઉત્કર્ષને માટે જેમ બને તેમ જ્ઞાતિના પેટા વિભાગો ઓછા કરવા જોઇએ. કારણ એ છે કે તેથી કરીને એક જ્ઞાતિના લોકો બીજી જ્ઞાતિના લોકોની સાથે હળીમળી શકતા નથી, એક વિચારના થઈ શકતા નથી, અને ઐક્ય પ્રાપ્ત કરી શકતા નથી. હવે આવાં જ્ઞાતિબંધનો શાથી ઉત્પન્ન થયાં તે તપાસીએ.

'વર્ણ'નો મૂળ અર્થ 'રંગ' થાય છે. અનાર્ય લોકો કાળા હતા. વળી તેમના કેટલાક રિવાજો આર્યોને પસંદ નહોતા, તેથી તેઓ અનાર્યો પ્રત્યે તિરસ્કારની નજરથી જોવા લાગ્યા. જેમ જેમ આર્ય પ્રજામાં વધારો થતો ગયો, તેમ તેમ તેઓ જુદે જુદે ઠેકાણે વસવા લાગ્યા અને રાજ્ય કરવા લાગ્યા. આથી કરીને દરેક રાજાને તેના કામકાજમાં મદદ કરવાને અને યજ્ઞ વગેરેમાં મદદ કરવાને ભણેલા લોકોની જરૂર પડી. તેમાં ખાસ કરીને જે લોકો ઋગ્વેદના મંત્રો જાણતા હતા તેમની વધારે જરૂર પડી. આવી રીતે વેદ જાણનારાઓનો વર્ગ ઉત્પન્ન થયો. તેઓ બ્રાહ્મણ કહેવાયા. જે લોકો રાજ્યના કામકાજને અંગે ધર્મનાં પુસ્તકો તરફ ધ્યાન આપી શકયા નહિ, પરંતુ યુદ્ધ વગેરેના કાર્યમાં ગુંથાયા તેઓ ક્ષત્રિય કહેવાયા. જ્યારે આર્ય લોકોએ જુદાં રાજ્ય સ્થાપ્યાં ત્યારે તેમને નિભાવવાને વેપારરોજગારની જરૂર પડી, તેથી કેટલાક લોકો તે ધંધો કરવા લાગ્યા અને વૈશ્ય કહેવાયા, અને જે અનાર્યોને જીતી લીધા હતા તેઓને દાસ બનાવ્યા અને તેઓને શૂદ્ર કહેવા

લાગ્યા. આરંભમાં ઉપર મુજબ **બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય,** અને **શૂદ્ર** એવી ચારજ વર્ણો હતી. લોકો જુદા જુદા ધંધામાં રોકાયાથી આ વર્ણો બની હતી.

હવે ચાર વર્ણોના ધર્મ ટુંકામાં તપાસીએ. બ્રાહ્મણો ભણવા ભણાવવામાં અને ધર્મનું કાર્ય કરવામાં ગુંથાયા. તેઓએ વેદની ટીકાઓ લખી ભાષા સુધારી. તેઓમાં જિંદગીના ચાર આશ્રમો હતા. (૧) **બ્રહ્મચર્યાશ્રમ**–આમાં બ્રાહ્મણો વિદ્યાભ્યાસ કરતા, અને ગુરુની આજ્ઞામાં રહી તેમની સેવા કરતા. (૨) **ગૃહસ્થાશ્રમ**–આમાં સાંસારિક જિંદગી ગુજારવાની હતી. (૩) **વાનપ્રસ્થાશ્રમ**—આર્યો જ્યારે સાંસારિક કાર્ય આટોપી લેતા, ત્યારે પોતાના પુત્રો ઉપર ગૃહકાર્યનો ભાર નાખી વનમાં જઈ ઇશ્વરસ્તવનમાં જિંદગી ગુજારતા તે વાનપ્રસ્થાશ્રમ. (૪) **સંન્યાસાશ્રમ**—આર્યો વૃદ્ધ થયા પછી સંસારત્યાગ કરી સંન્યાસ લેતા. ક્ષત્રિયો દેશનું રક્ષણ કરતા, વૈશ્યો વેપાર કરતાં અને રાજ્યની પ્રગતિમાં મદદ કરતા, અને શૂદ્રો ઉપલી ત્રણ વર્ણની સેવા કરતા.

**વેદોનું સ્પષ્ટીકરણ:**—આપણા વાંચવામાં આવ્યું, કે પહેલાં તો એકજ ધર્મપુસ્તક વેદકાળની સંસ્કૃત ભાષામાં લખાએલું હતું, અને તે પુસ્તક ઋગ્વેદનું હતું. જેમ જેમ બ્રાહ્મણો અભ્યાસ વધારતા ગયા અને ધર્મના કાર્યમાં પારંગત થતા ગયા, તેમ તેમ તેઓ ધર્મશિક્ષણ આપવાની પ્રથા પણ વધારતા ગયા. વેદના મંત્રો પહેલાં લખાયા નહોતા; કારણ કે તે વખતે લખવાનાં સાધનો શોધાએલાં નહોતાં. આથી બ્રાહ્મણો એક બીજાને મુખપાઠ કરાવતા હતા. છેવટે એક મુખ્ય વેદ મટી ચાર વેદ થયા. (૧) **ઋગ્વેદ**, (૨) **યજુર્વેદ**, (૩) **સામવેદ**, અને (૪) **અથર્વવેદ**. ઋગ્વેદ એટલે સ્તુતિનો વેદ. એમાં આર્યોએ કુદરતી શક્તિઓની સ્તુતિ કરેલી છે. યજુર્વેદમાં યજ્ઞને લગતા મંત્રો છે. સામવેદમાં ઋગ્વેદના મંત્રોને સોમયજ્ઞ વખતે ગવાય તેવી રીતે ગોઠવેલા છે, મતલબ કે સામગાન મોહક છે; અને અથર્વવેદમાં મિત્રોને તારવાના અને શત્રુઓને સંહારવાના મંત્રો છે. આથી આગળ વધીને કેટલોક સમય વીત્યા પછી વેદના શ્રુતિ, સ્મૃતિ, સૂત્રો અને ઉપનિષદ વગેરે ભાગ પડ્યા.

**બ્રાહ્મણ ધર્મનો પ્રચાર:**—જેમ જેમ બ્રાહ્મણો ધર્મકાર્યમાં કુશળ થતા ગયા, તેમ તેમ તેઓ ભાષામાં પણ સુધારો કરતા ગયા, અને છેવટે જેને આપણે સંસ્કૃત ભાષા કહીએ છીએ તે ભાષામાં વેદ પણ લખાયા. ચારે વર્ણોમાં બ્રાહ્મણો વિદ્વાન હતા, તેથી બીજા વર્ણના લોકોને તે ભાષા સમજવી બહુ દુષ્કર થઇ પડી; કારણ કે તેઓ કેળવાએલા નહોતા, અને તેથી તેઓ ધર્મની બાબતમાં ઓછો રસ લેવા લાગ્યા. આ કારણને લીધે આગળ જતાં બ્રાહ્મણોના બીજા ધર્મો વધારે પ્રચલિત થયા.

અસલના બ્રાહ્મણો વૈદકીય વિદ્યામાં કુશળ હતા, જ્યોતિષ જાણતા હતા, અને કાયદાઓ પણ રચતા હતા. ઇ. સ. પૂર્વે ૫૦૦માં કાયદાનાં પુસ્તકો રચાયાં, અને તેમાંથી છેવટે મનુએ બધા કાયદાના નિયમો એકઠા કરી **મનુસ્મૃતિ** નામનું પુસ્તક રચ્યું. બ્રાહ્મણોની આ વિદ્યાનો ઉપયોગ છેવટે આરબો અને યુરોપી લોકોએ કર્યો છે. તેઓ ગણિતશાસ્ત્રી અને કવિ પણ હતા. તેમના વખતનાં કાવ્યો **રામાયણ** અને **મહાભારત** સંસ્કૃતમાં લખાએલાં છે.

**રામાયણ:**—રામાયણ અને મહાભારતની કથાઓ આપણા સૌના જાણવામાં છે, માટે તેને વિષે વિશેષ ઉલ્લેખ કરવાની જરૂર રહેતી નથી. આ પુસ્તકમાંની ટુંકી વાર્તા જાણ્યા પછી તમારે તે વિષે વધુ ને વધુ જાણવાની તજવીજ કરવી, ને તે માટે તમને સંજોગ જરૂર મળશે.

વાલ્મીકિ નામના ઋષિએ રામાયણનો ગ્રંથ રચ્યો છે. તે ગ્રંથ ઇ. સ. પૂર્વે ૧૨૦૦–૧૦૦૦ વચ્ચે રચાયો હશે એમ માનવામાં આવે છે. જો કે ચોક્કસ તવારીખ નક્કી કરી શકાતી નથી. તેના ૨૪,૦૦૦ શ્લોક છે, ને તેના સાત વિભાગ પાડવામાં આવ્યા છે, જેને કાંડ કહે છે. તે આર્યોનું વીર રસ કાવ્ય છે. હિંદુઓમાં મનાય છે કે જ્યારે જ્યારે અધર્મનું જોર વધે છે, ત્યારે ત્યારે ભગવાન ધર્મનું સ્થાપન કરવાને પૃથ્વી ઉપર અવતાર લે છે. રામચંદ્રજી પણ એવા અવતારી પુરુષ હતા. તે અયોધ્યાપતિ દશરથ રાજાના પુત્ર હતા. તેમણે શિવનું ધનુષ્ય કેવી રીતે તોડયું, અને જનક રાજાની પુત્રી સીતાને સ્વયંવરમાં કેવી રીતે વર્યા તે આપણે જાણીએ છીએ. છેવટે કૈકેયીની ખટપટથી બંને પતિપત્નીને ચૌદ વરસ સુધી વનવાસ સેવવો પડયો. વનમાં લંકાનો રાજા રાવણ સીતાને હરી ગયો. કિષ્કિંધા

નગરીના વાનરનૃપતિ સુગ્રીવની સહાયથી તે તેની શોધ કરવા લાગ્યા. છેવટે મહાબલિ હનુમાન લંકા તરફ જવા તૈયાર થયા ને સીતાનો પત્તો મેળવ્યો. ત્યાર પછી વાનર યૂથની સહાયથી રામે સમુદ્ર ઉપર સેતુ બાંધી ખાડી ઓળંગી લંકાપતિ રાવણની સાથે યુદ્ધ કરી તેને મારી સીતાને છોડાવ્યાં. આમ રાક્ષસોનો નાશ કર્યો, અને ચૌદ વર્ષ પુરાં કરી રામ સીતા અને લક્ષ્મણ સહિત અયોધ્યા નગરીમાં પાછા ફર્યા. ત્યાં ભરતે તેઓને વધાવી લીધાં, અને રામચંદ્રજીને રાજ્ય પાછું સોંપ્યું.

ઉપલી વાતનો વિચાર કરતાં તમને જણાશે, કે સત્યનિષ્ઠ થવું, પ્રાણાન્તે પણ વડીલોની આજ્ઞા પાળવી, અને વિવેક તથા મર્યાદા સંપાદન કરવાં. લક્ષ્મણના ચારિત્ર્ય ઉપરથી તેની નીતિ અને ભ્રાતૃભાવ કેવાં દૃઢ હતાં, અને ભરતની ભ્રાતૃભક્તિ પણ કેટલી હદ સુધી આગળ વધેલી હતી એ સ્પષ્ટ સમજાય છે. ખરેખર રામાયણમાંનો પ્રત્યેક પ્રસંગ ધડો લેવા લાયક છે. એ પ્રસંગો વાંચી વિચારી તેમાંનાં સત્યો તમારા જીવનમાં જેટલે અંશે ઉતારશો, તેટલે અંશે તમે તમારૂં નાગરિકપણું દીપાવશો એ નક્કી છે.

**મહાભારતઃ**—રામાયણની પેઠે મહાભારત પણ વીર રસ કાવ્ય છે. તે ઘણું મોટું છે. તેના રચનાર વ્યાસ હતા. તેમાં ૨,૨૦,૦૦૦ લીટીઓ છે. તેના પણ વિભાગ કરવામાં આવ્યા છે, જેને 'પર્વ'. કહે છે. આ ગ્રંથ ઈ. સ. પૂર્વે ૫૦૦થી ૨૦૦ની વચમાં રચવામાં આવ્યો હશે એમ મનાય છે. હજારો વર્ષ પહેલાં જે વીર પુરુષો થઈ ગયા, તેમનાં મહાન્ કૃત્યો આ ગ્રંથમાં વર્ણવ્યાં છે. તેમાં હસ્તિનાપુરના પાંડવો અને કૌરવો વચ્ચેનું યુદ્ધ વર્ણવેલું છે. પાંડુ રાજા અને ધૃતરાષ્ટ્ર બન્ને ભાઈ હતા. ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી પાંડુને ગાદી મળી હતી. પાંડુના પુત્રો પાંડવ કહેવાતા હતા, ને ધૃતરાષ્ટ્રના સો પુત્રો કૌરવ કહેવાતા હતા. એવામાં ધનુર્ધારી અર્જુને મચ્છવેધ કર્યો, અને પાંચે પાંડવો દ્રૌપદીને પરણ્યા. અંતે કૌરવોએ ઈર્ષાને લીધે પાંડવોને દુઃખ દેવામાં બાકી રાખી નહિ. તેઓને કપટથી દ્યૂતમાં હરાવ્યા, અને બાર વર્ષ વનમાં મોકલ્યા. દુર્યોધનના ભાઈ દુઃશાસને ભરસભામાં દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચ્યાં. આથી ભીમસેન કોપ્યો, ને દુઃશાસનને મારી તેની જાંઘમાંથી રુધિરનું પાન કરવું એવી પ્રતિજ્ઞા કરી.

પાંડવો વનમાંથી પાછા ફર્યા તોપણ કૌરવોએ તેમનું રાજ્ય પાછું આપ્યું નહિ, તેથી *કુરુક્ષેત્રમાં ૧૮ દિવસ સુધી ભયંકર યુદ્ધ મચ્યું. બંને પક્ષના અનેક વીર પુરુષો મરણને શરણ થયા, અને પારાવાર સૈનિકોનો સંહાર થયો. અંતે કૌરવોનો કચ્ચરઘાણ નીકળી ગયો, ભીમે તેની પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી, અને પાંડવોને પોતાનું રાજ્ય પાછું મળ્યું. છેવટે પાંડવો પણ એક પછી એક સ્વર્ગમાં સીધાવ્યા.

રામાયણની પેઠે મહાભારતની વિધવિધ વાતો સાંભળવાથી તેમજ વાંચવા વિચારવાથી તમને ઘણું ઘણું શીખવાનું મળશે. આટલેથી તમે જોયું હશે, કે પ્રાણાન્તે પણ ધર્મ તજવો નહિ; સત્ય હંમેશાં વિજય પામે છે.

શ્રીમદ્ ભગવદ્ગીતાની ઉત્પત્તિ પણ મહાભારતમાંથીજ થાય છે. શ્રીકૃષ્ણ અર્જુનને બોધ આપે છે, કે આત્મા અમર છે, તે કોઇને મારતો નથી ને કોઇનાથી તે મરાતો નથી; તેમજ ફળની ઇચ્છા રાખ્યા વિના દરેક મનુષ્યે પોતાનું કર્મ કરવું જોઇએ.

રામાયણ અને મહાભારત એ બંને કાવ્યો જમના નદીના બન્ને કિનારાના પ્રદેશોની હકીકત આપે છે, તેથી એમ માનવાનું નથી કે બ્રાહ્મણ ધર્મ માત્ર તે પ્રદેશોમાંજ હતો. બ્રાહ્મણ ધર્મનો ફેલાવો તો આખા દક્ષિણ હિંદુસ્તાનમાં થયો હતો. ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકાથી હિંદનો ઇતિહાસ શરૂ થાય છે. ત્યારે તો દેશમાં ઘણાં રાજ્યો હતાં, જેમાંનાં કેટલાંકનું વર્ણન રામાયણ અને મહાભારતમાં આવી જાય છે. દેશનો મુખ્ય ધર્મ હિંદુ ધર્મ હતો, અને બ્રાહ્મણો તેઓની વિદ્વતાથી તેને પુષ્ટિ આપતા હતા.

**બૌદ્ધ ધર્મનો ઉદય:**—ઉપર જણાવ્યા પ્રમાણે બ્રાહ્મણોએ પોતાનાં ધર્મશાસ્ત્રો ઉત્તમ ભાષામાં લખેલાં હોવાથી સાધારણ માણસો તે પુસ્તકોનો ઉપયોગ કરી શક્યા નહિ, તેથી ધીમે ધીમે બ્રાહ્મણ ધર્મ લય પામતો ગયો, નવા નવા ઉપદેશકો નીકળ્યા, અને સંખ્યાબંધ લોકો નવા ધર્મમાં જોડાવા લાગ્યા. આ નવો ધર્મ તે બૌદ્ધ ધર્મ હતો.

* કુરુક્ષેત્રમાં ૧૮ અક્ષૌહિણી સૈન્ય મળ્યું હતું. ૨૧,૮૭૦ હાથી, ૨૧,૮૭૦ રથ, ૬૫,૬૧૦ ઘોડેસવાર અને ૧,૦૯,૩૫૦ પાયદળ, એટલું મળીને એક અક્ષૌહિણી ગણાય છે.

**બુદ્ધનું ચરિત્ર:**—મગધ દેશની ઉત્તરે હિમાલયની તળેટીમાં આવેલી કપિલવસ્તુ નામની નગરીમાં બુદ્ધનો પિતા શુદ્ધોદન શક્ય લોકો પર રાજ્ય કરતો હતો. તેઓ ગૌતમ ગોત્રના હતા, તેથી બુદ્ધે તે બંને નામ ધારણ કર્યાં. "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય" એ નિયમને અનુસરી ગૌતમ બાળપણથીજ ધ્યાનમાં મશગુલ રહેતા. સંસાર પરથી તેમની પ્રીતિ ઊઠી ગઇ હતી. આ વાત જ્યારે તેમના પિતાના જાણવામાં આવી, ત્યારે તેમનું લગ્ન યશોધરા નામની કન્યા સાથે કરવામાં આવ્યું. તેમને એક પુત્ર થયો. ત્યાર પછી તે સંસારમાં રહ્યા, પણ તેમનું મન સ્થિર થયુંજ નહોતું. છેવટે વૃદ્ધાવસ્થા, વ્યાધિગ્રસ્ત દશા, મૃત્યુદર્શન, અને ભિક્ષુક દશા એવાં ચાર સાધારણ *દશ્યો જોવામાં આવ્યાથી તેમનું મન સંસાર પરથી છેક ઊઠી ગયું, અને સત્યજ્ઞાનની પ્રાપ્તિ અર્થે તેમણે વનમાં પ્રયાણ કર્યું.

**સત્યજ્ઞાનની પ્રાપ્તિ અને ઉપદેશ:**—એક દિવસ મોક્ષમાર્ગના સંશોધન માટે ગૌતમ વિચારમગ્ન થયા હતા, અને પીપળાના ઝાડ નીચે બેઠા હતા. ત્યાં તેમને એકાએક જ્ઞાનપ્રાપ્તિ થઇ. આ પ્રમાણે તેમનામાં જ્ઞાનનો પ્રકાશ થવાથી તેઓ 'બુદ્ધ'–'જાગેલા'–'પ્રકાશ પામેલા' કહેવાયા.

તેમણે ઉપદેશ કર્યો, કે મોક્ષ મેળવવો હોય તો સર્વ કામનાઓનો નાશ કરવો જોઇએ. તેમણે જાહેર કર્યું કે આત્મસંયમ, દયા અને સર્વ પ્રાણીઓ તરફ માયાળુપણું રાખવું એજ મુક્તિનાં સાધનો છે.

આ પ્રમાણે ધર્મના સંસ્થાપક અને ઉપદેશક તરીકે તેમણે પોતાની બાકીની જિંદગી મગધ દેશની આસપાસના પ્રદેશમાં વ્યતીત કરી. તેમણે પોતાનો ધર્મ ફેલાવવા જુદે જુદે ઠેકાણે પોતાના શિષ્યોને મોકલ્યા. તેમણે સાધુઓ કે જે તેમના ધર્મનો સ્થળે સ્થળે ઉપદેશ કરતા હતા, તેમને માટે એક મઠ સ્થાપ્યો. આ રીતથી તેમના મૃત્યુ પછી પણ તેમનો ધર્મ કાયમ રહી શક્યો. છેવટમાં મોટાં મોટાં રાજ્યોમાં પણ બૌદ્ધ ધર્મ સ્વીકારાયો, અને ઘણાં સૈકાંઓ સુધી તેનું જોર ચાલ્યું. તેમના મૃત્યુ પછી સિંહલદ્વીપ, ટિબેટ, બ્રહ્મદેશ, ચીન અને સિઆમમાં પણ તેમનો ધર્મ પ્રસર્યો. સિંહલદ્વીપના રહેવાસીઓએ બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો પાલી ભાષામાં લખ્યા.

---

* શિક્ષકે ચારે દશ્યોની સવિસ્તર હકીકત વિદ્યાર્થીઓને કહેવી.

**બૌદ્ધ ધર્મની પડતીનાં કારણો:**—બૌદ્ધ ધર્મની પડતીનું મુખ્ય કારણ એવું માનવામાં આવે છે, કે બ્રાહ્મણોએ જ્યારે જાણ્યું કે તે ધર્મનો ફેલાવો વધારે થાય છે, ત્યારે તેઓએ પોતાના ધર્મની ખામીઓ શોધી કાઢી, અને તેઓએ ધર્મમાં સુધારો કરી લોકોને બ્રાહ્મણ ધર્મનો ઉપદેશ કર્યો. આથી લોકોએ પણ નવો બ્રાહ્મણ ધર્મ ધીમે ધીમે પાછો ફરીથી ગ્રહણ કર્યો. ગુપ્ત વંશના રાજાઓના વખતમાં પણ બ્રાહ્મણો પોતાનું પ્રાબલ્ય જમાવતા હતા, તેથી બૌદ્ધ ધર્મને ધક્કો લાગ્યો. વળી આઠમા સૈકામાં કુમારિલ ભટ્ટે પણ બ્રાહ્મણ ધર્મનો પુનરુદ્ધાર કરીને લોકોને ઉપદેશ કર્યો. વળી તે ઉપરાંત બારમા સૈકાના અંતમાં મુસલમાનોએ સઘળા મોટા પ્રાંતો જ્યાં બૌદ્ધ ધર્મ ચાલતો હતો તે જીતી લીધા. આથી મુસલમાનોના આવવાથી પણ બૌદ્ધ ધર્મને સખત ફટકો લાગ્યો. સાધુઓના મઠમાં પણ અધર્મનો સડો પેસવાથી તેઓ પણ પોતાનો ઉપદેશ જારી રાખી શક્યા નહિ.

**જૈન ધર્મનો પ્રચાર:**—જ્યારે ગૌતમ પોતાના ધર્મનો ઉપદેશ કરતા હતા, ત્યારે એક બીજા ધર્મનો ઉપદેશ પણ ચાલતો હતો. તે મહાવીર સ્વામીએ ફેલાવેલો જૈન ધર્મ હતો. મહાવીર સ્વામીનું મૂળ નામ વર્ધમાન હતું. ઇ. સ. પૂર્વે ૫૯૯ માં તેઓ જન્મ્યા હતા. ઇ. સ. પૂ. આઠમા સૈકામાં પાર્શ્વનાથ નામના તીર્થંકર થયા. તેમણે જૈન ધર્મનો ઘણો ફેલાવો કર્યો હતો. તે પછી વર્ધમાને પણ ત્રીસ વર્ષની ઉંમરે દીક્ષા લઈ ( સાધુ થઈ ) જૈન ધર્મને વધારે પ્રચલિત કર્યો. છેવટે પોતે 'જિન' એટલે જેણે સઘળી ઇંદ્રિયોને જીતી લીધી છે એવા પવિત્ર માણસ તરીકે પ્રસિદ્ધ થયા. અને તેમના અનુયાયીઓ જૈન કહેવાયા.

જૈન ધર્મ બૌદ્ધ ધર્મને કેટલીક રીતે મળતો આવે છે. તેમાં પણ મોક્ષના સિદ્ધાન્તને સ્થાન છે. પરંતુ બન્ને ધર્મના મોક્ષ મેળવવાના માર્ગો જુદા જુદા છે. જૈન લોકો વેદને, યજ્ઞને અને દેવોને માનતા નથી. તેઓ માને છે કે ફરી જન્મ ન થાય તેટલા માટે દેહને કષ્ટ આપીને પણ કર્મનાં બંધનોનો નાશ કરવો, અને કર્મનાં બંધન તૂટી ગયા પછીજ મોક્ષ મળે છે. જૈન લોકોએ પણ ઉપદેશકો મારફતે પોતાના ધર્મના સિદ્ધાંતો ફેલાવવાને યત્ન કર્યો હતો. તેઓ ચોવીસ

તીર્થંકરોને ધર્મના સ્થાપકો તરીકે માને છે. એમાં પાર્શ્વનાથ અને મહાવીર સ્વામી એ બે છેલ્લા અને મુખ્ય તીર્થંકરો છે. તેઓ દેવસ્થાનમાં પોતાના દેવોની સ્થાપના કરે છે, અને દહેરાં પાછળ અઢળક દ્રવ્ય ખર્ચે છે. પાલિતાણા, ગીરનાર, અને આબુ પર્વત ઉપરનાં તેમનાં દહેરાં ઉત્તમ કારીગરી માટે પ્રખ્યાત છે.

જૈનો સત્યને ચાહે છે, અને તેમના ધર્મનો મહાન સિદ્ધાંત જીવદયા—અહિંસા છે. " **अहिंसा परमो धर्मः** " એજ જૈન ધર્મનું મુખ્ય તત્ત્વ છે.

**પુનરાવર્તન:**—ઉપલી બીનાથી જાણવામાં આવે છે, કે આર્ય લોકોએ અનાર્યો પર જીત મેળવી હિંદમાં નિવાસ કર્યો. તેમના સુધારા, તેમની ભાષા અને તેમનો જ્ઞાનનો સંચાર એ સઘળું આપણા જાણવામાં આવ્યું. ઋગ્વેદને તેઓએ કયું સ્થાન આપ્યું હતું તે પણ જાણી શકયા. ત્યાર પછી જેમ જેમ તેઓ વધતા ગયા, તેમ તેમ જ્ઞાતિબંધનો પણ થતાં ગયાં, અને જુદા જુદા ધંધા કરવાથી જુદી જુદી જ્ઞાતિઓ થઈ. વળી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એ ચાર જાતિમાંથી કેટલાક પેટા વિભાગ થયા. બ્રાહ્મણોએ પણ તેઓનો અભ્યાસ વધાર્યો, અને એક વેદમાંથી ચાર વેદ—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ—રચાયા. અસલના બ્રાહ્મણો વૈદકીય વિદ્યામાં, હુન્નરકળામાં, ભાષાજ્ઞાનમાં અને રસાયન વિદ્યામાં કુશળ હતા. તેમના વખતનાં કાવ્યોના ઉત્તમ નમુના તરીકે રામાયણ અને મહાભારતનાં કાવ્યો મોજુદ છે. ત્યાર પછી બ્રાહ્મણ ધર્મ નષ્ટ થવા લાગ્યો, અને ગૌતમે ફેલાવેલો બૌદ્ધ ધર્મ પ્રકાશમાં આવવા લાગ્યો. મોક્ષ પામવા માટે દેહકષ્ટ નકામું છે, પણ સત્ય, મનકામનાઓનો નાશ, અને પ્રાણિમાત્ર તરફ દયા એજ મોક્ષ મેળવવાનાં ખરાં સાધનો છે એવો બુદ્ધ ઉપદેશ કર્યો. તેજ વખતે મહાવીર સ્વામીએ જૈન ધર્મનો ઉપદેશ કર્યો. ' જિન ' એટલે જેણે બધી ઇંદ્રિયો જીતી લીધી છે એવા પવિત્ર પુરુષના અનુયાયી જૈન કહેવાયા. તેઓ પણ મોક્ષને માને છે. વળી કર્મના બંધનથી છૂટવાને દેહકષ્ટની જરૂર છે એમ પણ તેઓ માને છે. જીવદયા-અહિંસા એજ તેમના ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે.

# પ્રકરણ ૩ જું.

## હિંદ ઉપર પરદેશી લોકોની ચડાઈ.

| | |
|---|---|
| આજથી લગભગ ૨૫૦૦ વરસ પહેલાંની સ્થિતિ અને રાજ્યો. | મીનેન્ડરની ચડાઇ. |
| ઇરાની લોકોની ચડાઈ. | શક કે શાકય લોકો. |
| ગ્રીક લોકોનું આગમન અને મહાન્ સિકંદર. | કુશાન જાતો અને રાજા કનિષ્ક. |
| | હૂણ લોકો. |
| | પુનરાવર્તન. |

**આજથી લગભગ ૨૫૦૦ વરસ પહેલાંની સ્થિતિ અને રાજ્યો:**—અસલના વખતમાં જ્યારે લખવાનો રિવાજ નહોતો, ત્યારે જે હકીકત બનતી તે બધી ઉત્તરોત્તર મોંએ કહેવામાં આવતી; એથી કાળે કરીને કેટલીક હકીકત નષ્ટ થઈ જતી, અને કેટલીકમાં નકામો વધારો થઈ જતો. આમ હોવાથી અસલની બધીજ વાતો પરથી ઇતિહાસનો પાયો રચી શકાતો નથી. ખરૂં જોતાં ઇ. સ. પૂર્વે છસો સાતસો વરસની પહેલાંના ઇતિહાસને ચોક્કસ વજન આપી શકાય નહિ. પરંતુ ઇ. સ. પૂર્વે છસો સાતસો વરસની વચ્ચે થએલી લખાણની શોધને પરિણામે તેનો પ્રચાર વધ્યો હતો, અને તેથી કરીને ખરો ઇતિહાસ તો તેજ અરસાથી માલમ પડે છે.

ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં હિમાલય પર્વતથી તે નર્મદાના પ્રદેશ સુધીમાં લગભગ સોળ રાજ્યો હતાં: છેક ઉત્તરમાં પેશાવરની પશ્ચિમે હાલના કંદહાર આગળ ગાંધાર રાજ્ય હતું, અને દક્ષિણમાં હાલનો માળવા પ્રાંત અવન્તિ તરીકે ઓળખાતો. વળી બહાર પ્રાંત મગધ દેશ તરીકે અને અયોધ્યા પ્રાંત કોસળ નામથી જાણીતા હતા. આ પ્રમાણે હિંદુસ્તાનનાં રાજ્યોનો વિસ્તાર હતો. હવે કયી કયી પરદેશી પ્રજાઓ હિંદમાં આવી તે જોઇએ.

**ઇરાની લોકોની ચડાઈ:**—આપણે વાંચી ગયા કે મધ્ય એશિઆમાંથી આર્યોના કેટલાંક ટોળાં યુરોપમાં જઈ વસ્યાં, કેટલાંક ઇરાનમાં જઈ વસ્યાં, અને બાકીનાં હિંદમાં આવ્યાં. ઇરાની લોકો આ વખતે બહુ બળવાન હતા, અને તેઓએ ઘણા મુલકો છીની લીધા હતા. ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં ઇરાનમાં ડરાયસ ( દારા ) નામનો બાદશાહ રાજ્ય કરતો

હતો. તેણે એક લશ્કર તૈયાર કર્યું અને સમુદ્રમાર્ગે સિંધુ નદીના મુખ આગળ થઈ હિંદમાં જઈ શકાય કે નહિ તે જોવાને માટે રવાના કર્યું. તે લશ્કરે ઇ. સ. પૂર્વે ૫૧૫ માં પંજાબ પ્રાંત જીતી લીધો. આ ખબર ડરાયસને મળી કે તરતજ તેણે એક મોટું લશ્કર તૈયાર કરી સિંધુ નદીની ખીણનો પ્રદેશ જીતી લીધો. ડરાયસના પુત્રે ગ્રીસ દેશ ઉપર મહાન્ ચડાઇ કરી, ત્યારે ગ્રીકોની સામે લડવામાં હિંદુસ્તાનના તીરંદાજો પણ હતા. ઇરાનની સત્તા ક્યાં સુધી રહી તે ચોક્કસ કહી શકાતું નથી; પણ ગ્રીક લોકો હિંદુસ્તાન પર ચઢી આવ્યા, ત્યારે ઇરાનીઓ નહોતા અને દેશી રાજાઓ રાજ્ય કરતા હતા, એટલી વાત ખરેખરી રીતે માલમ પડે છે.

**ગ્રીક લોકોનું આગમન અને મહાન્ સિકંદર:**—ઇરાનીઓ પછી જે બીજી પરદેશી પ્રજા હિંદ પર ચઢી આવી તે ગ્રીક હતી. ગ્રીક લોકોનો રાજા મહાન્ સિકંદર ઇ. સ. પૂર્વે ૩૨૭માં હિંદુસ્તાન પર મોટું લશ્કર લઇ ચઢી આવ્યો. તે વખતે બધી યુરોપી પ્રજામાં ગ્રીક લોકો સૌથી વધારે સુધરેલા હતા. તેઓએ કયા કયા મુલકો જીતી લીધા, તેઓ ચઢી આવ્યા ત્યારે હિંદનું રાજ્ય કયી સ્થિતિમાં હતું, વગેરે હકીકત તેઓએ પ્રસિદ્ધ કરેલી છે. તે વખતના ગ્રીક લેખકોએ તે બધી હકીકત એકઠી કરી રાખી હતી.

મહાન્ સિકંદર ગ્રીસ દેશમાં આવેલા મેસિડોનીઆ ઉર્ફે મકદુનીઆ પ્રાંતનો બાદશાહ હતો. બાલ્યાવસ્થામાંજ તેણે મોટી મોટી આશાઓ બાંધી હતી. તેની મહત્વાકાંક્ષા આખી દુનીઆના મહાન્ રાજા થવાની હતી. તેનો પિતા પણ બહુજ બળવાન હતો. જ્યારે તે એક પછી એક દેશ જીતી લેતો, અને તે ખબર જ્યારે સિકંદરને પડતી ત્યારે તે દીલગીર થતો, અને કહેતો કે મારો પિતા મારે માટે કંઇજ બાકી નહિ રાખે! તેણે નાનપણમાં હોમર કવિનું બનાવેલું 'ઇલીયડ' નામનું કાવ્ય વાંચેલું હતું, તેથી તેને પણ તેના જેવુંજ પરાક્રમ કરવાની ઇચ્છા થઇ.

સિકંદર વીસ વરસની ઉંમરે રાજા થયો, અને ત્રીસ વરસની વયે તો તેણે એશિઆ માઈનોર, ઇરાન, તુર્કસ્તાન, અને અફઘાનિસ્તાન વગેરે મોટા દેશો જીતી લીધા હતા. ત્યાર પછી તે ખૈબરઘાટને રસ્તે થઇ મોટા લશ્કર સાથે પંજાબમાં આવ્યો. અટક પાસે પૂલ બાંધી સિંધુ નદી ઓળંગી

હાલના રાવળપીંડી પાસેના તક્ષશિલા નગરના રાજાને તેણે હરાવ્યો, અને તે શહેર તેણે જીતી લીધું. તક્ષશિલા એ એક વખત રાજ્યધાનીનું શહેર હતું, અને વિદ્યા મેળવવાના સ્થાન માટે પ્રસિદ્ધ હતું.

અહીંથી સિકંદર આગળ વધ્યો, ને જેલમ નદી સુધી ગયો. જેલમ અને ચિનાબ નદીઓની વચ્ચેના પ્રદેશમાં પોરસ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે પણ ઘણોજ બહાદુર હતો. તેની સાથે સિકંદરને ભારે યુદ્ધ થયું. તેમાં પોરસ હાર્યો અને કેદ પકડાયો. જ્યારે પોરસને બંદીવાન તરીકે સિકંદર પાસે લાવવામાં આવ્યો, ત્યારે સિકંદરે તેને પૂછ્યું, "મારે તમારી સાથે કેવી રીતે વર્તવું?" પોરસે બહાદુરીથી જવાબ આપ્યો, કે 'રાજા તરીકે.' આવા નીડર અને બહાદુરી ભરેલા જવાબથી સિકંદર ખૂશ ખૂશ થઈ ગયો, અને પોરસને તેનું રાજ્ય પાછું સોંપ્યું.

ત્યાર પછી એક પછી એક નદી ઓળંગતો અને બને તેટલા દેશો જીતી લેતો સિકંદર બિઆસ નદી સુધી પહોંચ્યો. અહીં ચંદ્રગુપ્ત નામના મૌર્ય રાજકુમારે સિકંદરને મગધનું રાજ્ય જીતી લેવા વિનંતી કરી. પરંતુ સિકંદરે આઠ વરસથી પોતાનો દેશ છોડયો હતો. વળી તેના સિપાઇઓ કંટાળી ગયા હતા, અને તેઓએ આગળ જવાની ના કહી, તેથી સિકંદર ત્યાંથીજ પાછો ફર્યો. તેણે થોડુંક લશ્કર જળમાર્ગે અને બાકીનું સિંધમાં થઇને જમીનમાર્ગે પોતાના દેશમાં પાછું મોકલ્યું. પાછા ફરતાં તેણે સિંધમાં હૈદરાબાદ અને મીસરમાં અલેકઝાન્ડ્રિઆ શહેરો વસાવ્યાં. સિકંદરની ચડાઇનાં પરિણામ હિંદુસ્તાનને બહુ લાભદાયક થયાં; યુરોપ અને હિંદુસ્તાન સાથે વેપારી સંબંધ ચાલુ થયો, અને બંને દેશના લોકો એક બીજા સાથે પરિચયમાં આવવા લાગ્યા.

સિકંદરના મરણ પછી ગ્રીક સૈનિકોમાં પરસ્પર બળવો જાગ્યો. તેનું મુખ્ય કારણ એ કે સિકંદર પછી તેનું રાજ્ય કેવી રીતે વહેંચી લેવું. સેલ્યુકસ નિકેટર નામના એક સરદારે હિંદુકુશ પર્વતની ઉત્તરે આવેલા બાકિટ્રઆમાં રાજ્ય સ્થાપ્યું, અને હિંદુસ્તાનના ગુમાવેલા પ્રાંતો પાછા મેળવવાનો પ્રયત્ન કર્યો. ઇ. સ. પૂર્વે ૩૦૫ માં તે સિંધુ નદી ઓળંગી હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો, પણ મગધના રાજા ચંદ્રગુપ્ત મૌર્યે તેને હરાવ્યો, અને તેની પાસેથી

કાબુલ, હેરાત અને કંદહારના પ્રાંતો જીતી લીધા. આથી સેલ્યુકસે ચંદ્રગુપ્ત સાથે સલાહ કરી, અને પોતાની કુંવરી ચંદ્રગુપ્ત સાથે પરણાવી.

**મીનેન્ડરની ચઢાઈ:**—મહાન્ સિકંદરની ચડાઈ પછી હિંદુસ્તાનના વાયવ્ય કોણમાં આવેલું બાક્ટ્રિઆ જેની રાજ્યધાની બલ્ખ છે તે ગ્રીક લોકોના તાબામાં હતું. જ્યારે શક લોકો હિંદમાં આવ્યા ત્યારે મીનેન્ડર નામનો કાબુલ અને પંજાબનો પાદશાહ હિંદુસ્તાન ઉપર ચડાઈ કરવા આવ્યો. તેણે અફઘાનિસ્તાન, પંજાબ, સિંધ, અને સૌરાષ્ટ્ર દેશો જીતી લીધા. તે રાજા બહુ ન્યાયી હતો, અને બૌદ્ધ લોકો તેને "મિલિન્દ" નામથી બોલાવતા હતા. આમ ગ્રીક લોકોએ હિંદ પર ચડાઈ કરી, ત્યાર પછી પણ હિંદુસ્તાન પરદેશીઓના ભયથી મુક્ત નહોતું. શક, કુશાન અને હૂણ જાતોનાં ટોળાંએ અનુક્રમે હિંદુસ્તાન ઉપર ચડાઈઓ કરી હતી, તો હવે તેમનો ઇતિહાસ જોઈએ.

**શક કે શાકય લોકો:**—ઇ. સ. પૂર્વે ૧૫૦ વરસ પહેલાં સિથીઅન કે શક લોકો હિંદુસ્તાન ઉપર ચડી આવ્યા. તેઓ તક્ષશિલા, મથુરા અને કાઠિઆવાડમાં વસ્યા. ઇ. સ. ના પહેલા સૈકામાં તેઓએ ગુજરાત, સિંધ, અને પંજાબમાં રાજ્ય સ્થાપ્યું અને સુબાઓ નીમ્યા. તેમને ઉત્તરના ક્ષત્રિયો કહે છે. ત્રણ સૈકાં સુધી સિંધમાં રાજ્ય કર્યાં પછી અંધ્ર વંશના રાજાએ ઇ. સ. ૧૨૬ માં તેમને હરાવ્યા અને સિંધ પ્રાંત જીતી લીધો. અંધ્ર રાજાએ શક જાતિના સુબાનેજ સિંધમાં નીમ્યો. ઇ. સ. ૧૪૦માં તે સુબાએ બંડ કર્યું, અંધ્ર રાજાને હરાવ્યો, અને માળવા, સિંધ અને કોંકણના પ્રદેશો જીતી લઇ સુબાઓ નીમ્યા. કોંકણના રાજ્યકર્તાઓને દક્ષિણના ક્ષત્રપો કહેતા હતા. તેઓમાં રૂદ્રદામન નામનો રાજા માળવામાં થઈ ગયો. તેણે ઉજ્જનમાં રાજ્ય કર્યું હતું.

**કુશાન જાતો અને રાજા કનિષ્ક:**—ચીન દેશમાં યુરેચી નામથી ઓળખાતા લોકોનાં ભટકતાં ટોળાંએ હિંદુસ્તાન પર ચઢી આવી શક લોકોને હાંકી કાઢ્યા, અને ઓકસસ નદીની ઉત્તરે પોતાનું રાજ્ય સ્થાપ્યું. વખત જતાં તેઓ એટલા બધા સત્તાધીશ થઈ ગયા, કે તેમણે બાક્ટ્રિઆના રાજાને હરાવી ઇ. સ. ૫૦ માં તે મુલક લઈ લીધો. તે ટોળામાંનો કુશાન

જાતિનો એક સરદાર બહુ બહાદુર હતો. તેણે પોતાની સત્તા જમાવી. આ યુરેચી લોકોએ કાશ્મીર અને કાબુલ જીતી લીધાં. વળી ધીમે ધીમે વાયવ્ય કોણના ક્ષત્રિયોનો મુલક પણ તેઓએ જીતી લીધો.

કુશાન જાતમાં કનિષ્ક નામનો પ્રખ્યાત રાજા થઈ ગયો. તેની રાજ્યધાની હાલના પેશાવરમાં હતી, અને રાજ્યનો વિસ્તાર ઈરાનથી જમના નદી સુધી હતો. તે બૌદ્ધ ધર્મ પાળતો હતો. તેણે ઇ. સ. ૪૦ માં બૌદ્ધ ધર્મના સાધુઓ અને અનુયાયીઓની સભા બોલાવીને બુદ્ધે કરેલા ઉપદેશમાં ઘણા ફેરફાર કર્યા. આમ પાછળથી બૌદ્ધ ધર્મમાં જે સુધારો કરવામાં આવ્યો તેને 'મહાયાન' કહે છે, અને મૂળ ધર્મને 'હીનયાન' કહે છે. ટિબેટ, ચીન અને જાપાનના લોકો મહાયાનના અનુયાયીઓ છે, અને બ્રહ્મદેશ, સિઆમ અને સિલોનના લોકો મૂળ ધર્મને વળગી રહ્યા છે. કનિષ્કના રાજ્યમાં ચરક નામનો ઉત્તમ ગ્રંથકાર થઈ ગયો. તેણે રોગો અને તેનાં કારણો વિષે ગ્રંથ લખ્યો છે. બુદ્ધચરિત્ર લખનાર અશ્વઘોષ કવિ પણ તેજ સમયમાં થઈ ગયો. ઇ. સ. ૧૫૦માં કનિષ્કના રાજ્યનો અંત આવ્યો. તેની પછી હવિષ્ક અને પછી વસુદેવ ગાદીએ આવ્યા. તેમના રાજ્યને અંતે કનિષ્કના રાજ્યનો અંત આવ્યો.

**હૂણ લોકો:**—હૂણ લોકો પણ મધ્ય એશિઆમાંથી ઉતરી આવેલા હતા. તેઓએ ઈરાન જીતી લીધું, અને કુશાન લોકોનું રાજ્ય કાબુલ પણ લઇ લીધું. તેઓ હિંદુસ્તાન ઉપર ચડી આવ્યા, પણ સ્કંદગુપ્તે તેમને ઇ. સ. ૪૫૫ માં હરાવી હાંકી કાઢયા. વળી દસ વરસ પછી તેઓએ હિંદુસ્તાન જીતવાની પાછી તૈયારી કરી. ઇ. સ. ૫૧૦ માં તેઓએ પંજાબ અને ઉત્તર હિંદુસ્તાનનો મોટો ભાગ જીતી લીધો. તેમના સરદાર મિહિરગુલે હિંદનું શહેનશાહપદ ધારણ કર્યું. મિહિરગુલ બહુ જુલમી હતો. તેનો જુલમ એટલો બધો વધી પડયો, કે હિંદુઓ એકત્ર થઈ તેની સામા થયા. આ હુમલામાં મગધના રાજા બાળાદિત્યે આગળ પડતો ભાગ લીધો હતો. ઇ. સ. ૫૨૮ માં મિહિરગુલ હાર્યો અને કાશ્મીર નાસી ગયો. છેવટે ઇ. સ. ૫૪૦ માં તે મરી ગયો. હૂણ લોકોને તુર્ક લોકોએ ઈરાનમાં હરાવ્યા, અને ત્યાર પછી તેઓને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવામાં આવ્યા.

ઉપર પ્રમાણે પરદેશીઓનો ઇતિહાસ જાણ્યા પછી આપણે હિંદુસ્તાનના પ્રાચીન સમયના રાજાઓનાં ચરિત્ર અને તેઓના વખતમાં દેશની સ્થિતિ કેવી હતી તે જાણવાની જરૂર રહે છે, જે હવે પછીના પ્રકરણમાં આવશે.

**પુનરાવર્તનઃ**—ઇરાની બાદશાહ ડરાયસે હિંદમાં આવી સિંધુ નદીની ખીણનો પ્રદેશ જીતી લીધો અને પંજાબ સર કર્યું. જ્યારે ઇરાની સત્તા નષ્ટ થઈ, ત્યારે ગ્રીકો એટલે કે મહાન્ સિકંદર ચઢી આવ્યો. અટક પાસે પૂલ બાંધી નદી ઓળંગી તેણે તક્ષશિલાનો પ્રદેશ લઈ લીધો. પછી જેલમ અને ચિનાબની વચ્ચે આવેલા પ્રદેશના પોરસ રાજા સાથે યુદ્ધ કરી તેને હરાવ્યો, પણ તેના બહાદુરી ભરેલા ઉત્તરથી તેને તેનું રાજ્ય પાછું આપ્યું. ત્યાર પછી કેટલાક પ્રાંતો જીતી તે બિઆસ સુધી ગયો. ચંદ્રગુપ્ત મૌર્યે તેને મગધ દેશ જીતી લેવા વિનંતી કરી, પણ સિકંદર તેમ નહિ કરતાં સ્વદેશ પાછો ફર્યો. પછી સેલ્યુકસે ચડાઈ કરી પણ તે નિષ્ફળ ગયો, એટલે ચંદ્રગુપ્ત સાથે સલાહ કરી, અને પોતાની પુત્રી તેને પરણાવી એટલુંજ નહિ, પણ તે ઉપરાંત કાબુલ, કંદહાર ને હેરાતના પ્રાંતો આપ્યા.

ત્યાર પછી મીનેન્ડરે અફગાનિસ્તાન, પંજાબ, સિંધ અને સૌરાષ્ટ્ર જીતી લીધાં. શક લોકો સિથીઆમાંથી આવીને તક્ષશિલા, મથુરા અને કાઠિઆવાડમાં વસ્યા. તેઓએ ગુજરાત, સિંધ, પંજાબ અને કોકણ જીતીને ત્યાં સુબાઓ નીમ્યા. તેઓમાં રૂદ્રદામન નામનો પ્રખ્યાત રાજા થઇ ગયો. પછી કુશાન જાતિના લોકો આવ્યા. તેમાં કનિષ્ક નામનો પ્રખ્યાત રાજા થયો. તેણે બૌદ્ધ ધર્મના સિદ્ધાંતોમાં કેટલોક ફેરફાર કર્યો. કુશાન લોકોને હૂણ લોકોએ કાઢી મૂકયા. તેઓના સરદાર મિહિરગુલે ઉત્તર હિંદુસ્તાનનો ઘણો ભાગ જીતી લીધો, અને શાહેનશાહપદ ધારણ કર્યું. છેવટે તે પણ ઇ. સ. ૫૨૮માં હાર્યો, અને હિંદના પ્રાચીન કાળના ઇતિહાસમાં પરદેશીઓનો અંત આવ્યો.

## પ્રશ્નો.

( ૧ ) મહાન્ સિકંદરના ચારિત્ર્ય વિષે ટુંકી હકીકત લખો. પોરસની સાથે તેને શી વાતચીત થઈ?

( ૨ ) શક લોકો વિષે જે જાણતા હો તે લખો.

( ૩ ) કનિષ્ક રાજાની ખ્યાતિ વિષે તમે શું જાણો છો? ‘હીનયાન’ અને ‘મહાયાન’ એટલે શું?

( ૪ ) મિહિરગુલ કોણ હતો? તેણે હિંદમાં આવી શું કર્યું?

# પ્રકરણ ૪ થું.

## મગધના રાજ્યનો ઇતિહાસ.

| | |
|---|---|
| મગધ અને પાટલીપુત્ર. | ગુપ્ત વંશ. |
| નંદ વંશઃ નવ નંદ. | સમુદ્રગુપ્ત. |
| મૌર્ય વંશ અને ચંદ્રગુપ્ત. | ચંદ્રગુપ્ત ૨ જો અને વિક્રમ સંવત. |
| બિંદુસાર અને મહાન્ અશોક. | કુમારગુપ્ત અને સ્કન્દગુપ્ત. |
| ધર્માશોકઃ પ્રિયદર્શી. | ગુપ્ત વંશમાં દેશની સ્થિતિ. |
| શુંગ વંશ. | પુનરાવર્તન. |

**મગધ અને પાટલીપુત્ર:**—પરદેશીઓની ચડાઇઓ વખતે હિંદની શી સ્થિતિ હતી તે હવે જોઇએ. બૌદ્ધ ધર્મની સ્થાપના થઈ, ત્યારે મગધનું રાજ્ય પ્રબળ હતું. મહાભારતની વાતમાં આપણે જરાસંધ રાજા વિષે સાંભળીએ છીએ, તે જરાસંધ મગધમાંજ થઈ ગયો. વળી તે બુંદેલખંડનો પણ રાજા હતો. તેના બનેવી કંસનો વધ કરવાથી દુશ્મનાવટ થતાં શ્રીકૃષ્ણ મથુરા છોડી દ્વારકા ગયા હતા. જરાસંધ કૌરવપક્ષમાં હતો, અને ભીમને હાથે મરાયો હતો. આમ છે તો તે મગધ દેશ કયો તે તપાસીએ.

હાલમાં જ્યાં ગયા ને પટણા શહેરો આવેલાં છે અને જે બહાર દેશ કહેવાય છે, તે અસલ મગધ દેશ કહેવાતો હતો. બિમ્બીસાર રાજાના વખતમાં મગધ દેશ સર્વોપરિ હતો. ગૌતમબુદ્ધ અને મહાવીર સ્વામી પોત પોતાના ધર્મનો ઉપદેશ પણ એજ સમયમાં કરતા હતા. બિમ્બીસાર પછી તેનો પુત્ર અજાતશત્રુ ગાદી ઉપર આવ્યો. બિમ્બીસારના મૃત્યુ વિષે અનેક વાતો ચાલે છે, તેમાં એમ પણ મનાય છે કે અજાતશત્રુએ તેને મારી નાખ્યો હતો. અજાતશત્રુએ પાટલી પાસે એક કિલ્લો બાંધ્યો, અને ત્યાં પાટલીપુત્ર નામનું એક શહેર વસાવ્યું. પાટલીપુત્ર હાલના પટણાની પાસે હતું. અજાતશત્રુએ કોસળ દેશ જીતી લીધો હતો. તેના વખતમાં બુદ્ધ નિર્વાણ પામ્યા.

**નંદ વંશ: નવ નંદ:**—અજાતશત્રુ પછી થએલા રાજાઓના વખતમાં કાંઈ જાણવાજોગ હકીકત બનેલી નથી. છેલ્લો રાજા મહાનન્દિનનો પુત્ર મહાપદ્મનંદ હતો. તેની મા શૂદ્ર જાતિની હતી. મહાપદ્મે નંદ વંશ સ્થાપ્યો. તેને આઠ ભાઈ હતા, અને તેઓ પણ નંદ નામથીજ ઓળખાતા હતા; આમ

બધા મળી નવ નંદ હતા. નંદ રાજાઓ ઘણા બહાદુર હતા, તેમના વખતનું રાજ્ય મોટું હતું, અને તેમનો ધનભંડાર* અખૂટ હતો. નંદને ચંદ્રગુપ્ત નામે અનૌરસ પુત્ર હતો. રાજ્યમાં જુલમ બહુ થવાથી તે નાસી ગયો હતો. તેણે મહાન્ સિકંદરને મગધ દેશ ઉપર ચડાઈ કરવાને કહ્યું, પણ સિકંદર બિઆસ નદી પાસેથીજ પાછો ફર્યો. નંદ રાજાએ ચાણાક્ય (વિષ્ણુગુપ્ત) નામના એક બ્રાહ્મણનું અપમાન કર્યું હતું, તેથી ચાણાક્યે ટેક લીધો હતો કે જ્યાં સુધી હું નંદને ગાદી ઉપરથી ન ઉઠાડી મૂકું ત્યાં સુધી મારે શિખા-બંધન કરવું નહિ. આ ચાણાક્યની મદદથી ચંદ્રગુપ્તે નંદને હરાવી મગધનું રાજ્ય જીતી લીધું. ચાણાક્યે નંદ રાજાના પ્રધાન રાક્ષસનેજ ચંદ્રગુપ્તનો પ્રધાન બનાવ્યો. ચાણાક્ય રાજ્યનીતિમાં કુશળ હતો. તેણે અર્થશાસ્ત્ર નામના ગ્રંથમાં રાજ્યપદ્ધતિ વિષે ઉત્તમ હકીકત આપેલી છે.

**મૌર્ય વંશ અને ચંદ્રગુપ્ત:**—ચંદ્રગુપ્તે નંદને હરાવી મગધનું રાજ્ય લઈ લીધું. પોતાની મા મુરા ઉપરથી તેણે વંશનું નામ મૌર્ય વંશ રાખ્યું. મહાન્ સિકંદરના મરણ પછી ચંદ્રગુપ્તે ચડાઇ કરી તેના સુબાઓને હરાવી હાંકી કાઢયા, ને થોડા વખતમાં તે આખા ઉત્તર હિંદુસ્તાનનો રાજા થયો. ત્યાર પછી કેટલેક વર્ષે સેલ્યુકસ નામનો સિકંદર બાદશાહનો સુબો હિંદમાં ચડી આવ્યો, પણ ઇ. સ. પૂર્વે ૩૦૫ માં ચંદ્રગુપ્તે તેને હરાવ્યો. આમ સેલ્યુકસને પાછા હઠવું પડ્યું, અને કાબુલ, કંદહાર અને હેરાતનાં રાજ્યો ચંદ્રગુપ્તની સત્તા નીચે આવ્યાં. થોડાં વર્ષ વીત્યા પછી સેલ્યુકસે ચંદ્રગુપ્ત સાથે સલાહ કરી, અને પોતાની પુત્રી તેને પરણાવી સગપણનો સંબંધ બાંધ્યો.

સેલ્યુકસે મેગેસ્થિનીસ નામના સુબાને મગધના રાજ્યમાં એલચી તરીકે મોકલ્યો. તેણે હિંદની ઉપજ, ભૂગોળ અને સંસ્થાઓ વિષે લખેલા પુસ્તક ઉપરથી ચંદ્રગુપ્તના વખતનો ઇતિહાસ આપણા જાણવામાં આવી શકે છે.

ચંદ્રગુપ્ત ઘણો બહાદુર ને બુદ્ધિશાળી હતો. તેની પાસે ઘણું મોટું ને બળવાન લશ્કર હતું, જેમાં ૯,૦૦૦ હાથી, ૩૦,૦૦૦ હયદળ, ૬,૦૦,૦૦૦ પાયદળ અને ૮,૦૦૦ રથ હતા. રાજ્યવહીવટને માટે તેણે એક મોટી કચેરી

---

* ન રહ્યું નાણું રે રાજા નંદનું; સગરસૂત સાઠહજાર જી.


ચંદ્રગુપ્તના
સમયનું હિંદ.
ઇ. સ. પૂર્વે ૨૯૭
M.A

સ્થાપી હતી. તેમાં રાજ્યનાં જુદાં જુદાં કામ માટે ૭ પંચાયત નીમી હતી. આ દરેક પંચાયતમાં પાંચ પાંચ સભ્યો હતા. જમીનની મહેસુલમાંથી રાજ્યને ચોથો ભાગ મળતો. તેના મહેસુલ સંબંધી તેમજ ફોજદારી કાયદાઓ બહુ સખત હતા. તે ઇ. સ. પૂર્વે ૨૯૭ માં મરણ પામ્યો.

ચંદ્રગુપ્તની સત્તા નીચેના જુદા જુદા મુલકો પર સુબાઓનો અમલ હતો, કાઠિઆવાડ અને ગુજરાતનો સુબો પુષ્યગુપ્ત હતો. તેણે ગીરનારની પાસે સુદર્શન તળાવ બંધાવ્યું હતું. તે તળાવ ૫૦૦ વર્ષ પછી રૂદ્રદામન રાજાએ સમરાવ્યું, અને ત્યાં શિલાલેખ કોતરાવ્યો જેમાં આ હકીકત લખેલી છે.

**બિંદુસારઃ**—ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીએ આવ્યો. તેણે ૨૫ વરસ રાજ્ય કર્યું. તે પણ ઘણોજ બહાદુર હતો. તેણે પણ પોતાના રાજ્યનો વિસ્તાર વધાર્યો હતો.

**મહાન્ અશોકઃ**—બિંદુસાર પછી અશોક ગાદીએ બેઠો. તેનો પિતા મરણ પામ્યો ત્યારે તે માળવાનો સુબો હોઇ ઉજ્જનમાં રહેતો હતો. તે ઇ. સ. પૂર્વે ૨૭૨ માં ગાદીએ આવ્યો, પણ તેનો રાજ્યાભિષેક ચાર વરસ પછી કરવામાં આવ્યો હતો. તેના વખતમાં કલિંગ એટલે હાલનો ઓરિસ્સા પ્રાંત સ્વતંત્ર હતો. અશોકે તે દેશ ઉપર ચડાઈ કરી અને જીતી લીધો. કલિંગના લોકો બહુ બહાદુરીથી લડયા પણ ફાવ્યા નહિ. અશોકે આ લડાઇમાં અસંખ્ય પ્રાણીઓના જીવ જતા જોયા, ત્યારે તેને પોતાના પાપનો પશ્ચાત્તાપ થયો. તેની મનોવૃત્તિમાં એકાએક ફેરફાર થયો. પછીથી કોઇ દિવસ તે લડાઇમાં ઉતર્યો નહોતો. સંગ્રામમાં જીત મેળવવા કરતાં ધાર્મિક વૃત્તિ ધારણ કરીને અને નીતિના નિયમો આચરીને લોકોનાં હૃદય પર જીત મેળવવાનું તેણે વધારે પસંદ કર્યું. તેણે પોતાનો આ પ્રકારનો પશ્ચાત્તાપ અને ભવિષ્યની જિંદગી ગુજારવાનું ધોરણ એક શિલાલેખં ઉપર કોતરાવ્યાં.

**ધર્માશોકઃ પ્રિયદર્શીઃ**—અશોકે બૌદ્ધ ધર્મનો ઉપદેશ સ્વીકાર્યો, અને સમગ્ર દેશમાં તે ધર્મનો પ્રચાર કરવા માટે ઠેકાણે ઠેકાણે સાધુઓ મોકલ્યા. તેણે ધર્મનો ઉપદેશ કરવાનો નિશ્ચય કર્યો, ત્યારથી તે ચડાશોક કહેવાતો મટી ધર્માશોકના નામથી ઓળખાવા લાગ્યો. તેણે ટિબેટ, સિલોન, ઇજીપ્ત, સીરિઆ,

અને મેસિડોનિઆમાં ઉપદેશકોને મોકલ્યા. તેણે પોતાના પુત્ર અને પુત્રીને બૌદ્ધ ધર્મનો ઉપદેશ કરવા પરદેશ મોકલ્યાં. તેણે બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો વિષે ચર્ચા ચલાવવાને ઇ. સ. પૂર્વે ૨૪૪ માં પાટલીપુત્રમાં એક સભા બોલાવી હતી. આ સભામાં એકઠા થએલા ૧૦૦૦ બૌદ્ધ અગ્રેસરોએ સમગ્ર દેશની અંદર તેમજ બહારના મુલકોમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવાનું નક્કી કર્યું ને મુખ્ય નિયમો ઘડી કાઢ્યા.

**શિલાલેખો:**—બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવા માટે તેણે ૧૪ શિલાલેખો કોતરાવ્યા હતા. તેમાં લોકોએ કેવા પ્રકારની નીતિ પાળવી તેના નિયમો-નો સમાવેશ થાય છે. આ શિલાલેખો તેણે પ્રાકૃત ભાષામાં કોતરાવ્યા, અને તેમને જુદા જુદા સ્થળમાં ઉભા કર્યા. તેના મુખ્ય સિદ્ધાંતો ત્રણ છે:— (૧) માબાપની અને વડીલોની આજ્ઞા માનવી, (૨) પ્રાણિમાત્ર ઉપર દયા રાખવી, અને (૩) સત્ય બોલવું તથા સદાચાર પાળવો.

**રાજ્યપદ્ધતિ:**—અશોકના અમલમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર, નીતિના નિયમોનું પાલન, અને પ્રજાની સુખશાંતિ એજ મહત્વની બાબતો હતી. ધર્મના અને નીતિના નિયમો અમલમાં મુકાય છે કે નહિ તે જોવા માટે તેણે અમલદારો નીમ્યા. મુસાફરોના આરામને માટે રસ્તા ઉપર જુદાં જુદાં ઝાડો રોપાવ્યાં. રસ્તાઓ સમરાવવામાં આવ્યા, અને રસ્તામાં કુવા, વાવ જેવાં નવાણો ખોદાવવામાં આવ્યાં. વળી તેણે અપંગ જનાવરો માટે પાંજરાપોળો સ્થાપી હતી. પોતે બૌદ્ધ ધર્મ માનતો હતો, પણ બીજા ધર્મની નિંદા કરવી નહિ એવી તેની સખત આજ્ઞા હતી.

**અશોકની યાત્રા અને તેનો અંત:**—અશોકે બૌદ્ધ ધર્મને રાજ્ય-ધર્મ બનાવ્યો, અને ધર્મનાં યાત્રાનાં સ્થળોએ જવાની તેને ઇચ્છા થઈ. આથી ૨૪ વરસ રાજ્ય કર્યા પછી તે યાત્રાએ જવા નીકળ્યો. તે હિમા-લયમાં ગયો અને જ્યાં માયાદેવીએ બુદ્ધને જન્મ આપ્યો હતો તે જગાએ એક મોટો સ્તંભ ઉભો કરાવ્યો. છેવટે ગયામાં બોધિવૃક્ષ આગળ પણ તે ગયો. રાજ્યને અંતે તે સંન્યાસી થયો, અને પોતાને પ્રિયદર્શી તરીકે ઓળ-ખાવવા લાગ્યો. છેવટે ઇ. સ. પૂ. ૨૩૨ માં તે મૃત્યુ પામ્યો.

**અશોકનો રાજ્યવિસ્તાર:**—અશોકનું રાજ્ય વાયવ્ય તરફ હિંદુકુશનો પ્રદેશ જેમાં અફઘાનિસ્તાન અને બલુચિસ્તાનનો સમાવેશ થાય છે ત્યાંથી પૂર્વ તરફ બંગાળા અને ઓરિસ્સા સુધી, અને ઉત્તરમાં કાશ્મીર અને નેપાળથી દક્ષિણમાં અન્ધ્ર રાજ્ય સુધી વિસ્તાર પામેલું હતું.

**શુંગ વંશ:**—અશોક પછીના રાજાઓ નબળા હતા. છેલ્લા રાજાને તેના સેનાધિપતિ પુષ્પમિત્રે મારી નાખ્યો, અને તે મગધનો રાજા બનીને પોતાને ઉત્તર હિન્દનો સમ્રાટ્ કહેવડાવવા લાગ્યો. અશોકના મૃત્યુ પછી અંધ્ર વંશનું રાજ્ય સ્વતંત્ર થયું હતું. તેના વખતમાં મહાન્ વ્યાકરણશાસ્ત્રી પાણિનિના ગ્રંથનો ટીકાકાર પતંજલિ થઈ ગયો. તેની શૈલી સાદી અને રસિક છે. વળી બાકિટ્રઆમાંથી મીનેન્ડર નામનો ગ્રીક સરદાર હિંદ ઉપર ચડી આવ્યો હતો, તેને પુષ્પમિત્રે હરાવ્યો હતો. શુંગવંશજોનું રાજ્ય ૧૧૨ વર્ષ ચાલ્યું હતું. આ પછી કણ્વ અને અંધ્ર વંશનાં રાજ્યો થયાં હતાં, પણ તેમનો ઇતિહાસ એટલો બધો જાણવા જેવો નથી.

**ગુપ્ત વંશ:**—કણ્વ રાજાઓની પડતી પછી મગધનું રાજ્ય છેક નાનું થઈ ગયું હતું. તે પછી લગભગ ત્રણસો વરસ પછી પાટલીપુત્રના રાજા ચંદ્રગુપ્ત ૧લાએ મગધમાં ગુપ્ત વંશ સ્થાપ્યો. તે વૈશાલીની લિચ્છવી ટોળીની એક કુંવરી કુમારદેવીને પરણ્યો, તેથી તેનું રાજ્ય એકદમ વિસ્તાર પામ્યું. પવિત્ર ગંગા નદીને કિનારે ઠેઠ પ્રયાગ (અલ્લાહાબાદ) સુધી તેણે પોતાનું રાજ્ય વધાર્યું. ઇ. સ. ૩૧૯–૨૦ માં તેણે ગુપ્ત સંવત્સર શરૂ કર્યો. ઇ. સ. ૩૨૬ માં તે મૃત્યુ પામ્યો, અને ત્યાર પછી તેનો પુત્ર સમુદ્રગુપ્ત ગાદીએ આવ્યો.

**સમુદ્રગુપ્ત:**—આ રાજા ઘણોજ બહાદુર હોઈ કાવ્ય રચવામાં વિદ્વાન્ અને કુશળ હતો. તેણે અયોધ્યા, મધ્ય પ્રાંત અને બંગાળા જીતી લીધાં. તે ગાદી ઉપર રહ્યો ત્યાં સુધી હિંદના તમામ રાજાઓ તેનાથી થરથરતા હતા. જમના નદીથી બંગાળાના ઉપસાગર સુધી અને દક્ષિણમાં નર્મદા સુધી તેના રાજ્યનો વિસ્તાર હતો. પોતાની સર્વોપરિ સત્તા બતાવવા માટે તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. અશોકના રાજ્ય પછી આવું મોટું રાજ્ય હિંદુસ્તાનમાં થયું નહોતું. તેણે હિંદુ ધર્મને સારો આશ્રય આપ્યો. તે હિંદુ ધર્મ પાળતો હતો,

છતાં તેણે બૌદ્ધ લોકોને બોધિ-ગયામાં મઠ બાંધવાની રજા આપી હતી. તેની પછી તેનો પુત્ર ચંદ્રગુપ્ત બીજો ગાદીએ આવ્યો.

**ચંદ્રગુપ્ત ૨ જો:**—તેણે વિક્રમાદિત્ય નામ ધારણ કર્યું હતું. તેણે પણ રાજ્ય વધાર્યું, અને માળવા તથા ગુજરાત જીતી લીધાં. સૌરાષ્ટ્રના શક રાજાઓ જેઓ ક્ષત્રપો કહેવાતા હતા, મને ત્યાંથી હાંકી કાઢયા અને તે દેશ જીતી લીધો. તેણે ઇ. સ. ૩૭૫ થી ઇ. સ. ૪૧૩ સુધી રાજ્ય કર્યું. તેણે પાટલીપુત્રમાંથી રાજ્યધાની ફેરવી અયોધ્યામાં સ્થાપી.

**વિક્રમ સંવત:**—હાલ જે સંવત્સર ચાલે છે તે વિક્રમ સંવત્સર કહેવાય છે. માળવાના વિક્રમાદિત્ય વિષે ઘણી વાતો આપણે સાંભળીએ છીએ, પણ ઇતિહાસ તપાસતાં માળવામાં એ નામનો કોઈ રાજા થયો હોય એમ જણાતું નથી. માળવામાં પહેલાં માલવ શક ચાલતો હતો, ને ચંદ્રગુપ્ત બીજાએ જ્યારે ઇ. સ. ૩૯૦ માં માળવા જીતી લીધું, ત્યારથી તેનું નામ બદલી વિક્રમ સંવત રાખ્યું એમ માનવામાં આવે છે.

તેના રાજ્યકાળમાં ચીના મુસાફર ફા-હ્યાને હિંદમાં યાત્રા કરી હતી. પોતાના પુસ્તકમાં તેણે તે વખતની હિંદુસ્તાનની સ્થિતિ વર્ણવેલી છે.

ફા-હ્યાન કહે છે કે દેશ આબાદ હતો, લોકો સુખી હતા, અને રાજ્યવહીવટ સારી રીતે ચાલતો હતો. ધર્માદા સંસ્થાઓમાં ગરીબ-ગરબાંની બહુ સંભાળ લેવામાં આવતી હતી. વળી મફત દવાખાનાં પણ હતાં. આથી સિદ્ધ થાય છે, કે યુરોપમાં દવાખાનાં થયાં તે પહેલાં હિંદમાં તેનું અસ્તિત્વ હતું.

**કુમારગુપ્ત:**—વિક્રમાદિત્ય પછી કુમારગુપ્ત ગાદીએ આવ્યો. તેના વખતમાં પણ રાજ્ય વિસ્તાર પામ્યું. હૂણ લોકો તેના વખતમાં ચડી આવ્યા હતા.

**સ્કન્દગુપ્ત:**—કુમારગુપ્ત પછી તેનો પુત્ર સ્કન્દગુપ્ત ગાદીએ આવ્યો. તેના વખતમાં હૂણ લોકો ચડી આવ્યા. તેમને તેણે હાંકી કાઢયા, પણ દસ વરસ પછી તેઓ પાછા ફરી ચઢી આવ્યા. સ્કન્દગુપ્ત આસરે ઇ. સ. ૪૭૦ માં મરણ પામ્યો. તેના મૃત્યુ પછી ગુપ્ત વંશની પડતી થઈ.

**ગુપ્ત વંશમાં દેશની સ્થિતિ:**—ગુપ્ત રાજાઓનો વખત હિંદુસ્તાનમાં 'સુવર્ણ-સમય' કહેવાયો. રાજાઓ બળવાન હતા, રાજ્યવહીવટ પણ સારી

રીતે ચાલતો, તથા પ્રજા આબાદ અને સુખી તેમજ હુન્નરકળામાં આગળ વધી હતી. સાહિત્ય, કલાકૌશલ્ય, અને વિજ્ઞાનનો સંચાર સારો થયો હતો. કાલિદાસ નામનો મહા કવિ ગુપ્ત રાજાઓના વખતમાં થઈ ગયો. તેણે ઋતુસંહાર, મેઘદૂત, રઘુવંશ અને શાકુંતલ, વગેરે ઉત્તમ પુસ્તકો રચ્યાં છે, જે હાલ પણ સુપ્રસિદ્ધ છે. તે વખતનું કોતરકામ તથા ચિત્રકામ પણ ઉત્તમ ગણાય છે. આ અરસામાં હિંદુ ધર્મ ચડતીમાં આવ્યો અને બૌદ્ધ ધર્મની પડતી થઈ. પ્રાકૃત ભાષાને બદલે બ્રાહ્મણો સંસ્કૃત ભાષામાં પુસ્તકો લખવા લાગ્યા. વળી આજ સમયમાં મનુએ મનુસ્મૃતિ નામનો ગ્રંથ રચ્યો, જેને આધારે હાલના કાયદાઓ રચવામાં આવ્યા છે.

**પુનરાવર્તન:**—મગધ દેશ હાલના ગયા અને પટણાની આસપાસનો પ્રદેશ હતો, અને તેનું રાજ્ય ઉત્તર હિંદમાં સર્વોપરિ હતું. બિંબીસારના વખતમાં બુદ્ધ ભગવાન અને મહાવીર સ્વામી પોતપોતાના ધર્મનો ઉપદેશ કરતા હતા. ત્યાર પછી અજાતશત્રુ ગાદીએ આવ્યો, તેણે પાટલીપુત્રમાં રાજ્યધાની સ્થાપી. તેના વંશનો છેલ્લો રાજા મહાપદ્મનંદ હતો, જેના અનુયાયીઓ નંદ કહેવાયા.

નંદ રાજાને તેના અનૌરસ પુત્ર ચંદ્રગુપ્તે ચાણક્યની મદદથી હરાવ્યો અને મગધનું રાજ્ય લઇ લીધું. તેની મા મુરા ઉપરથી તેનો વંશ મૌર્ય કહેવાયો. તેણે સેલ્યુકસને હરાવ્યો ને કાબુલ, કંદહાર અને હેરાત લઇ લીધાં. મેગેસ્થિનીસે તેના રાજ્યનો હેવાલ લખ્યો છે. રાજ્યમાં જુદાં જુદાં કામ માટે પંચાયતો નીમેલી હતી. પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીએ આવ્યો, ને ત્યાર પછી અશોક રાજા થયો. અશોકે કલિંગ દેશ જીતી લીધો. તેણે બૌદ્ધ ધર્મ સ્વીકારી ધર્મના સિદ્ધાંતો શિલાલેખ ઉપર કોતરાવ્યા અને જુદી જુદી જગાએ રાખ્યા. તેની મુખ્ય મતલબ માબાપની આજ્ઞા પાળવી, પ્રાણિમાત્ર ઉપર દયા રાખવી, અને સત્ય બોલવું એ હતી. તેના વખતમાં મૌર્ય રાજ્ય સંપૂર્ણ આબાદીએ પહોંચ્યું. તેણે બૌદ્ધ ધર્મનાં સ્થળોએ યાત્રા કરી, છેવટના ભાગમાં પોતે સંન્યાસી થયો અને પ્રિયદર્શી નામ ધારણ કર્યું.

ત્યાર પછી શુંગ, કણ્વ અને અંધ્ર વંશના રાજાઓએ રાજ્ય કર્યું હતું. અશોકના મૃત્યુ પછી ૩૦૦ વરસે ચંદ્રગુપ્ત ૧લાએ મગધનું રાજ્ય ફરી સ્થાપ્યું હતું. તેણે ઇ. સ ૩૧૯–૨૦માં ગુપ્ત સંવત્સર શરૂ કર્યો. પછી સમુદ્રગુપ્ત ગાદીએ આવ્યો. તેણે રાજ્યનો વિસ્તાર વધાર્યો ને હિંદુ ધર્મને ઉત્તેજન આપ્યુ. તેના પછી ચંદ્રગુપ્ત ૨ જો વિક્રમાદિત્ય નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે ગુજરાત, માળવા અને સૌરાષ્ટ્ર

જીતી લીધાં. તેણે ઇ. સ. ૩૯૦ માં માળવા જીત્યું, ત્યારથી, માલવ સંવતને બદલે વિક્રમ સંવત નામ ચાલુ થયું. ફા–હ્યાન નામના ચીના મુસાફરે તેની રાજ્યપદ્ધતિનો ઇતિહાસ લખેલો છે.

વિક્રમાદિત્ય પછી કુમારગુપ્ત અને પછી સ્કન્દગુપ્ત ગાદીએ આવ્યા. સ્કન્દગુપ્તના વખતમાં હૂણ લોકોએ ચડાઈ કરી હતી. તેના મૃત્યુ પછી ગુપ્ત વંશનો અંત આવ્યો. ગુપ્ત વંશનો સમય એ દેશની આબાદીનો સમય હતો; કારણ કે તેઓના વખતમાં વિજ્ઞાન, હુન્નરકળા, સાહિત્ય વગેરેનો સારો પ્રચાર થયો હતો. તે વખતનું બાંધકામ અને કોતરકામ પણ વખાણવા લાયક હતું. કાલિદાસ અને મનુ જેવા પણ તે સમયમાં થઇ ગયા.

## પ્રશ્નો.

( ૧ ) ચંદ્રગુપ્ત મૌર્યની તથા અશોકની રાજ્યપદ્ધતિ વિષે ટુંકી હકીકત લખો.

( ૨ ) મેગેસ્થિનીસ અને ફા–હ્યાને હિંદમાં આવી શું શું કર્યું છે?

( ૩ ) ચંદ્રગુપ્ત મૌર્યના રાજ્યમાં હિંદુસ્તાનના કેટલા ભાગનો સમાવેશ થતો હતો, તે નકશો કાઢી બતાવો.

( ૪ ) હિંદુ અને બૌદ્ધ ધર્મનો મગધના રાજ્યમાં કેટલો ફેલાવો હતો તે લખો.

( ૫ ) ગુપ્ત રાજાઓના સમયને દેશની આબાદીનો સમય શા માટે કહે છે?

( ૬ ) ગુપ્ત સંવત્સર, માલવ સંવત, અને વિક્રમ સંવત વિષે શું જાણો છો?



# પ્રકરણ ૫ મું.

## હર્ષવર્ધન અને ચાલુક્ય વંશ.

| | |
|---|---|
| ગુપ્ત વંશ પછી દેશની સ્થિતિ. | હર્ષની રાજ્યપદ્ધતિ. |
| પ્રભાકર વર્ધમાનનું સ્વતંત્ર થવું. | ચીનો મુસાફર-હુ-એન-સંગ. |
| સાહિત્યરસિક હર્ષવર્ધન. | ચાલુક્ય વંશ. |
| હર્ષના વખતમાં ધર્મની સ્થિતિ. | પુનરાવર્તન. |

**ગુપ્ત વંશ પછી દેશની સ્થિતિ:**—ગુપ્ત વંશ પછી દેશની સ્થિતિ દિવસે દિવસે બગડવા લાગી. દરેક રાજ્યનો સુબો સ્વતંત્ર થઈ જવા લાગ્યો, અને ગંગા નદીના મેદાનનો પ્રદેશ જે સર્વોપરિ સત્તા નીચે હતો, તેને બદલે તેમાં જુદાં જુદાં નાનાં રાજ્યો થયાં. પાટલીપુત્ર જે એક વખત રાજ્યધાની-નું શહેર હતું, અને જ્યાં સંપૂર્ણ જાહોજલાલી હતી તે શહેરનો નાશ થયો. ગુપ્ત વંશ પછી કેટલાંએ વર્ષો સુધી હિંદના ઇતિહાસમાં કંઈ જાણવા-જોગ બનાવ બન્યો નથી. આનું કારણ એમ માની શકાય કે પરદેશીઓ દેશ પર ચઢી આવે તેમ નહોતું, તથા દેશના રાજાઓ પણ માંહોમાંહે લડે તેમ નહોતું; કારણ કે લડાઈ કરી શકે એવાં મોટાં રાજ્યો નહોતાં.

**પ્રભાકર વર્ધમાનનું સ્વતંત્ર થવું:**—ઉપર કહ્યા પ્રમાણે ગુપ્ત વંશની છિન્નભિન્ન દશાનો લાભ લઈ થાનેશ્વરનો સુબો પ્રભાકર વર્ધમાન સ્વતંત્ર થયો. તેણે હૂણ લોકોને હરાવ્યા, અને પશ્ચિમ રજપુતાનામાં આવેલું ગુર્જર રાજ્ય પણ જીતી લીધું. તેની પછી તેનો પુત્ર રાજ્યવર્ધમાન ગાદીએ આવ્યો, અને તેની પછી તેનો નાનો ભાઈ હર્ષવર્ધન ગાદી પર આવ્યો.

**સાહિત્યરસિક હર્ષવર્ધન:**—ઇ. સ. ૬૦૬ માં હર્ષ ગાદીએ આવ્યો. તેણે ૪૨ વર્ષ રાજ્ય કર્યું. તે જ્યારથી ગાદીએ આવ્યો ત્યારથી તેના નામનો શક ચાલુ છે. તેની મહત્વાકાંક્ષા આખા હિન્દુસ્તાનના રાજા થવાની હતી. તેની પાસે મોટું લશ્કર હતું, જેમાં ૫૦,૦૦૦ પાયદળ અને ૨૦,૦૦૦ હયદળ હતું. ૭ વર્ષમાં તેણે વાયવ્ય ખુણામાં આવેલા પ્રદેશો અને બંગાળાનો ઘણો ભાગ જીતી લીધો હતો. તેની કારકીર્દિના છેવટના ભાગમાં તેનું રાજ્ય વિસ્તાર

પામ્યું હતું. પશ્ચિમમાં છેક મુલતાન સુધી અને દક્ષિણમાં નર્મદા સુધી તેના રાજ્યની હદ હતી. ટુંકામાં સાતમા સૈકામાં ઉત્તર હિંદુસ્તાનમાં તે એક પ્રબળ રાજ્યકર્તા હતો. હર્ષે પોતાની બેનને નામે કનોજમાં પણ રાજ્ય કર્યું હતું.

તેની બેન રાજ્યશ્રીને કનોજના રાજા ગ્રહવર્મા સાથે પરણાવી હતી, પણ ગ્રહવર્માને માળવાના રાજાએ મારી નાખ્યો. દરમિઆન બંગાળાના રાજાએ રાજ્યવર્ધનને પણ મારી નાખ્યો અને રાજ્યશ્રીને કેદ કરી. ત્યાંથી તે નાસી છૂટી, અને દિવાકરમિત્ર નામના બૌદ્ધ આચાર્યના આશ્રમમાં તેણે આશ્રય લીધો. હર્ષે બેનનું વેર લેવા માળવા ઉપર ચડાઇ કરી માળવા જીતી લીધું. આસામ અને નેપાળના રાજાઓએ પણ હર્ષના ખંડીઆ રાજા થવાનું સ્વીકાર્યું હતું. હર્ષે છેવટે દક્ષિણ પર ચડાઈ કરી, પણ દક્ષિણના ચાલુક્ય રાજા પુલકેશી બીજાએ તેને હરાવ્યો.

હર્ષ બહાદુર હોવાની સાથે સાહિત્યરસિક પણ હતો. તેણે નાગાનંદ, પ્રિયદર્શિકા અને રત્નાવલી નામે પ્રખ્યાત નાટકો રચ્યાં છે. તેના વખતમાં બાણ કવિ થઈ ગયો. તેણે કાદમ્બરી તથા હર્ષચરિત લખ્યાં છે.

**હર્ષના વખતમાં ધર્મની સ્થિતિ:**—હર્ષના વખતમાં બ્રાહ્મણ, જૈન અને બૌદ્ધ ધર્મ ચાલતા હતા. રાજા પોતે બૌદ્ધ ધર્મી હોવા છતાં દરેક ધર્મને ઉત્તેજન આપતો હતો. પાંચ પાંચ વર્ષે તે બધા ધર્મના પંડિતોની સભા બોલાવતો, અને દરેક ધર્મ પર ચર્ચા ચલાવતો. વળી દરેક ધર્મના ભિક્ષુકોને તે દાન આપતો. તેણે ચીના મુસાફર હ્યુ–એન–સંગનું ભાષણ સાંભળ્યા પછી પ્રયાગમાં મહાપંડિતોની સભા બોલાવી હતી, જેમાં ૧૦૦૦ પંડિતોએ હાજરી આપી હતી. તે વખતે હર્ષે અઢળક દ્રવ્ય ખરચ્યું હતું. દરેક ધર્મસંસ્થાને તે ટેકો આપતો હતો.

**હર્ષની રાજ્યપદ્ધતિ:**—હર્ષ જાતે પોતાના તાબાના સઘળા પ્રદેશોમાં મુસાફરી કરતો, દરબાર ભરતો, અને અપરાધીઓને શિક્ષા કરતો હતો. રાજ્યમાં કર ઓછા હતા અને મોટા ગુના કવચિત્‌જ બનતા, છતાં ગુનાની શિક્ષા ઘણી સખત હતી. તેના વખતમાં મહેસુલ જમીનના ભાડામાંથી મળતું હતું. બૌદ્ધ અને બ્રાહ્મણ ઉપદેશકો વિદ્યાનો ઘણો સારો પ્રચાર કરતા હતા. તેણે

હિંસા ન કરવાનો સખત હુકમ કાઢયો હતો. તેણે મુસાફરોને માટે ધર્મ-શાળાઓ બંધાવી, ગરીબોને માટે દવાખાનાં ખોલ્યાં, અને જે બહુજ ગરીબ હોય તેમને માટે અન્નક્ષેત્રો ઉઘાડયાં હતાં. પરંતુ આ મહાન્ રાજાના મૃત્યુ પછી તેનું રાજ્ય પડી ભાંગ્યું હતું.

**ચીનો મુસાફર હ્યુ-એન-સંગ:**—હર્ષના સમયનો ઇતિહાસ જાણ-વાનું સાધન ચીનના પ્રખ્યાત મુસાફર હ્યુ-એન-સંગે તેના રાજ્ય વિષે જે હકીકત લખી છે તેમાંથી મળી આવે છે. તે મુસાફર હિંદુસ્તાનમાં ૧૫ વરસ રહ્યો હતો. તેણે બૌદ્ધ ધર્મના ગ્રંથો મેળવવા પ્રયત્ન કર્યો હતો. તે પોતાને દેશ પાછો ગયો, ત્યારે ૬૪૭ હસ્તલિખિત ગ્રંથો, બુદ્ધ ભગવાનના અસ્થિના અવશેષો ને કેટલીક મૂર્તિઓ લઇ ગયો હતો. તે ઘણો વિદ્વાન હતો.

**ચાલુક્ય વંશ:**—( ઇ. સ. ૬૦૮–૮૫૦ ) હર્ષને હરાવનાર દક્ષિણનો ચાલુક્ય રાજા પુલકેશી બીજો હતો. તે કોણ હતો અને ચાલુક્ય રાજ્ય કેવી રીતે સ્થપાયું તે વિષે હવે વિચાર કરીએ. પુલકેશીનું રાજ્ય ઘણું પ્રબળ હોવું જોઈએ. ચાલુક્ય રાજ્ય પુલકેશી ૧લાએ છઠ્ઠા સૈકામાં સ્થાપ્યું હતું, જે દેશોનો આંધ્ર રાજ્યમાં સમાવેશ થતો હતો. પુલકેશી રજપુત હતો અને જે રજપુતો ઉત્તરમાંથી દક્ષિણમાં ગયા તેમાંનો તે હતો. વળી એમ માનવામાં આવે છે, કે દક્ષિણના ચાલુક્યો શક લોકોમાંથી ઉતરેલા છે.

પુલકેશીએ ઇ. સ. ૫૫૦ માં બિજાપુર પરગણામાં આવેલું વાતપી શહેર જીતી લીધું હતું. ઇ. સ. ૬૦૮ માં તેનો પૌત્ર વાતપીની ગાદીએ બીજા પુલકેશી તરીકે આવ્યો. તે બહુજ બહાદુર હતો. તેણે પોતાનું રાજ્ય વધાર્યું. ગાદીએ આવ્યા પછી તેણે ગુજરાત, માળવા અને કોંકણ જીતી લીધાં. વળી દક્ષિણનાં રાજ્યો ચોલા, પાંડય, અને કેરલ જીતી લીધાં. ઇ. સ. ૬૨૦ માં તેણે હર્ષને હરાવ્યો, અને નર્મદાની દક્ષિણનો બધો મુલક પોતાના તાબામાં આણ્યો. તેણે પોતાના રાજ્યના બે ભાગ પાડયા, અને પૂર્વમાં વેંગીમાં તેણે પોતાના ભાઇને રાજ્ય કરવા મોકલ્યો અને પશ્ચિમમાં પોતે રાજ્ય કરવા લાગ્યો. ઇ. સ. ૬૪૨ માં માલવોએ તેને હરાવ્યો, પણ ૧૩ વરસ પછી વિક્રમાદિત્ય ૧લાએ માલવોને હરાવી કાંચી લઈ લીધું. ત્યાર પછી રાષ્ટ્રકૂટ જાતિના રજપુતો જોરમાં આવ્યા, અને ચાલુકયોની સત્તા નબળી પડી.

ચાલુક્ય વંશના વખતમાં બૌદ્ધ ધર્મનો નાશ થતો ગયો, હિંદુ ધર્મ જોર પર આવતો ગયો, અને વિષ્ણુ અને શિવનાં દેવાલયો બંધાવા લાગ્યાં. ઇલોરાની ગુફામાં કોતરી કાઢેલું દહેરું બ્રાહ્મણ ધર્મની પ્રબળતા સૂચવે છે. વળી જૈન ધર્મ પણ ખૂબ જોસમાં ચાલવા લાગ્યો.

**પુનરાવર્તન:**—ગુપ્ત રાજ્ય પછી હિંદનાં રાજ્યો સ્વતંત્ર થઈ ગયાં. થાનેશ્વરનો સુબો પ્રભાકર વર્ધમાન પણ સ્વતંત્ર થઈ ગયો. તેણે હુણ લોકોને હાંકી કાઢયા. ત્યાર પછી રાજ્યવર્ધન અને હર્ષવર્ધન ગાદીએ આવ્યા. હર્ષ પાસે મોટું લશ્કર હતું. તેણે ઉત્તર હિંદ પોતાની સત્તા નીચે આણ્યું હતું. હર્ષે દક્ષિણ જીતવા યત્ન કર્યો હતો, પણ ચાલુક્ય રાજા પુલકેશીએ તેને હરાવ્યો. તેના વખતમાં હ્યુ-એન-સંગે હિંદમાં મુસાફરી કરી. તે ૧૫ વરસ હિંદમાં રહ્યો. હર્ષના વખતમાં બ્રાહ્મણ, જૈન, અને બૌદ્ધ એ ધર્મો ચાલતા હતા. હર્ષ દરેક ધર્મને ટેકો આપતો હતો, અને પંડિતોની સભા ભરતો હતો.

હર્ષ પોતે સાહિત્યરસિક પણ હતો, તે તેનાં નાગાનંદ, પ્રિયદર્શિકા, અને રત્નાવલી નામનાં નાટકોથી જાણી શકાય છે. પ્રખ્યાત કવિ બાણ પણ તેજ સમયમાં થઇ ગયો. હર્ષની રાજ્યનીતિ બહુ વખાણવા લાયક છે. પોતે જાતેજ ગામેગામ ફરતો અને ગુનેગારોને શિક્ષા કરતો. તેણે વાવ, કુવા અને તળાવો બંધાવ્યાં, દવાખાનાં ખોલ્યાં, અને ધર્મશાળાઓ સ્થાપી, તેમજ નિરાધાર માટે અન્નક્ષેત્રો ઉઘાડયાં.

ચાલુક્ય વંશનો સ્થાપનાર પુલકેશી ૧લો રજપુત હતો. દક્ષિણના ચાલુક્યો શક લોકોમાંથી ઉતરેલા છે એમ મનાય છે. ઇ. સ. ૬૦૮ માં પુલકેશી ૨ જો કે જેણે હર્ષને હરાવ્યો હતો, તેણે વાતપી જીતી લઇ ત્યાં ગાદી સ્થાપીને રાજ્ય વધાર્યું. છેવટે રાષ્ટ્રકૂટ જાતના રજપુતો આવ્યા. તેમણે ચાલુક્યોની સત્તા નરમ પાડી. તેઓના વખતમાં બૌદ્ધ ધર્મ લય પામતો ગયો, અને બ્રાહ્મણ ધર્મ તથા જૈન ધર્મ વધારે જોર પર આવતા ગયા.

## પ્રશ્નો.

(૧) હર્ષવર્ધનની રાજ્યપદ્ધતિ વિષે જાણતા હો તે લખો.

(૨) હર્ષના વખતમાં ધર્મની સ્થિતિ કેવી હતી ?

(૩) ચાલુક્યો કોણ હતા ? તેઓની રાજ્યસત્તા કેટલી પ્રબળ હતી તે લખો.

(૪) ચીના મુસાફર હ્યુ-એન-સંગ વિષે શું જાણો છો ?



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## રજપુતોનો સમય.

| | |
|---|---|
| રજપુતોનો સમય. | માળવાના રજપુતો. |
| રજપુતોની ઉત્પત્તિ. | દિલ્હી-અજમેરનાં રાજ્યો. |
| કનોજનું રાજ્ય. | ગુજરાતના રજપુતો. |

**રજપુતોનો સમય:**—હર્ષના રાજ્યના અંત પછી નવમા અને દસમા સૈકાનો હિંદુસ્તાનનો ઇતિહાસ આપણને પુરેપુરો મળી શકતો નથી. પરંતુ ત્યાર પછી થોડાં વર્ષો વીત્યા પછી આપણને માલમ પડે છે, કે હિંદમાં રજપુત રાજ્યો હતાં. આમ છે તો હર્ષના રાજ્યના અંત પછીથી મુસલમાનોનો ઇતિહાસ શરૂ થતા સુધીના સમયને રજપુત–સમય કહીશું.

**રજપુતોની ઉત્પત્તિ:**—રજપુતો કયી પ્રજામાંથી ઉતરી આવેલા છે તે ચોક્કસ નથી, પણ એટલું તો ખરૂંજ કે તેઓ મિશ્ર જાતિના હોવા જોઇએ.

પાંચમા અને છઠ્ઠા સૈકામાં શક તથા હૂણ લોકો હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યા હતા. તેઓ હિંદમાં રહ્યા, તેમાંના કેટલાક હિંદુ ધર્મ પાળવા લાગ્યા, અને હિંદુજ બની ગયા એમ કહીએ તોપણ ચાલે. તે લોકોમાંના મુખ્ય સરદારો ક્ષત્રિય જાતિમાં ભળ્યા, અને બાકીના કેટલાક શુદ્રમાં ભળ્યા.

આઠમા સૈકાના મધ્યમાં ગોપાળ નામના રજપુતે બંગાળામાં રાજ્ય સ્થાપ્યું. પાળ લોકો બૌદ્ધ ધર્મ પાળતા હતા. તેના પુત્ર ધર્મપાળે છેક દિલ્હી સુધીનું રાજ્ય જીતી લીધું. દેવપાળે કામરૂપ ( આસામ ) જીતી લીધું, અને બનારસનું રાજ્ય પણ લઈ લીધું. ૧૨ મા સૈકામાં સેન લોકોએ પાળ લોકો પાસેથી બંગાળાનું રાજ્ય પડાવી લીધું. છેવટે પાળ લોકો પાસેથી મહંમદ ખિલજીએ ઇ. સ. ૧૧૯૭ માં બાકીનો મુલક લઈ લીધો.

અગિઆરમા સૈકામાં બંગાળા સેન નામના બ્રાહ્મણ સુબાના હાથમાં હતું. અંતે વિજયસેન પાલ લોકોથી સ્વતંત્ર થઈ ગયો, અને લક્ષ્મણસેને તિરહાટ તેમજ ઉત્તર બિહાર જીતી લઈ ઇ. સ. ૧૧૧૯ થી લક્ષ્મણ શક ચાલુ કર્યો. ઇ. સ. ૧૧૯૮ માં મહંમદ ખિલજીએ તેનું રાજ્ય પડાવી લીધું.

**કનોજનું રાજ્યઃ**—ગંગા અને યમુના વચ્ચેના પાંચાલ દેશની રાજ્યધાની કનોજ હતી. તે હર્ષવર્ધનના તાબામાં હતો. ત્યાર પછી કેટલેક સમયે યશોવર્મા નામનો રાજા ત્યાં થઈ ગયો. તેને સાહિત્યનો શોખ હતો. તે પોતાના રાજ્યમાં કવિઓને સન્માન આપતો હતો. ઇ. સ. ૭૪૦ માં કાશ્મીરના રાજાએ તેને મારી નાખ્યો. પછી પરિહાર જાતના રજપુતો ત્યાં રાજ્ય કરવા લાગ્યા. છેવટે મિહિરભોજ રાજાએ રાજ્ય વધાર્યું. તેણે રજપુતાના, આગ્રા—અયોધ્યાનો પ્રદેશ, પંજાબ અને ગ્વાલિઅરનો થોડો ભાગ જીતી લીધો. કાઠિઆવાડ (સૌરાષ્ટ્ર) અને માળવા પણ તેના તાબામાં હતાં. ઇ. સ. ૧૦૧૯ માં મહંમૂદ ગીજનીએ કનોજનું રાજ્ય જીતી લીધું, ત્યાર પછી પરિહાર રજપુતો દિલ્હીમાં વસ્યા, અને તુંવાર રજપુતોના નામથી ઓળખાવા લાગ્યા.

**માળવાના રજપુતો:**—માળવાનું રાજ્ય સાતમા સૈકામાં હર્ષની સત્તામાં હતું. નવમા સૈકામાં ત્યાં પરમાર રાજાઓ રાજ્ય કરતા હતા. પહેલા પરમાર રાજા ઉપેન્દ્રે ધારાનગરીમાં રાજ્યગાદી સ્થાપી. તે વંશનો ભોજ રાજા ઇ. સ. ૧૦૧૮–૧૦૬૦ સુધીમાં થઈ ગયો. ભોજ વિદ્યાવિલાસી હતો, અને પંડિતોને આસરો આપતો હતો. તેના વિષે ઘણી ઘણી વાતો જાણીતી છે. ભોપાળના અગ્નિ ખુણામાં આવેલું ભોજપર તળાવ તેણે બંધાવ્યું હતું. તે દક્ષિણ અને ગુજરાતના ચાલુક્યો સાથે લડયો. તેમાં ગુજરાતના ચાલુક્યોએ ઇ. સ. ૧૦૬૦ માં તેની પાસેથી માળવા જીતી લીધું. અલ્તમશે ઇ. સ. ૧૨૩૫ માં માળવા ઉપર ચડાઈ કરી ઉજ્જન હાથ કર્યું. છેવટે અલાઉદ્દીન ખિલજીએ એ રાજ્ય પોતાના તાબામાં લીધું.

**દિલ્હી—અજમેરનાં રાજ્યો:**—દિલ્હીના રાજ્ય વિષે ઘણી દંતકથાઓ ચાલે છે. કોઈ માને છે કે દિલ્લુ નામના રાજાએ તે વસાવ્યું. કોઈ વળી ખીલી ઢીલી પડી તે ઉપરથી તેનું નામ દિલ્હી પડયું એમ માને છે. પરંતુ ૮ મા સૈકામાં તુંવારો ત્યાં વસ્યા એ તો ચોક્કસ છે. ઇ. સ. ૧૧૫૧ માં અજમેરના રાજા વિસળદેવે તે જીતી લઈ પોતાની સત્તામાં આણ્યું, અને પોતાના પુત્ર સોમેશ્વર વેરે તુંવાર રાજાને દીકરી આપવા

ફરજ પાડી. વળી તેને પુત્ર ન હોવાથી સોમેશ્વરનો પુત્ર પૃથ્વીરાજ ચૌહાણ જે તેનો દૌહિત્ર હતો, તે દિલ્હી અને અજમેર બન્નેનો રાજા થયો. પૃથ્વીરાજે કનોજના જયચંદની પુત્રી સંયુક્તાનું બહાદુરીથી કેવી રીતે હરણ કર્યું અને તેનું શું પરિણામ આવ્યું તે બીના તમે શીખી ગયા છો. તેણે બુંદેલખંડના ચાંદલ રાજાને હરાવ્યો. શાહબુદ્દીન ઘોરી સાથે તેને લડાઇઓ થઈ. ઇ. સ. ૧૧૯૧ માં થાનેશ્વરની પહેલી લડાઇમાં પોતે જીત્યો, પણ બીજેજ વર્ષે શાહબુદ્દીનને હાથે મરાયો. શાહબુદ્દીને અજમેર બાળ્યું અને દિલ્હી લઈ લીધું.

ગુજરાતના રજપુતોઃ—હર્ષ રાજાએ ભટ્ટાર્ક નામના સુબાને સૌરાષ્ટ્રમાં વલ્લભીનગરમાં પોતાની વતી રાજ્ય કરવા મૂકયો હતો. હર્ષના મરી ગયા પછી રાજ્યમાં અંધાધુંધી ચાલી, અને વલ્લભી રાજ્ય સ્વતંત્ર થયું. વલ્લભી (વળા) રાજ્યનો આઠમા સૈકાની મધ્યમાં વિનાશ થયો. ત્યાર પછી ઇ. સ. ૭૪૫ માં વનરાજે અહણહીલપુર પાટણ વસાવ્યું. તે ચાવડા વંશનો પહેલો રાજા હતો. ચાવડા વંશના રજપુતોએ ત્યાં ૨૦૦ વરસ સુધી રાજ્ય કર્યું. મૂળરાજ સોલંકીએ (ચાલુકયે) છેલ્લા રાજાને મારી નાખ્યો. ચાલુક્યો ગુર્જર વંશના હતા, એ ઉપરથી દેશને ગુજરાત નામ આપ્યું. તેઓની રાજ્યધાની પાટણમાં હતી. તેઓના વખતમાં ગુજરાત સમૃદ્ધ દેશ હતો, અને ભરૂચ અને ખંભાતનાં બંદરોથી સારો વેપાર ચાલતો હતો. ઇ. સ. ૧૦૨૪ માં મહમૂદ ગીજનીએ ત્યાંના રાજા ભીમદેવ ઉપર ચડાઈ કરી. ભીમદેવ લડવા તૈયાર નહોતો તેથી નાસી ગયો. મહમૂદે પાટણ જીત્યું અને સોમનાથ ઉપર ચડાઈ કરી તેનું દેવાલય લૂટી લીધું. ચાલુક્ય વંશના રાજાઓમાં સિદ્ધરાજ અને કુમારપાળ એ બે પ્રખ્યાત થઇ ગયા છે. ભોળાભીમે મહંમૂદ ઘોરીને હરાવી પાછો કાઢયો હતો. કુમારપાળ પછીના રાજાઓ નબળા હોવાથી તેની શાખામાંના એક જેઓ વાઘેલા કહેવાતા હતા તેઓએ ધોળકામાં રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૧૨૪૨માં વિસળદેવે અણહીલવાડ પડાવી લીધું. ઇ. સ. ૧૨૯૭ માં અલાઉદ્દીન ખિલજીના સરદારે કરણઘેલા પાસેથી ગુજરાતનું રાજ્ય જીતી લીધું. આમ ગુજરાતમાંથી રજપુત અમલનો અંત આવ્યો.

**પુનરાવર્તનઃ**—રજપુતો શક લોકોમાંથી ઉતરી આવ્યા હતા. પાળ અને સેન વંશનાં રાજ્યો વિષે આપણે કેટલીક હકીકત જાણી. કનોજમાં પરિહાર રજપુતો રાજ્ય કરતા હતા. તેઓએ રજપુતાના, હાલનો સંયુક્ત પ્રાંત, પંજાબ, કાઠિઆવાડ, માળવા, વગેરે જીતી લીધાં હતાં. મહમૂદ ગીજનીએ તેમને હરાવ્યા. પછી તેઓ દિલ્હીમાં જઈ વસ્યા ને તુંવાર કહેવાયા. માળવામાં પરમાર રાજા રાજ્ય કરતા હતા. એમાં ભોજ રાજા પ્રખ્યાત હતો. તેનો પણ ઇ. સ. ૧૦૬૦ માં અંત આવ્યો. દિલ્હીના તુંવાર રાજાની દીકરી અજમેરના રાજા વિસળદેવના પુત્ર સોમેશ્વરને વરી, અને પૃથ્વીરાજ સમર્થ રાજા થયો. છેવટ પૃથ્વીરાજ શાહબુદ્દીન ઘોરીને હાથે ઇ. સ. ૧૧૯૨ માં થાનેશ્વર પાસે હાર્યો ને મરાયો. ગુજરાતમાં પહેલાં વલ્લભી રાજ્ય સ્થપાયું. ત્યાર પછી વનરાજે અણુ-હીલપુર પાટણમાં ચાવડા રાજ્ય સ્થાપ્યું. મૂળરાજ સોલંકીએ તે લઇ લીધું. સોલંકી ( ચાલુક્યો ) ગુર્જર વંશના હતા, તેથી દેશનું નામ ગુજરાત કહેવાયું. ઇ. સ. ૧૦૨૪ માં મહમૂદ ગીજનીએ પાટણ જીતી લીધું ને સોમનાથનું દહેરૂં લૂટ્યું. ભોળાભીમ પછી વાઘેલા રાજાઓએ પાટણ લઈ લીધું, પણ અલાઉદ્દીન ખિલજીના સરદારે ગુજરાત પ્રાંત તાબે કર્યો. આ ઉપરથી આપણે જાણી શકયા, કે દરેક જગાએ રજપુત રાજ્યનો અંત લાવનાર મુસલમાનોજ હતા. તેઓની દિવસે દિવસે ચડતી થતી જતી હતી.

## પ્રશ્નો.

(૧) રજપુતો કયાંથી ઉતરી આવેલા તે લખો.

(૨) માળવા, દિલ્હી, અજમેર અને કનોજનાં રાજ્યોની હકીકત આપો.

(૩) ગુજરાતનાં જુદાં જુદાં રજપુત રાજ્યોની હકીકત આપો.

(૪) સિદ્ધરાજ જયસિંહના સમયમાં સોલંકી અમલની પૂર્ણ જાહોજલાલી હતી એ સાબીત કરો.

(૫) ભોળાભીમે અવિચારી કામો કરી સોલંકી વંશની પડતીનાં બી નાખ્યાં એ સમજાવો.

(૬) કરણઘેલો કયો ધર્મ ચૂકયો? આને લઇને ગુજરાતની શી સ્થિતિ થઈ?



# પ્રકરણ ૭ મું.

## દક્ષિણનાં રાજ્યો.

| | |
|---|---|
| રાષ્ટ્રકૂટ રાજાઓ. | ચોલા રાજ્ય. |
| કલ્યાણીના ચાલુકયો. | પાંડય રાજ્ય. |
| દેવગિરિના યાદવો. | પુનરાવર્તન. |

**રાષ્ટ્રકૂટ રાજાઓ:**—ગયા પ્રકરણમાં આપણે ચાલુક્ય રાજા પુલકેશી રજા વિષે વાંચી ગયા. તેઓ પ્રબળ હતા તે પણ આપણે જોયું, અને તેઓને રાષ્ટ્રકૂટ નામના રજપુતોએ કેવી રીતે હરાવ્યા તે પણ આપણા જાણવામાં આવ્યું. હવે આપણે રાષ્ટ્રકૂટો વિષે થોડું વધારે શીખીએ.

રાષ્ટ્રકૂટ ઉપરથી દેશનું નામ મહારાષ્ટ્ર પડયું. તે વંશના રાજા કૃષ્ણ ૧લાએ ચાલુકયોનું રાજ્ય મેળવ્યું, અને ઇલોરામાં પ્રખ્યાત કૈલાસનું દહેરૂં બંધાવ્યું. તેમના છેલ્લા રાજાને કલ્યાણીના ચાલુકયોએ ઇ. સ. ૯૭૩ માં ગાદી પરથી ઉઠાડી મૂકી રાજ્ય લઈ લીધું.

**કલ્યાણીના ચાલુકયો:**—(ઇ. સ. ૯૭૩–ઇ. સ. ૧૧૯૦) ચાલુક્ય રજપુતોએ હૈદરાબાદ જિલ્લાના કલ્યાણીમાં રાજ્ય સ્થાપ્યું. તેમાં સૌથી પ્રખ્યાત વિક્રમાદિત્ય ૬ટ્ઠો થઇ ગયો. તેણે મ્હૈસુરના રાજ્ય સાથે લડાઇ કરી. પછી તેમની પાસેથી ચેદી વંશના રાજા બીજલે રાજ્ય પડાવી લીધું. તેના પ્રધાન વાસવે તેને મારી નાખ્યો, ને લીંગાયત વંશ ગાદી ઉપર આવ્યો. છેવટે દેવગિરિના યાદવોએ તેનો અંત આણ્યો.

**દેવગિરિના યાદવો:**—(ઇ. સ. ૧૧૯૦–૧૩૦૯) યાદવો નવમા સૈકામાં મથુરાથી દક્ષિણમાં આવ્યા હતા. બારમા સૈકા સુધી તેઓ રાષ્ટ્રકૂટો અને ચાલુકયોના ખંડીઆ રાજા તરીકે રહ્યા હતા. ઇ. સ. ૧૧૯૦ માં તેઓએ કલ્યાણી જીતી લીધું ને દેવગિરિમાં રાજ્યધાની કરી. છેવટે મુસલમાનોએ તેમનો પરાજય કર્યો.

**ચોલા રાજ્ય:**—નવમા સૈકાની શરૂઆતમાં ચોલા રાજા પરંતક ૧લાએ માલવ રાજ્યનો પ્રદેશ જીતી લીધો, અને સિલોન સુધી સત્તા વધારી.

તે ઇ. સ. ૯૪૯ માં મરી ગયો. ઇ. સ. ૯૯૫ માં રામરાજાએ આખું દક્ષિણ જીતી લીધું. તેનું નૌકાસૈન્ય બહુ મોટું હતું. તેઓએ તાંજોરમાં રાજ્ય સ્થાપ્યું. તેરમા સૈકામાં મદુરાના પાંડય રાજાઓએ તેમની સત્તા તોડી પાડી, ને છેવટે ઇ. સ. ૧૩૧૦ માં મલેક કાફુરે તેનો અંત આણ્યો.

**પાંડય રાજ્ય:**—આ રાજ્યના પાંચ ભાગ પડયા. મુખ્ય બંદર કોરકોઇ હતું, જ્યાં મોતીનો વેપાર ચાલતો હતો. તેમણે મદુરામાં પણ રાજ્ય સ્થાપ્યું. રોમ અને ગ્રીસનાં રાજ્યોની સાથે આ રાજ્યનો વેપાર ચાલતો હતો. પાંડયોએ સિલોન પર ચડાઇ કરી સીહાલીઓને હરાવ્યા, પણ થોડા વખત પછી લંકાવાસીઓએ પાંડયોને હરાવ્યા. ઇ. સ. ૧૪ મા સૈકામાં તેમનું રાજ્ય મુસલમાનોના હાથમાં ગયું.

**પુનરાવર્તન:**—ચાલુક્ય રાજા પુલકેશી ૨ જાએ હર્ષને હરાવ્યો હતો. ત્યાર પછી રાષ્ટ્રકૂટ નામના લોકો આવ્યા. તેઓના ઉપરથી દેશનું નામ મહારાષ્ટ્ર પડયું. કલ્યાણીના ચાલુકયોએ તેમનું રાજ્ય પડાવી લીધું. આ ચાલુકયોને દેવગિરિના યાદવોએ હરાવ્યા. યાદવો મથુરામાંથી નવમા સૈકામાં દક્ષિણમાં આવ્યા હતા. ઇ. સ. ૧૧૯૦માં તેઓએ કલ્યાણી જીતી લીધું, પણ છેવટે મુસલમાનોથી હાર્યા. ત્યાર પછી ચોલા રાજ્ય થયું. તેના વખતમાં રાજ્ય ખૂબ વધ્યું અને દક્ષિણનો મુલક જીતી લીધો. તેમનું નૌકાસૈન્ય મોટું હતું. છેવટે મદુરાના પાંડય રાજાએ તેમનો અંત આણ્યો. પાંડય રાજ્યસત્તા વધી પડી હતી. તેઓ રોમ અને ગ્રીસનાં રાજ્યો સાથે મોતીનો વેપાર કરતા હતા. સિલોન પર તેઓએ ચડાઈ કરી હતી. ઇ. સ. ૧૪ મા સૈકામાં તેમનું રાજ્ય મુસલમાનોના હાથમાં ગયું.

## પ્રશ્નો.

(૧) દક્ષિણનાં મુખ્ય રાજ્યો વિષે ટુંક હકીકત આપો.

(૨) દેવગિરિના યાદવો કેવી રીતે દક્ષિણમાં આવ્યા?

(૩) પાંડય અને ચોલા રાજ્ય વિષે શું જાણો છો?

(૪) દક્ષિણમાં રજપુતોના અમલ દરમિઆન પ્રજાજીવન અને વેપાર કેવાં હશે, તે વિષે અનુમાન કરો.

(૫) મલેક કાફુરે દક્ષિણનાં રજપુત રાજ્યો ઉપર વિજય મેળવી શી સ્થિતિ ઉત્પન્ન કરી, તે વિષે તમારો મત બાંધો.

# પ્રકરણ ૮ મું.

## ધાર્મિક પરિસ્થિતિ અને ધર્માચાર્યો.



**ધાર્મિક પરિસ્થિતિ:**—હિંદુસ્તાનના પૂર્વ ઇતિહાસમાં આપણે જોયું, કે જ્યારથી આર્ય લોકો ટોળાંબંધ આવતા ગયા અને જુદી જુદી જગાઓએ વસતા ગયા, ત્યારથી બ્રાહ્મણોનું પરિબળ વધવા લાગ્યું, અને બ્રાહ્મણો પોતાનો ધર્મ ફેલાવવા લાગ્યા. તેઓ પહેલાં કુદરતી શક્તિને માનતા હતા, ને જ્યારે જ્ઞાનને શિખરે પહોંચ્યા ત્યારે ઈશ્વરને માનવા લાગ્યા. જ્યારે તેઓ પોતાનાં પુસ્તકો સંસ્કૃત ભાષા કે જેનાથી બીજા લોકો અજ્ઞાત હતા તેમાં લખવા લાગ્યા, ત્યારે લોકો એવાં ધર્મપુસ્તકો ઉપર બહુ ધ્યાન આપવા લાગ્યા નહિ. જેને પરિણામે બૌદ્ધ અને જૈન ધર્મના ઉપદેશકો ગૌતમ અને મહાવીર સ્વામીએ લોકોને સમજાવી પોતપોતાના ધર્મ ફેલાવ્યા. મોટાં મોટાં રાજ્યાએ પણ બૌદ્ધ ધર્મને તો ટેકો આપ્યો.

વખત જતાં બ્રાહ્મણો પોતાની ભૂલો સમજ્યા, અને તેઓએ પોતાનો ધર્મ સુધાર્યો. તેઓ ત્રિપુટી ( બ્રહ્મા, વિષ્ણુ, શિવ ) ને માનવા લાગ્યા, અને વળી મુખ્ય ધર્મનેતાઓ જેવા કે કુમારિલભટ્ટ, શંકરાચાર્ય, રામાનુજ, કબીર વગેરે હિંદુ ધર્મનો ઉપદેશ કરવા લાગ્યા. આથી કરીને લગભગ આઠમા સૈકાથી હિંદુ ધર્મ પાછો જાગૃત થયો. ઉપર પ્રમાણે ધર્મની સ્થિતિ હતી. હવે તેઓના આચાર્યો વિષે થોડું જાણવાની કોશીશ કરીએ.

**કુમારિલભટ્ટ:**—તેઓ આઠમા સૈકામાં થઈ ગયા. તેમણે દક્ષિણમાં બૌદ્ધ ધર્મ વિરુદ્ધ ઉપદેશ કર્યો. તેઓ બંગાળામાં થઈ ગયા. તેમણે ત્યાંના રાજાને બ્રાહ્મણ ધર્મમાં આણી બૌદ્ધ ધર્મનું બળ તોડયું.

**શંકરાચાર્ય:**—તેઓ કુમારિલભટ્ટના શિષ્ય હતા. તેઓ ઇ. સ. ના ૯ મા સૈકામાં જન્મ્યા હતા. તેઓએ સેતુબંધ રામેશ્વરથી હિમાલય સુધી ફરી ફરીને બ્રાહ્મણ ધર્મનો ઉપદેશ કર્યો. તે ૩૨ વર્ષની વયે કેદારનાથમાં

કૈવલ્યપદને પામ્યા. તે શિવના ભક્ત હતા, અને તેમણે બ્રાહ્મણ ધર્મનો પુનરુદ્ધાર કર્યો. તેમના ચાર મુખ્ય શિષ્યો પદ્મપાદ, સુરેશ્વર, હસ્તામલક અને તોટક હતા. તેમણે શૃંગિરિ (મ્હૈસુર), બદ્રીનાથ, દ્વારકા અને જગન્નાથ આગળ ચાર મઠ સ્થાપ્યા, અને પ્રત્યેક શિષ્યને આચાર્ય પદ આપી શંકરાંચાર્ય નામ ધારણ કરાવ્યું. હાલ પણ તેમના આચાર્યો તે તે મઠની ગાદીએ બેસે છે, ને શંકરાચાર્ય નામ ધારણ કરે છે.

**રામાનુજઃ**—તેઓ ઇ. સ. ૧૧૫૦ માં મદ્રાસ પાસે જન્મ્યા હતા. તેમણે વૈષ્ણવ ધર્મનો પહેલવહેલો ઉપદેશ શરૂ કર્યો. તેમણે શૈવ ધર્મની વિરુદ્ધ ઉપદેશ કર્યો, તેથી ચોલ રાજાએ તેમને મારી નાખવા પ્રયત્ન કર્યો હતો. આ કારણથીજ રામાનુજ મ્હૈસુરમાં ગયા હતા. તેમણે ઉચ્ચ વર્ણને બોધ કર્યો.

**રામાનંદઃ**—રામાનંદ રામાનુજના શિષ્ય હતા. તેમણે નીચ વર્ણને વિષ્ણુને નામે એક ઇશ્વરની પૂજા કરવાનો ઉપદેશ કર્યો. તેમણે હિંદી ભાષામાં ગ્રંથો રચ્યા છે. તુલસીદાસ તેમનાજ પંથના હતા.

**કબીરઃ**—(ઇ. સ. ૧૩૮૦-૧૪૨૦) કબીર રામાનંદના શિષ્ય હતા. તેમણે જ્ઞાતિબંધન ને મૂર્તિપૂજા વિરુદ્ધ ઉપદેશ કર્યો, ને હિંદુ મુસલમાનને એક ધર્મમાં લાવવા પ્રયત્ન કર્યો. ખરા ઇશ્વરને જોવાથી, જાણવાથી અને ચહાવાથી મોક્ષ મળે છે, એમ તેઓ માનતા હતા.

**ચૈતન્યઃ**—તે બંગાળામાં જન્મ્યા હતા. ત્યાં તેમણે જગન્નાથ અને વિષ્ણુની પૂજાનો ઉપદેશ કર્યો. તેમણે અહિંસાનો પણ ઉપદેશ કર્યો હતો.

**વલ્લભાચાર્યઃ**—તેઓ તૈલંગણમાં જન્મ્યા હતા. તેમણે કૃષ્ણ એજ વિષ્ણુ છે એમ ઉપદેશ કર્યો. વળી ઉપવાસ કરવાની આવશ્યકતા નથી એમ કહ્યું. આ માર્ગ પુષ્ટિમાર્ગ કહેવાય છે.

**સહજાનંદ સ્વામીઃ**—તે બ્રાહ્મણ હતા. ઇ. સ. ૧૯મા સૈકાની શરૂઆતમાં તેમણે સ્વામીનારાયણ પંથની સ્થાપના કરી. તેમણે લોકોને નીતિને પંથે દોર્યા.

ઉપર પ્રમાણે હિંદુ ધર્મના આચાર્યોના સતત પ્રયાસ અને બોધથી હિંદુ ધર્મ પ્રબળ થયો.

### પ્રશ્નો.

(૧) કુમારિલભટ્ટ અને શંકરાચાર્ય વિષે શું જાણો છો?

(૨) બ્રાહ્મણ (હિંદુ) ધર્મ કેવી રીતે પ્રબળ થયો તે લખો.

(૩) આર્ય લોકો હિંદમાં આવ્યા ત્યારથી તે આજ સુધીની ધર્મની સ્થિતિ વિષે જે જાણતા હો તે લખો.

# અગત્યના બનાવોની તવારીખ.

ઇ. સ. પૂર્વે ૫૧૫ ઇરાનના પાદશાહ દારા કે ડરાયસે પંજાબ પ્રાંત જીત્યો.
ઇ. સ. પૂર્વે ૩૨૭ મહાન્ સિકંદરની હિંદ ઉપર સવારી.
ઇ. સ. પૂર્વે ૩૦૫ સેલ્યુકસ નિકેટરની હિંદ ઉપર ચઢાઈ.
ચંદ્રગુપ્ત મૌર્યે સેલ્યુકસને હરાવ્યો,
અને કાબુલ, કંદહાર ને હેરાત પ્રાંતો મેળવ્યા.
પરિણામે બંને વચ્ચે મૈત્રી ને સગપણનો સંબંધ.
ચંદ્રગુપ્ત સેલ્યુકસની કુંવરી વેરે પરણ્યો.
ઇ. સ. પૂર્વે ૨૯૭ ચંદ્રગુપ્તનું મરણ.
ઇ. સ. પૂર્વે ૨૭૨ મહાન અશોક ગાદીએ આવ્યો.
ઇ. સ. પૂર્વે ૨૪૪ મહાન્ અશોકે પાટલીપુત્રમાં બૌદ્ધ સભા બોલાવી.
ઇ. સ. પૂર્વે ૨૩૨ મહાન્ અશોકનું મરણ.
ઇ. સ. પૂર્વે ૧૫૦ શક કે સિથીઅન લોકોની હિંદ પર ચડાઈઓ.
ઇ. સ. ૪૦ કનિષ્કે બૌદ્ધ સભા બોલાવી: હીનયાન ને મહાયાન.
ઇ. સ. ૧૫૦ કનિષ્કના રાજ્યનો અંત.
ઇ. સ. ૩૧૯–૨૦ ગુપ્ત વંશના ચંદ્રગુપ્ત ૧લાએ ગુપ્ત સંવત્સર શરૂ કર્યો.
ઇ. સ. ૩૭૫ થી ઇ. સ. ૪૧૩ ચંદ્રગુપ્ત રજો યાને વિક્રમાદિત્ય.
ઇ. સ. ૩૯૦ ચંદ્રગુપ્ત રજાએ માળવા જીતીને માલવ સંવતનું નામ બદલી વિક્રમ સંવત નામ આપ્યું.
ઇ. સ. ૬૦૬ શ્રી હર્ષ ગાદીએ આવ્યો.
ઇ. સ. ૭૪૬ વનરાજ ચાવડાએ અણહીલપુર પાટણ વસાવ્યું.
ઇ. સ. ૧૦૨૪ મહંમૂદ ગીજનીએ પ્રભાસપાટણ પર ચડાઈ કરી: જ્યોતિર્લિંગનું ખંડન.
ઇ. સ. ૧૧૯૧ થાનેશ્વરનું પહેલું યુદ્ધ: પૃથ્વીરાજની જીત ને શાહબુદ્દીનની હાર.
ઇ. સ. ૧૧૯૨ થાનેશ્વરનું બીજું યુદ્ધ: શાહબુદ્દીનનો વિજય: પૃથ્વીરાજનું મરણ.
ઇ. સ. ૧૨૯૭ કરણઘેલાની પડતી: ગુજરાત પર મુસલમાની અમલ.



## પઠાણુ પાદશાહોની વંશાવળી.

### ગુલામ વંશ: ઇ. સ. ૧૨૦૬–૧૨૯૦

કુતુબુદ્દીન: ૧૨૦૬–૧૨૧૧

આરામ: ૧૨૧૧–૧૨૧૧

(કુતુબુદ્દીનનો જમાઇ) અલ્તમશ: ૧૨૧૧–૧૨૩૬

રૂકનુદ્દીન (૧૨૩૬) | રઝિયા બેગમ (૧૨૩૬–૧૨૩૯) | મૌઝુદ્દીન (૧૨૩૯–૪૧) | અલાઉદ્દીન (૧૨૪૧–૪૬) | નાસિરૂદ્દીન (૧૨૪૬–૧૨૬૬)

(નાસિરૂદ્દીનનો વજીર અને જમાઇ) બલબન (૧૨૬૬–૧૨૮૬)

મહંમૂદ (મરણ: ૧૨૮૬) | બઘરાખાન: (બંગાળાનો સુબો)

કૈખુશરૂ | કૈકુબાદ: ૧૨૮૭–૧૨૯૦ (મરણ: ખિલજી પઠાણોને હાથે.)

### ખીલજી વંશ: ૧૨૯૦–૧૩૨૦

(ખૂન: અલાઉદ્દીનના હાથે) જલાલુદ્દીન: (૧૨૯૦–૧૨૯૫)

(ભત્રીજો) અલાઉદ્દીન: ૧૨૯૫–૧૩૧૬ (કાફુરના હાથે મરણ) | બે પુત્રો: (અલાઉદ્દીનના હાથે મરણ)

[૧લો પુત્ર: ૨જો પુત્ર] (કાફુરના હાથે કેદ) | મુબારક (૧૩૧૬–૧૩૨૦) | ઉમર: (૧૩૧૬)

ખુશરૂ: (૧૩૨૦)

**તઘલખ વંશ: ૧૩૨૦–૧૪૧૪**

ગ્યાસુદ્દીન: ૧૩૨૦–૧૩૨૫

મહંમૂદ ગાંડો: ૧૩૨૫–૧૩૫૧

(મહંમૂદનો ભત્રીજો) ફિરોઝશાહ: ૧૩૫૧–૧૩૮૮

- ગ્યાસુદ્દીન ૧૩૮૮–૮૯
  - અબુબક્કર ૧૩૮૯–
  - નાસિરૂદ્દીન ૧૩૮૯–૯૨
- (પૌત્ર) મહંમૂદ રજો: ૧૩૯૨–૧૪૧૨
  - (૧૪૧૨–૧૪) સુબા દોખતખાં લોદીનો કારભાર.

**સૈયદ વંશ: ૧૪૧૪–૧૪૫૦**

ખિજરખાન: ૧૪૧૪–૧૪૨૧

મુબારક: ૧૪૨૧–૧૪૩૩

મહંમૂદ: ૧૪૩૩–૧૪૪૩

અલાઉદ્દીન: ૧૪૪૩–૧૪૫૦

**લોદી વંશ: ૧૪૫૦–૧૫૨૬**

બહલોલ: ૧૪૫૦–૧૪૮૮

સિકંદર: ૧૪૮૮–૧૫૧૭

ઇબ્રાહીમ: ૧૫૧૭–૧૫૨૬

---

# પ્રકરણ ૧ લું.

## મુસલમાનો.

મુસલમાનો કોણ હતા ? | ઇસ્લામ ધર્મના સિદ્ધાંતો.
હઝરત મહંમદ પેગંબર સાહેબ. | અરબોનું સિંધ પર આક્રમણ.

**મુસલમાનો કોણ હતા ?:**—રજપુત રાજ્યોને મુસલમાનોએ જીતી લીધાં હતાં. આ મુસલમાનો કોણ હતા અને ક્યાંથી આવેલા હતા તે આપણે જાણવું જોઈએ.

જે લોકો મહમ્મદ પેગંબર સાહેબના ઉપદેશને માને છે અને મહમ્મદને ખુદાના ફીરસ્તા માને છે તેઓ મુસલમાન કહેવાય છે. છઠ્ઠા સૈકામાં અરબસ્તાનમાં અરબ લોકો બંડ કરતા હતા અને માંહોમાંહે લડતા હતા. તેઓ જંગલી હતા, તેથી તેમનાથી થતી હિંસા અટકાવવાને મહમ્મદ પેગંબરે ઝુંડો ઉઠાવ્યો. તેમણે લોકોને ખુદાને માનવાનો અને પવિત્ર જિંદગી ગાળવાનો ઉપદેશ કર્યો. આમ છે તો આ વીર પુરુષ કોણ હતા તે જોઈએ.

**હઝરત મહમ્મદ પેગંબર સાહેબ:**—મહમ્મદ પેગંબર ઇ. સ. ૫૭૦માં મક્કામાં જન્મ્યા હતા. તેઓ એક ગરીબ વેપારીના પુત્ર હતા. પચ્ચીસ વર્ષની વયે તેઓ ખદીજા નામની તવંગર વિધવાને પરણ્યા, જેનાથી તેમને ફાતમા નામની એક પુત્રી થઈ. નાનપણથીજ તેઓ વારંવાર વિચારમાં મશગુલ રહેતા. મક્કા પાસેના પર્વતમાં તેઓ ધ્યાનસ્થ બેઠા હતા, ત્યારે તેમને નવો ધર્મ ફેલાવવાની પ્રેરણા થઈ. તેમણે મક્કાના લોકોને ઉપદેશ કરવા માંડયો; તેમને મૂર્તિ પૂજવાની ના કહી. આથી લોકો તેમની સામે થયા, એટલે તેઓ ઇ. સ. ૬૨૨ ની સોળમી જુલાઇએ મદીના નાસી ગયા. એજ વર્ષથી મુસલમાનો પોતાનું વર્ષ ગણે છે, અને તેને હીજરી સન ( હીજરા એટલે નાસી જવું ) કહે છે. મદીનાના લોકોએ તેમનો બોધ ગ્રહણ કર્યો. ઇ. સ. ૬૩૦ માં મોટું લશ્કર એકઠું કરી મક્કા સર કર્યું. તેઓ ઇ. સ. ૬૩૨ ના જૂન માસમાં મરણ પામ્યા. તેમના મૃત્યુ પહેલાં તેમણે આખું અરબસ્તાન કબજે કર્યું હતું. તેમના વંશજો ખલીફા કહેવાતા અને બગદાદમાં રાજ્ય કરતા. તેમણે આટ્લાંટિક મહાસાગરથી સિંધુ નદી સુધીના પ્રદેશો જીતી લીધા હતા; એટલે કે સીરિઆ, ઇજિપ્ટ અને સ્પેન સુધીનો યુરપનો ભાગ તેમજ ઈરાન પર તેમની સત્તા હતી.

**ઇસ્લામ ધર્મના સિદ્ધાંતો:**—ઇસ્લામ ધર્મનું શું રહસ્ય છે તે હવે તપાસીએ. ' મુસલમાન ' શબ્દનો અર્થજ અલ્લાની ઇચ્છાને તાબે થનાર થાય છે. ખુદા એકજ છે અને હઝરત મહમ્મદ તેના પેગંબર છે એમ તેઓ માને છે. મૂર્તિપૂજાને તેઓ ધિક્કારે છે. ધર્મના મુખ્ય સિદ્ધાંતો અને પેગંબર સાહેબના ઉપદેશના સંગ્રહનું પુસ્તક એ તેમનું ધર્મપુસ્તક છે, ને તે ' કુરાને શરીફ ' કહેવાય છે. ખુદાની બંદગી કરવી, દાન કરવું, મક્કે હજ કરવા જવું, અને પાક જિંદગી ગુજારવી એ તેઓના ધર્મના મુખ્ય સિદ્ધાંતો છે.

**અરબોનું સિંધ પર આક્રમણ:**—ઇ. સ. ૭૧૨ માં મહમ્મદ બિન કાસીમની સરદારી નીચે અરબોએ હિંદ પર સવારી કરી સિંધ દેશ જીતી લીધો, અને અલોર અને બ્રાહ્મણાબાદ નામનાં શહેરો બાળ્યાં. હિંદુ સ્ત્રીઓ મુસલમાનોને શરણે ન જતાં જીવતી બળી મુઈ. કાસીમે શરણાગતોની જિંદગી બચાવી હિંદુઓ ઉપર જજિઆ વેરો નાખ્યો. પશ્ચિમ હિંદ ને બગદાદ વચ્ચે સિંધુ નદીની ખીણમાં થઇ વેપાર ચાલતો હતો, તે વેપારી માર્ગ જીતી લેવાના હેતુથી તેણે સવારી કરી હતી. નવા ખલીફાએ મહમ્મદ કાસીમને મારી નંખાવ્યો. ઇ. સ. ૭૬૦માં મુસલમાનોને હિંદમાંથી હાંકી કાઢવામાં આવ્યા.

**પુનરાવર્તન:**—હઝરત મહંમદના ઉપદેશને માનનારા અને તેમને પેગંબર સ્વીકારનારા લોકો મુસલમાન કહેવાયા. મહંમદ ઇ. સ. ૫૭૦ માં મક્કામાં જન્મ્યા હતા. તેમણે એકજ ઇશ્વરને માનવાનો અને મૂર્તિપૂજા ન કરવાનો ઉપદેશ કર્યો. મક્કાના લોકો તેમની સામા થયા, તેથી તેઓ મદીને ગયા (ઇ. સ. ૬૨૨). તે વર્ષથી મુસલમાનો હીજરી સાલ ગણે છે. તેમણે ઉપદેશ કર્યો, કે ખુદાની બંદગી કરવી, ખેરાત કરવી, ને મકકે હજ કરવા જવું. ઇસ્લામ ધર્મના એજ મુખ્ય સિદ્ધાન્ત છે.

પહેલવહેલા અરબો મહમ્મદ કાસીમની સરદારી નીચે ઇ. સ. ૭૧૨ માં હિન્દુસ્તાન પર ચડી આવ્યા, ને સિંધ જીતી લીધો. હિન્દુ સ્ત્રીઓ તાબે ન થતાં બળી મુઈ.

## પ્રશ્નો.

(૧) 'મુસલમાન' એટલે શું? ઇસ્લામ ધર્મના સિદ્ધાંત કયા છે તે લખો.

(૨) હઝરત મહમ્મદ પેગંબર સાહેબ વિષે ટુંક હકીકત લખો.

(૩) અરબોની સિંધ પરની સવારીનું વર્ણન આપો.

# પ્રકરણ ૨ જું.

## ગીજની અને ઘોરી રાજ્યો.

ગીજની વંશની સ્થાપના.
અમીર સબક્તગીન.
સુલતાન મહંમૂદ ગીજની: મૂર્તિઓનું ખંડન કરનાર.
મહંમૂદની સવારીઓનું પરિણામ.
મહંમૂદના સમયનો સાહિત્યપ્રચાર.
મહંમૂદની કારકીર્દિ.
ગીજની વંશની પડતી.
ઘોરી વંશ.
મહંમૂદ ઘોરી: તેની લડાઈઓ.
રજપુતોની પડતીનાં કારણો.
પુનરાવર્તન.

**ગીજની વંશની સ્થાપના:**—ઇ. સ. ૮૭૦ માં ખલીફાનું રાજ્ય ઠેઠ કાબુલ સુધી વધ્યું, પણ દશમા સૈકામાં તેમની સત્તા પડી ભાંગી અને તુર્ક લોકો વધારે પ્રબળ થયા. તેઓ ઇરાન સર કરી અફઘાનિસ્તાનમાં પોતાની સત્તા પ્રસારવા લાગ્યા, અને વાયવ્ય કોણને માર્ગે હિંદ ઉપર ચઢી આવ્યા. આ તુર્કો માંહેના એક સરદારે ઇ. સ. ૯૬૨ માં કાબુલ અને કંદહારની વચ્ચે આવેલા ગીજની પ્રાંતમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેના મરણ પછી સબક્તગીન ગીજનીની ગાદીએ આવ્યો. પહેલાં તે અલપ્તગીનનો ગુલામ હતો, પણ પાછળથી તે તેનો જમાઈ થયો હતો, અને પોતાની હોંશિયારીથી તેણે અલપ્તગીનની કૃપા મેળવી હતી. ઇ. સ. ૯૭૭ માં તેણે પંજાબના રાજા જયપાળ ઉપર ચડાઈ કરી, તેમાં જયપાળ હાર્યો અને છેવટે પેશાવર અને કાબુલ વચ્ચેના પ્રદેશો મુસલમાનોના હાથમાં ગયા. સબક્તગીને અમીરની પદવી ધારણ કરી હતી.

**અમીર સબક્તગીન:**—સબક્તગીન માયાળુ અને દયાળુ હતો. કહે છે કે એક વખત એક હરણી તેના મૃગલા સાથે ચરતી હતી. સબક્તગીને મૃગલાને પકડી લીધું, ને તેને ઘોડા ઉપર લઇ ચાલતો થયો. હરણી તેની પાછળ દોડી. સબક્તગીનની નજર તેના ખિન્ન થએલા ચહેરા તરફ ગઈ, તેથી તેને દયા આવી ને મૃગલાને છોડી દીધું. તેજ રાત્રે તેને સ્વપ્નું આવ્યું; તેમાં તેણે મહમ્મદ પેગંબર જોયા. તેમણે કહ્યું કે "તેં આજે હરણી તરફ દયા તથા નરમાશ બતાવ્યાં છે તેથી ખુદા તારા પર ખુશ થયા છે, અને એક દિવસ તું રાજા થઇશ." આ પ્રકારના સ્વપ્નની વાત ગુજરાતના

ચાવડા રાજા જયશિખરીના પ્રતાપી પુત્ર વનરાજના સંબંધમાં બની હતી, એ પણ તમે જાણતા હશો.

**સુલતાન મહંમૂદ ગીજની: મૂર્તિઓનું ખંડન કરનાર:**—સબક્તગીન પછી તેનો પુત્ર મહંમૂદ ગાદીએ આવ્યો. તેણે પહેલવહેલુંજ સુલતાન પદ ધારણ કર્યું. તે ધર્માંધ અને ઝનુની હતો. તેણે મૂર્તિપૂજકો સાથે લડવાની પ્રતિજ્ઞા કરી. તેનો ઉદ્દેશ મુસલમાની ધર્મ ફેલાવવાનો હતો. પહેલાં બે વર્ષ રાજ્યવ્યવસ્થામાં ગાળ્યા પછી તેણે ખાઇબરઘાટની તળેટીએ આવેલા પંજાબના રાજા જયપાળ ઉપર ચડાઈ કરી; જયપાળ બીજી વાર હાર્યો, તેથી શરમિંદો થઈ પોતાના પુત્ર અનંગપાળને ગાદી આપી બળી મુઓ. વળી તેણે ઇ. સ. ૧૦૦૫-૬ માં મુલતાન જીતી લીધું.

ત્યાર બાદ ઇ. સ. ૧૦૦૮માં મહંમૂદ હિંદ પર ચઢી આવ્યો. અનંગપાળ લડવાને માટે તૈયાર હતો. તેની મદદે દેશ દેશના હિંદુ રાજાઓ લશ્કર લઈ આવ્યા હતા. આ વખતે ભયંકર લડાઇ થઈ. હિંદુઓ જીતવાની અણી ઉપર હતા, ત્યાં એકાએક અનંગપાળનો હાથી ઉન્મત્ત થઈ રણક્ષેત્રમાંથી નાઠો. હિંદુઓએ ધાર્યું કે રાજા હારવાની તૈયારીમાં હોવાથી નાઠો, તેથી લશ્કરમાં ભંગાણ પડયું. મુસલમાનો હિંદુઓ ઉપર તૂટી પડયા ને તેમને હરાવ્યા. ત્યાર પછી મહંમૂદે નગરકોટ, કનોજ અને મથુરા જીતી લીધાં.

વળી ઇ. સ. ૧૦૨૪માં મહંમૂદે સૌરાષ્ટ્રની દક્ષિણે આવેલા પ્રભાસપાટણમાં આવેલા સોમનાથ મહાદેવ ઉપર સવારી કરી. સોમનાથનું દહેરૂં પ્રસિદ્ધ છે, અને હિંદુઓનું યાત્રાનું સ્થાન છે. તે વખતમાં તે સમૃદ્ધમાં સમૃદ્ધ મંદિર હતું. ગીજનીથી નીકળી મહંમૂદ મુલતાન, અજમેર અને અણહીલવાડ મુકામે લડતો લડતો સોમનાથ પહોંચ્યો. મહંમૂદે દહેરામાં દાખલ થઇ તેની બધી સમૃદ્ધિ લૂટી લીધી. આમાં તેને પુષ્કળ દ્રવ્ય અને જવાહીર મળ્યું, પણ એટલેથી સંતોષ ન પામતાં ગભારામાં પેસી મહાદેવના પવિત્ર જ્યોતિર્લિંગના કકડા કર્યા. બ્રાહ્મણોએ તેને તેમ ન કરવા આજીજી કરી, પણ મૂર્તિભાજક મહંમૂદે તે ગણકાર્યું નહિ, અને લિંગને ભાંગી ત્રણ કકડા કરી ગીજની લઈ ગયો અને મસ્જીદને પગથીએ જોડવ્યા. વળી મંદિરના દરવાજાનાં

સુખડનાં કમાડ પણ સાથે લઈ ગયો. તે કમાડ અંગ્રેજ લોકો ઈ. સ. ૧૮૪૨ માં કાબુલથી હિંદમાં લાવ્યા અને આગ્રાના કિલ્લામાં ગોઠવ્યાં.

આ પ્રમાણે મહંમૂદે હિંદુસ્તાન પર ૧૭ સવારીઓ કરી. દરેક વખતે તેણે શહેરો બાળ્યાં, મંદિરો તોડયાં અને મૂર્તિઓનું ખંડન કર્યું.

**મહંમૂદની સવારીઓનું પરિણામ:**—મહંમૂદનો ઇરાદો હિંદમાં રાજ્ય કરવાનો નહોતો, પણ મૂર્તિઓનું ખંડન કરવાનો, દ્રવ્ય મેળવવાનો ને ઈસ્લામ ધર્મ ફેલાવવાનો હતો. તેણે પંજાબ સિવાયનો બીજો કોઈ પણ પ્રાંત જીત્યો નહિ. ઇ. સ. ૮ મા થી ૧૨ મા સૈકા સુધી મુસલમાનોની ચડાઇઓ બંધ પડી. આથી ૧૨ મા સૈકા સુધી હિંદુ રાજ્યો ભય વિનાનાં રહ્યાં.

**મહંમૂદના સમયનો સાહિત્યપ્રચાર:**—મહંમૂદે ગીજનીમાં વિશ્વ-વિદ્યાલય સ્થાપ્યું હતું. તેના રાજ્યમાં ફિર્દુસી નામનો પ્રખ્યાત કવિ તથા આલ્બરૂની નામનો ખગોળવેત્તા થઈ ગયો. ફિર્દુસીને મહંમૂદે પોતાનાં પરાક્રમો વિષે કાવ્ય લખવાનું કહ્યું. ફિર્દુસીએ 'શાહનામા' નામનું પુસ્તક રચ્યું, જેમાં ૬૦,૦૦૦ કડીઓ હતી, અને તેમાં શાહનાં પરાક્રમોનું વર્ણન કરેલું હતું. આ કાવ્યના બદલામાં મહંમૂદે તેને સોનાના દિનાર આપવાનું કહ્યું હતું, પણ જ્યારે કાવ્ય સમાપ્ત થયું અને મહંમૂદને સુપરત કરવામાં આવ્યું, ત્યારે મહંમૂદે તેને રૂપાના દિનાર આપવા માંડયા. આથી કવિ ખિન્ન થયા, ને પોતાને દેશ ઇરાન ચાલ્યા જઈ મહંમૂદ વિષે તેમણે બીજું કાવ્ય બનાવ્યું, જેમાં તે કદરૂપો છે એવી રીતનું વર્ણન કર્યું. મહંમૂદે પોતાની ભૂલ સુધારવા સોનાના દિનાર કવિને મોકલ્યા; પણ ત્યાં તો કવિ મૃત્યુ પામ્યા હતા, તેથી તે પૈસા તેની દીકરીએ તેની ઉત્તરક્રિયામાં તેમજ પરોપકારાર્થે ખરચ્યા.

**મહંમૂદની કારકીર્દિ:**—મહંમૂદનો મુખ્ય દોષ એ હતો કે તે બહુજ લોભી હતો, છતાં પણ તે એક મહાન્ યોદ્ધા હતો. તેણે આરસની મસ્જીદ બાંધવામાં સોના, રૂપા અને હીરાનો છૂટથી ઉપયોગ કર્યો હતો. પરંતુ તે ખરેખરો રાજ્યકુશળ નહોતો. તેણે તેના રાજ્યનું બંધારણ વ્યવસ્થિત કર્યુંજ નહિ. જ્યાં સુધી તે જીવ્યો ત્યાં સુધી તો તેના રાજ્યમાં સલાહશાંતિ હતાં, પણ તેના મૃત્યુ પછી તરતજ તેના રાજ્યના પાયા ડગમગવા લાગ્યા.

**ગીજની વંશની પડતી:**—ઇ. સ. ૧૦૩૦ માં મહંમૂદના મરણ પછી તેના રાજ્યનો અંત આવ્યો. મહંમૂદે હેરાત અને ગીજનીની વચ્ચે આવેલો ઘોર પ્રાંત જીતી લીધો હતો, પણ ત્યાંના સુલતાનો સાથે તે મિત્રાચારીનો દાવો રાખતો હતો. વળી બન્ને વચ્ચે લગ્નવ્યવહારનો સંબંધ હતો, છતાં મહંમૂદ પછીના બહેરામ નામના રાજ્યકર્તાએ સૂર વંશના બે ભાઈઓને મારી નાખ્યા. આથી અલ્લાઉદ્દીન નામના ત્રીજા ભાઈએ વેર લેવાની પ્રતિજ્ઞા લઈ ગીજની ઉપર ચડાઇ કરીને શહેર જીતી લીધું. બહેરામ લાહોર નાસી ગયો અને ત્યાં મરણ પામ્યો. આવી રીતે ગીજની વંશનો અંત આવ્યો.

**ઘોરી વંશ:**—ઘોર પ્રાંતના સુલતાન અલ્લાઉદ્દીને ગીજની જીત્યું, અસંખ્ય માણસોની કતલ કરી, અને સાત દિવસ સુધી શહેરને બાળ્યું; ફક્ત મહંમૂદની કબર સિવાય કાંઇ બચવા પામ્યું નહિ. આથી તે 'અલ્લાઉદ્દીન જહાંસોઝ' (દુનિયાનો બાળનાર) કહેવાયો. તે ચાર વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો.

**મહંમૂદ ઘોરી: તેની ચડાઇઓ:**—અલાઉદ્દીન પછી તેનો પુત્ર ગાદીએ આવ્યો. એક વરસ પછી તેને મારી નાખવામાં આવ્યો અને ત્યાર પછી ઘોર પ્રાંતનો પશ્ચિમ ભાગ સુલતાન ગ્યાસુદ્દીનના અમલ નીચે મૂકવામા આવ્યો, અને તેના પૂર્વ ભાગમાં શાહબુદ્દીન ઘોરી રાજ્ય કરવા લાગ્યો. તેણે હિંદુસ્તાન પર ચડાઈ કરવી શરૂ કરી. તેણે સબકતગીનના વારસ ખુશરૂ મલેક પાસેથી પંજાબ લઇ લીધું. વળી ઇ. સ. ૧૧૭૫ માં મુલતાન પર ચડાઈ કરી તે શહેર લઇ લીધુ, અને ઇ. સ. ૧૧૯૧ માં અજમેર અને દિલ્હીના રજપુત રાજાઓ ઉપર ચડાઇઓ કરી. રજપુત રાજાઓના સંયુક્ત લશ્કરે તેને સખત હાર આપી, પણ તેથી નિરાશ ન થતાં ઇ. સ. ૧૧૯૨ માં તેણે ફરીથી મોટા લશ્કર સાથે દિલ્હીના પૃથ્વીરાજ ઉપર ચડાઈ કરી. આ વખતે થાનેશ્વર પાસે મોટી લડાઇ થઇ તેમાં રજપુતો હાર્યા. પૃથ્વીરાજ ઘાયલ થયો અને મરાયો. શાહે દિલ્હી અને અજમેર જીતી લીધાં. બીજેજ વરસે તેણે કનોજ અને બનારસ સર કર્યાં. વળી તેના સુબાઓએ બંગાળા, બહાર અને ગ્વાલિઅર જીતી લીધાં. આ પ્રમાણે આખા ઉત્તર હિંદુસ્તાનનો ઘોરી રાજ્યમાં સમાવેશ થયો.

તેના રાજ્યમાં કવિઓ અને વિદ્વાનોને આશ્રય મળ્યો નહોતો. સાહિ-

તાનો તેને શોખ નહોતો, પણ જે જીત તેણે મેળવી તે કાયમને માટે મુસલમાન સત્તા રહે તેવી હતી. આ વખતે કનોજના રાઠોડ રજપુતો નાસીને રજપુતાનામાં ગયા, અને તેમણે જોધપુરમાં રાજ્ય સ્થાપ્યું.

**રજપુતોની પડતીનાં કારણો:**—આ પ્રમાણે ઇસ્વી સનના ૧૩ મા સૈકામાં હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય થયું. રજપુતો બહાદુર હતા, લડવામાં કદી પાછી પાની કરે તેવા નહોતા, પણ તેઓ અંદર અંદર લડતા હતા. પૃથ્વીરાજ અને જયચંદની એક બીજા પ્રત્યેની ઈર્ષા અને અદેખાઇથીજ તેઓનાં રાજ્યો મુસલમાનોને હાથ ગયાં. વળી રજપુત રાજ્યો બધાં છુટાં છવાયાં થઇ ગયાં હતાં, અને ઉપર જણાવેલા કારણથી એકત્ર થઇ હલ્લો કરી શકે તેવી સ્થિતિમાં નહોતાં. આથી મુસલમાનોને વિજય મેળવવો સહેલો થઈ પડ્યો, ને રજપુતોની પડતી થઈ.*

**પુનરાવર્તન:**—ખલીફાનું રાજ્ય નબળું પડયા પછી અલપ્તગીને ગીજનીમાં રાજ્ય સ્થાપ્યું. પછી સબક્તગીને જયપાળને હરાવ્યો, અને સુલતાન મહંમૂદે હિંદુસ્તાન પર ૧૭ સવારીઓ કરી. સોમનાથની સવારી પ્રખ્યાત છે. તેણે લાહોર, અજમેર, મુલતાન, કનોજ, મથુરા વગેરે પ્રદેશો જીતી લીધા. તેના રાજ્યમાં ફિર્દુસી અને આલ્બરૂની જેવા પંડિતો થઇ ગયા. ત્યાર પછી તેના વંશજ બહેરામે ઘોર પ્રાંતના સુબા પર જુલમ કર્યો, જેને પરિણામે અલાઉદ્દીન જહાંસોઝે ગીજની જીત્યું અને બાળ્યું. તેના પછી શાહબુદ્દીન ઘોરી આવ્યો. તેણે પૃથ્વીરાજને થાનેશ્વર પાસે હરાવ્યો, ને બીજા કેટલાક પ્રાંતો જીતી લીધા. તેના સમયમાં રજપુતોનો પરાજય થયો.

### પ્રશ્નો.

(૧) મહંમૂદ ગીજનીની કારકીર્દિ વિષે ટુંકી હકીકત લખો.

(૨) સોમનાથની સવારી વિષે શું જાણો છો?

(૩) મહંમૂદ ઘોરીએ રજપુતોને હરાવી કયી કયી જીતો મેળવી?

(૪) રજપુતોની પડતીનાં કારણો લખો.

---

*"જર જમીન ને જોરૂ, ત્રણે કજીઆનાં છોરૂ." હિંદમાં દિલ્હી-અજમેરનો પૃથ્વીરાજ ચોહાણ, કનોજનો જયચંદ રાઠોડ, ગુજરાતનો ભોળો ભીમ, અને આબુનો જેતસી પરમાર, આદિ પ્રબળ રજપુત રાજાઓ હોવા છતાં તેઓ કુસંપ કરવાથી એક પછી એક હાર્યા. રજપુત રાજ્યો છિન્નભિન્ન થયાં, અને ઘોરી શાહ ફાવી ગયો એ વાત યાદ કરો. ખરેખર, "કુસંપથી વૃથી સહુ, ગયાં સુરાજ્ય તો બહુ." એ ઉક્તિ સાચી છે.

# પ્રકરણ ૩ જું.

## ગુલામ વંશ: ઇ. સ. ૧૨૦૬ થી ૧૨૯૦

| | |
|---|---|
| કુતુબુદ્દીન. | ગ્યાસુદ્દીન બલ્બન. |
| સમસુદ્દીન અલ્તમશ. | કૈકુબાદ. |
| રઝિયા બેગમ. | પુનરાવર્તન. |
| નાસિરૂદ્દીન | |

કુતુબુદ્દીન:—(ઇ. સ. ૧૨૦૬ થી ૧૨૧૧) મહંમૂદ ઘોરીએ દિલ્હી, કનોજ, કાશી, કલિંજર, ગ્વાલિઅર વગેરે શહેરો અને તેને લગતા દેશો જીતી લીધા હતા. આ બધી જીત મેળવવામાં તેને કુતુબુદ્દીન નામના તેના ગુલામે સારી મદદ કરી હતી. આ કુતુબુદ્દીન વિષે અહીં ઉલ્લેખ કરીશું.

કુતુબુદ્દીન પહેલાં તો ઘોરી શાહનો ગુલામ હતો, પણ પાછળથી તેણે કરેલી સારી મદદથી તે શાહનો માનીતો થઈ પડયો. મહંમૂદ ઘોરીને ઘક્કર લોકોએ મારી નાખ્યા પછી ઇ. સ. ૧૨૦૬ માં કુતુબુદ્દીન તેની ગાદી ઉપર આવ્યો, અને દિલ્હીમાં રાજધાની સ્થાપી. દિલ્હીનો તે પહેલોજ મુસલમાન સુલતાન હતો. તેણે પોતાના વંશનું નામ ગુલામ વંશ રાખ્યું; કારણ કે તે પોતે ગુલામ હતો. વળી તેની પછીના કેટલાક સુલતાનો પણ પ્રથમ ગુલામજ હતા, તેથી તે વંશનું પાડેલું આવું નામ યોગ્યજ નીવડયું.

સુલતાનપદ ધારણ કર્યા પછી તેણે આસપાસના બળવાન સરદારો સાથે સંબંધ જાળવી પોતાની કીર્તિ ટકાવી રાખવાનું ધાર્યું, અને તેથી તે પોતે તાજુદ્દીન યાલદુજની દીકરી સાથે પરણ્યો. તેણે પોતાની બેન સિંધના સુબા નાસિરૂદ્દીનને, અને પોતાની પુત્રી બિહારના સુબા અલ્તમશને આપી. યાલદુજ, નાસિરૂદ્દીન અને અલ્તમશ; એ ત્રણે તેની પેઠે ગુલામો હતા.

કુતુબુદ્દીન ન્યાયી અને ઉદાર રાજા હતો. તેણે હિંદુઓને પોતાનો ધર્મ પાળવાની છૂટ આપી. તેના વખતમાં લોકો સુખી હતા. તેણે રસ્તાઓ સારા બનાવ્યા, તેથી ચોરલુટારાનો ભય નાબુદ થયો. તેના વખતનાં બાંધકામો પણ વખાણવા લાયક છે. હાલ જ્યાં પુરાણું દિલ્હી છે, ત્યાં 'કુતબમિનાર' નામનો પ્રખ્યાત મિનારો છે. તે કોણે બાંધ્યો અને શા માટે બાંધ્યો તે વિષે મતભેદ છે. એક મત પ્રમાણે કુતુબુદ્દીને તે મિનારો

બંધાવવો શરૂ કર્યો અને અલ્તમશે તે પુરો કર્યો. બીજો મત એવો છે કે કુતુબુદ્દીન ઉશી નામના ફકીરની કબર ત્યાં છે તેના ઉપર તેણે તે મિનારો બાંધ્યો. દુનિયામાં પ્રસિદ્ધમાં પ્રસિદ્ધ ઈમારતોમાં તેની ગણના થાય છે.



કુતુબમિનારઃ ઉંચાઈ ૨૫૦ ફુટ.

*આ મિનારો પૃથ્વીરાજે પોતાની કુંવરીને યમુનાનાં દર્શન કરવાની ટેક જળવાય એ માટે બાંધેલો, એમ પણ મનાય છે. તેની પાસે વિષ્ણુભક્ત દેવ રાજાનો જયસ્તંભ છે.

કુતુબુદ્દીનને બખ્તિયાર ખિલજી નામના સરદારે સારી મદદ કરી હતી. તેણે બિહાર ને બંગાળા જીતી લીધા, અને બૌદ્ધ ધર્મના મઠોનો નાશ કર્યો. કુતુબુદ્દીન ઇ. સ. ૧૨૧૦ માં ઘોડદોડની સરતમાં ઘોડા ઉપરથી પડી મરી ગયો. ત્યાર પછી તેનો પુત્ર આરામ ગાદીએ આવ્યો, પણ તે સત્તાહીન હતો તેથી અલ્તમશે તેને ઉઠાડી મૂકયો અને પોતે ગાદીએ બેઠો.

**સમસુદ્દીન અલ્તમશઃ**–(ઇ. સ. ૧૨૧૧–૧૨૩૬) તે ઇ. સ. ૧૨૧૧ માં ગાદીએ આવ્યો. તે ગુલામ વંશનો પ્રખ્યાત પાદશાહ હતો. તેના જેવો દયાળુ, વિદ્વાનો તરફ ભાવથી જોવાવાળો અને ઉદાર સુલતાન બીજો ભાગ્યેજ થયો હશે. તે સદ્‌ગુણી, બુદ્ધિશાળી, અને ઉમદા સ્વભાવનો હતો. તેના વખતમાં મોગલ લોકોનો સરદાર ચિંગીઝખાન હિંદની સરહદ ઉપર ચડી આવ્યો. મોગલ લોકો મધ્ય એશિઆમાં રહેતા હતા. તેમણે મોંગોલિઆ, ઉત્તર ચીન, અને તુર્કસ્તાન જીતી લીધાં. વળી તેઓએ ખીવ, બુખારા, સમરકંદ અને મર્વ શહેરો લઇ લીધાં. ત્યાર પછી તે લગભગ સિંધુ સુધી આવી પહોંચ્યો હતો, પણ અલ્તમશે સિંધ ઉપર ચઢાઈ કરી તે પ્રાંત જીતી લીધો. અલ્તમશે આ વખતે ઘણીજ ડહાપણ ભરેલી વર્તણુક રાખી. ત્યાર પછી બંગાળા, માળવા, ગ્વાલિઅર અને ઉજ્જન જીતી લીધાં. તે ઇ. સ. ૧૨૩૬ માં મરણ પામ્યો, ત્યારે ઉત્તર હિંદુસ્તાનનો ઘણો ખરો ભાગ એટલે કે સિંધુથી માંડીને છેક ગંગા સુધીનો પ્રદેશ તેની સત્તા નીચે હતો. તેણે પોતાના નામના સિક્કા પડાવ્યા હતા, જે સિક્કા ઉપરથી હાલનો રૂપીઓ પાડેલો છે એમ કહેવાય છે. તેની પછી તેનો પુત્ર રૂકનુદ્દીન ગાદીએ આવ્યો, પણ તેણે રાજ્ય બરાબર ચલાવ્યું નહિ, તેથી તેની બેન રઝિયા ગાદીએ આવી.

**રઝિયા બેગમઃ**—(ઇ. સ. ૧૨૩૬–૧૨૩૯) તે અલ્તમશની પુત્રી હતી. તેની હોશિયારી જોઇને તેને એક રાજપુત્રને છાજતી કેળવણી આપવામાં આવી હતી. તેને રાજ્યવહીવટ વિષે બધી માહીતી હતી. તે ઘોડા પર સવાર થઈ શકતી, અને ધનુષ્ય ને તરવારનો ઉપયોગ કરી શકતી.

અલ્તમશને જ્યારે લાગ્યું કે તેના એકે પુત્રમાં ઝવેરાત નથી, ત્યારે તેનો વિચાર રઝિયાને ગાદી આપવાનો થયો. પરંતુ ઉમરાવો તે વાતની વિરુદ્ધ પડયા, ત્યારે અલ્તમશે કહ્યું, કે તે સ્ત્રી છે, છતાં તેની વિચાર કરવાની

શક્તિ મરદના જેવી છે, ને તે વીસ પુત્રો કરતાં ચઢિઆતી છે. તેણે બહુ સારી રીતે રાજ્યકારભાર ચલાવ્યો. તે લોકોને જાતેજ ન્યાય આપતી હતી, તેમજ રાજ્યને લગતી દરેક ફરજ પર તે ખાસ ધ્યાન આપતી હતી. તે સુલતાનનો પોશાક પહેરતી હતી. તે ઘણી ખૂબસુરત અને અત્યંત વિચારશીલ હતી. પુસ્તકો વાંચવાનો ને અભ્યાસ કરવાનો તેને શોખ હતો.

પરંતુ કેટલાક ઉમરાવો સ્ત્રીના હાથમાં રાજ્યસત્તા ખમી શકયા નહિ, તેથી તેઓએ બંડ કર્યું. આલ્તુનીઆ નામના તુર્ક સરદારે તેની સામે બંડ કર્યું. તેને રઝિયાએ પોતાના પક્ષમાં લઈ લીધો અને તેની સાથે લગ્ન કર્યું, પણ અમીરોએ તે બન્નેને મારી નાખ્યાં.

રઝિયા પછી તેનો ભાઇ બહેરામ ગાદીએ આવ્યો. તે નબળો હોવાથી સિપાઇઓએ તેને મારી નાખ્યો. પછી મસાઉદ ગાદીએ આવ્યો. તેને પણ ઇ. સ. ૧૨૪૬માં ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો, એટલે નાસિરૂદ્દીનને ગાદી મળી.

**નાસિરૂદ્દીન:** (ઇ. સ. ૧૨૪૬ થી ૧૨૬૬)—નાસિરૂદ્દીન અલ્તમશનો સૌથી નાનો પુત્ર હતો. તેણે વીસ વરસ રાજ્ય કર્યું. તે બહુ ભલો અને ડાહ્યો હતો. તે કદી પણ રાજ્યનો પૈસો વાપરતો નહિ. તે જાતમહેનત કરી પૈસા કમાતો, અને પોતાનું ગુજરાન ચલાવતો હતો. તે કુરાનની નકલો કરતો હતો. એક ઉમરાવે તેની નકલ વાંચી એક શબ્દની જોડણીમાં ભૂલ છે એમ કહ્યું. નાસિરૂદ્દીને તે શબ્દની આસપાસ કુંડાળું કર્યું; તેનો હેતુ એવો હતો કે શબ્દ સુધારવો. ઉમરાવ ગયા પછી તે કુંડાળું તેણે ભૂસી નાખ્યું. કોઇએ તેમ કરવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું, કે મારા મિત્રની ભૂલ છે એમ બતાવી તેને ખીસિઆણો પાડવા હું માગતો ન હતો.

તેનો રાજ્યકારભાર ગ્યાસુદ્દીન બલબન નામનો વજીર ચલાવતો. તેણે મુલતાન અને પંજાબનાં બંડ સમાવ્યાં, અને માળવા અને જમના વચ્ચેનો પ્રદેશ જીતી લીધો. વળી મોગલ લોકો પંજાબ પર ચઢી આવ્યા હતા તેમને પાછા હાંકી કાઢયા. નાસિરૂદ્દીનના મૃત્યુ પછી ગ્યાસુદ્દીન બલબન ગાદીએ આવ્યો.

**ગ્યાસુદ્દીન બલબન:** (ઇ. સ. ૧૨૬૬–૧૨૮૬)—ગ્યાસુદ્દીન અલ્તમશનો ગુલામ હતો, પણ તેની અક્કલ અને બહાદુરીથી નાસિરૂદ્દીનના વજીરની પદવીએ પહોંચ્યો અને છેવટે સુલતાન થયો. તે નાસિરૂદ્દીનનો સસરો

ભલો નહોતો. તે બહુ કડક મિજાજનો અને ઝનુની હતો. તેના વખતમાં મેવાડી રજપુતોએ કરેલું બંડ તેણે સમાવ્યું ને બળવાખોરોને મારી નાખ્યા. તેની વૃદ્ધાવસ્થામાં બંગાળાના સુબા તોગ્રલબેગે બંડ કર્યું. બલબન ત્યાં ગયો, તોગ્રલને હરાવી બંગાળા લઈ લીધું, ને બળવાખોરો ઉપર બહુજ જુલમ ગુજાર્યો. તેની વૃદ્ધાવસ્થામાં તેનો મોટો પુત્ર મહંમૂદ મોગલ લોકો સાથે લડતાં મરાયો. એથી તેના હૃદયને ધક્કો લાગ્યો ને તે મરી ગયો. તે કોઈ દિવસ હસ્યો નહોતો. તે વિદ્યાને ઉત્તેજન આપતો; ખુશરૂ કવિને તેણે આશ્રય આપ્યો હતો.

**કૈકુબાદ:** (ઈ. સ. ૧૨૮૭–૧૨૯૦) બલબન પછી તેનો પૌત્ર કૈકુબાદ ગાદી પર બેઠો. તે નબળો અને સ્વચ્છંદી હતો, તેથી ખિલજી ટોળીના સરદારોએ તેને ઉઠાડી મૂક્યો ને મારી નાખ્યો, અને ગુલામ વંશનો અંત આણ્યો.

**પુનરાવર્તન:**—કુતુબુદ્દીન ગુલામ વંશનો સ્થાપનાર હતો. તેણે કુતુબમિનાર ચણાવવો શરૂ કર્યો ને અલ્તમશે તે પુરો કર્યો. અલ્તમશ ગુલામ વંશનો મોટો સુલતાન થઈ ગયો. તેના વખતમાં ચિંગીઝખાન ચડી આવ્યો હતો. તેણે બંગાળા, માળવા, ઉજ્જન અને સિંધ જીતી લીધાં. તેની પુત્રી રઝિયા બહુ ભલી અને ન્યાયી હતી. તેણે સારી રીતે રાજ્ય ચલાવ્યું, પણ અમીરોએ તેને મારી નાખી. નાસિરૂદ્દીન પણ ભલો હતો. તે જાતમહેનત કરી પૈસા કમાતો હતો. તે કુરાનની નકલો કરતો હતો. રાજ્યનો ખરો કારભાર ગ્યાસુદ્દીન ચલાવતો હતો, જે તેના પછી સુલતાન થયો. તે બહાદુર અને ક્રૂર હતો. તેના વખતમાં મોગલ લોકો ચડી આવ્યા અને તોગ્રલે બંડ કર્યું. કૈકુબાદ નબળો હોવાથી ખિલજી વંશમાં ગાદી ગઈ.

## પ્રશ્નો.

(૧) ગુલામ વંશના પાદશાહોના વખતમાં મોગલ લોકો હિંદ પર ચડી આવ્યા, તેનું શું પરિણામ આવ્યું તે લખો.

(૨) નાસિરૂદ્દીન અને રઝિયા વિષે શું જાણો છો?

(૩) અલ્તમશ અને બલબને કયા કયા મુલક જીતી લીધા?

(૪) ગુલામ વંશના અમલ દરમિઆન પ્રજાજીવન કેવા પ્રકારનું હશે, તેનું અનુમાન કરો.

(૫) "ગુલામ વંશના ઘણાખરા સુલતાનો ગુલામોમાંથીજ બન્યા," આ વાક્યનું સત્ય સકારણ સમજાવો.

# પ્રકરણ ૪ થું.

## ખિલજી વંશ: ઇ. સ. ૧૨૯૦ થી ૧૩૨૦



**જલાલુદ્દીન:**—(ઇ. સ. ૧૨૯૦-૧૨૯૫) અત્યાર સુધી તુર્ક લોકોની સત્તા પ્રબળ હતી. તેઓ પોતાની સાથે કેટલાક પઠાણોને લાવ્યા હતા. ખિલજી લોકો પણ તે માંહેનાજ હતા. ગીજની શહેર પાસે ખલ્જ નામનું નાનું ગામ છે, ત્યાંથી આવેલા લોકો ખિલજી કહેવાતા હતા. ગુલામ વંશના છેલ્લા બાદશાહ કૈકુબાદને મારી નાખી તેની ગાદી પર બેસનાર જલાલુદ્દીન ખિલજી હતો. તે ૭૦ વરસની વયે ગાદીએ આવ્યો. તે બહુજ ભલો, નમ્ર અને દયાળુ હતો, તેથી રાજ્યમાં ગુના વધવા લાગ્યા અને બંડ થવા લાગ્યાં. રાજ્યકર્તા તરીકે આટલો ભલો બાદશાહ ન જોઇએ.

જલાલુદ્દીનની આજ્ઞા લઇ તેનો ભત્રીજો અલાઉદ્દીન દક્ષિણ (દખ્ખણ) જીતવા ગયો. તેણે દેવગિરિ (દોલતાબાદ)ના રાજાને હરાવી તેની પાસેથી મોટી રકમ મેળવી, અને તે ઉપરાંત ઈલીચપુર (વરાડ) લઇ લીધું. તે પછી દિલ્હી જઇ તેણે તેના વૃદ્ધ કાકાને મળવા બોલાવ્યો. જલાલુદ્દીન તેને વહાલથી મળવા ગયો, કે તરત અલાઉદ્દીને તેનાં માણસોને ઈસારો કર્યો, અને તેઓએ તેનું ખૂન કર્યું ને તેનું ડોકું છાવણીમાં ફેરવ્યું.

**અલાઉદ્દીન ખૂની:**—(ઇ. સ. ૧૨૯૫-૧૩૧૬) કાકાનું દગાથી ખૂન કરનાર અલાઉદ્દીન સુલતાન થયો. તેણે જલાલુદ્દીનના બે પુત્રોની આંખો ફોડી નંખાવી, પાછળથી તેમને મારી નંખાવ્યા, અને સરદારોને લાંચ આપી પોતાના પક્ષમાં લીધા. તેના વખતમાં લગભગ દસ વરસ (૧૨૯૬-૧૩૦૫) મોગલોએ વારંવાર હુમલા કર્યા. દરેક વખતે તેણે તેઓને હરાવ્યા અને તેઓનાં સંખ્યાબંધ માણસોને મારીને જેર કર્યા. મોગલોને પણ એટલો ત્રાસ થયો, કે કેટલોક વખત તો તેઓએ હિંદુસ્તાનનું નામ લેવાનું પણ છોડી દીધું.

**રજપુતો સાથેની લડાઇઓ:**—આ પ્રમાણે મોગલોની કતલ કર્યા પછી અલાઉદ્દીને અણહીલપુર પાટણ જીતવાને તેના સરદારને[1] મોકલ્યો. તેણે ઇ. સ. ૧૨૯૭માં ગુજરાતના રાજા કરણ વાઘેલાને હરાવ્યો, અણહીવાડ લઈ લીધું, કરણની સ્ત્રી કૌલાદેવીને લઇ ગયો અને અલાઉદ્દીન સાથે તેની શાદી કરી. ઇ. સ. ૧૨૯૯માં અલાઉદ્દીને બંગાળાના પૂર્વ બંગાળા અને પશ્ચિમ બંગાળા એવા બે ભાગલા પાડ્યા. ઇ. સ. ૧૩૦૩ માં તેણે રજપુતાનામાં આવેલો રણથંભોરનો તથા મેવાડના રાજ્યમાં આવેલો ચિતોડનો એમ બે કિલ્લા જીતી લીધા. ચિતોડના રાણા લક્ષ્મણસિંહના કાકા ભીમસિંહની સ્ત્રી પદ્મિની બહુ સ્વરૂપવાન હતી. તેની સાથે સુલતાનને લગ્ન કરવાનો વિચાર થયો. પરિણામે ચિતોડ જીતાયું, પણ બહાદુર રજપુતોએ કેસરીઆં કરી પ્રાણ આપ્યા, અને પદ્મિની વગેરે ૧૩,૦૦૦ સ્ત્રીઓ જીવતી બળી મુઇ.

ત્યાર પછી અલાઉદ્દીને મલેક કાકુરને[2] દક્ષિણ જીતવા મોકલ્યો. મુસલમાનોએ અત્યાર સુધી નર્મદાની દક્ષિણે પગપેસારો કર્યો ન હતો. હવેથી તેઓ દક્ષિણમાં અવારનવાર ચડાઇઓ કરવા લાગ્યા. મલેક કાકુરે ઇ. સ. ૧૩૦૮માં દેવગિરિના યાદવ રાજા રામદેવને હરાવી જીત મેળવી. વળી મ્હૈસુરના હિંદુ રાજાને હરાવ્યો અને ઇ. સ. ૧૩૧૧ માં વરંગુળ જીતી લીધું.

અલાઉદ્દીનને બીજા સિકંદર થવાની એટલે કે આખી દુનીઆના પાદશાહ થવાની મહત્વાકાંક્ષા હતી. વળી તે પોતાના ધર્મને શ્રેષ્ઠ ગણતો, તેથી તેને પોતાનો ધર્મ ફેલાવવાની આકાંક્ષા હતી. તે અભણ હતો અને તેને લખતાં વાંચતાં આવડતું નહોતું. તે ક્રૂર સ્વભાવનો, અભિમાની, જુલમી, અને કૃતઘ્ની હતો. તેણે અનાજ તથા બીજી બધી જરૂરી વસ્તુઓની કિંમત ઓછી કરી અને અમુક કિંમતજ ઠરાવી. તેણે રાજ્યમાં કાવતરાં અટકાવવા માટે છુપા જાસુસો રાખ્યા. તેઓનું કામ શહેરમાં કોઈ પણ બનાવ બને તેની સુલતાનને ખબર આપવાની હતી. તેણે દારૂ તથા અફીણની વપરાશ ઓછી કરાવી. હિંદુઓને તેના રાજ્યમાં હથીઆર રાખવાની તથા ઘોડે બેસવાની છૂટ નહોતી. વળી જમીનની ઉપજમાંથી અરધોઅરધ ભાગ સર-

---

૧ વેરની વસુલાત લેનાર માધવના વિશ્વાસ પર ગુજરાત જીતવા અલાઉદ્દીને પોતાના ભાઈ અલફખાન અને સરદાર નસરતખાનને મોકલ્યા હતા.

૨ મલેક કાકુર ખંભાતમાંથી પકડાએલા ગુલામોમાંનો એક હતો.

કારમાં આપવો એવો ઠરાવ સુલતાને કર્યો. તેને બાંધકામનો શોખ હતો. તેણે કુતુબમિનાર પાસે ઈલાહી દરવાજો બંધાવ્યો. તે દરવાજાના પત્થરો ચુના અને સીમેટને બદલે સીસાથી ચોડેલા છે, જે હાલ પણ જોઈ શકાય છે. વળી તેણે એક બીજો મિનારો ચણાવવો શરૂ કર્યો, જે અધુરો રહ્યો અને હાલ પણ તેજ સ્થિતિમાં છે. તે વૃદ્ધાવસ્થામાં બહુ દુઃખી થયો. તે ઇ. સ. ૧૩૧૬ માં મરી ગયો.

**મલેક કાફુર અને અંત:**—અલાઉદ્દીન પછી કાફુર સર્વસત્તાધીશ થઈ પડયો. તેણે શાહના બે છોકરાઓની આંખો ફોડી નાખી રાજ્ય પચાવી પાડયું. એક ગુલામમાંથી ઉંચી પાયરીએ ચઢીને તેણે જુદા જુદા વિજયો મેળવીને અલાઉદ્દીનના સમયમાં સારી નામના મેળવી હતી. પરંતુ કાફુરને કુકર્મનો બદલો થોડાજ વખતમાં મળ્યો, અને તેને મારી નાખવામાં આવ્યો. તેના પછી અલાઉદ્દીનનો ત્રીજો પુત્ર મુબારક ગાદીએ આવ્યો. તે નબળો હતો. તેનો રાજ્યકારભાર ખુશરૂખાન નામનો ગુલામ ચલાવતો અને પોતે એશઆરામ ભોગવતો. તે ઇ. સ. ૧૩૨૧ માં મરી ગયો. ત્યાર પછી ખુશરૂ ગાદીએ આવ્યો. તે હલકી વર્ણનો હિંદુ હતો એમ કહેવાય છે. તેણે રાજ્યકુટુંબનાં બધાં મનુષ્યોના પ્રાણ લીધા. અંતે પંજાબના સુબા ગ્યાસુદ્દીન તઘલખે બંડ કર્યું, ખુશરૂને મારી નાખ્યો ને પોતે દિલ્હીનો સુલતાન થયો.

**પુનરાવર્તન**—જલાલુદ્દીને કેકુબાદને મારી ખિલજી વંશની સ્થાપના કરી. પુત્ર તુલ્ય ગણેલા બત્રીજા અલાઉદ્દીને કાકાનું ખૂન કરી ગાદી મેળવી. અલાઉદ્દીન જુલમી ને ધર્માંધ હતો, તેણે રજપુત રાજાઓને હરાવ્યા, ને દખ્ખણમાં પણ મુસલમાનોની સત્તા જમાવી. મલેક કાફુર ગુલામમાંથી ચડતી પાયરીમાં આવ્યો. ખિલજી વંશનો અંત ૩૦ વરસમાંજ આવ્યો. ખરેખર, અધમ કૃત્યનો બદલો અધમજ હોય !

## પ્રશ્નો.

(૧) ખિલજી પાદશાહોએ એક બીજા પાસેથી ગાદી કેવી રીતે મેળવી ?
(૨) ખિલજી વંશનો અંત ટૂંકમાં કેમ આવ્યો ?
(૩) અલાઉદ્દીનને 'ખૂની' ઉપનામ મળ્યું છે તે સકારણ સાબીત કરો.
(૪) મલેક કાફુરનાં પરાક્રમો વિષે શું જાણો છો?



# પ્રકરણ ૫ મું.

## તઘલખ વંશ: ઇ. સ. ૧૩૨૦ થી ૧૪૧૪

ગ્યાસુદ્દીન તઘલખ.
જુનાખાન: મહંમદ તઘલખ.
મહંમદનાં અવિચારી કામો.
બળવા અને સ્વતંત્ર રાજ્યો.
ફિરોઝશાહ.
પ્રજાની આબાદાની.
અંધાધુંધી.
તૈમૂરની ચઢાઈ.
પુનરાવર્તન.

**ગ્યાસુદ્દીન તઘલખ:**—(ઇ. સ. ૧૩૨૧–૨૫) તે ભલો અને ડાહ્યો સુલતાન હતો. તેણે લોકોના કર ઓછા કર્યા, એટલે કે ઉપજનો અર્ધો ભાગ લેવાને બદલે દશમો ભાગ લેવાનું ઠરાવ્યું. જો કે હિંદુઓને વધારે કર આપવો પડતો, પણ તેઓને છેક ગરીબ સ્થિતિમાં મૂકયા નહોતા. તેણે બંગાળા ઉપર ચડાઈ કરી તે દેશ જીતી લીધો. ત્યાંથી પાછા ફરતાં તેના માનમાં રચેલો મંડપ અનાયાસે તૂટી પડવાથી તે મરણ પામ્યો.

**જુનાખાન: મહંમદ તઘલખ:**—(ઇ. સ. ૧૩૨૫–૧૩૫૧) ગ્યાસુદ્દીન પછી તેનો પુત્ર જુનાખાન મહંમદ નામ ધારણ કરી ગાદી પર આવ્યો. તે બહુ વિદ્વાન અને બુદ્ધિશાળી હતો, પણ તેનાં લક્ષણો એક બીજાથી વિરુદ્ધ હતાં. તે મહત્વાકાંક્ષી હતો. મોટી મોટી યોજનાઓ ઘડતો, પણ તે યોજનાનું પરિણામ માઠું આવતું. ઘડેલી યોજનાને તરત અમલમાં મૂકવા પ્રયત્ન કરતો, અને તેમ થવામાં વિલંબ થતો ત્યારે તે મિજાજ ખોઈ બેસતો. તેણે મોગલોની સાથે સલાહ કરી, તેથી તેના રાજ્યમાં મોગલોની ચડાઈ થઈ નહિ.

**મહંમદનાં અવિચારી કામો:**—મહંમદે દખ્ખણ તરફ પોતાનું લક્ષ વધારે આપ્યું, દેવગિરિથી તે બહુ ખુશી થયો હતો, તેથી તેણે તેને દોલતાબાદ નામ આપ્યું. તેણે દિલ્હીમાં જાહેર ઢંઢેરો પીટાવ્યો, કે સુલતાનની મરજી દિલ્હીમાંથી રાજધાની ખસેડી દોલતાબાદમાં લઈ જવાની છે; માટે દિલ્હીમાં વસતા સઘળા લોકોએ તેઓની માલમિલ્કત લઈ ત્યાં જવું. આટલી ૮૦૦ માઈલની મુસાફરીથી લોકોને શી હાડમારી થશે તેનો તેને ખ્યાલ ન આવ્યો. કેટલાક તો રસ્તામાં મરણ પામ્યા. વસ્તીમાંનો થોડોકજ ભાગ

દોલતાબાદ સહીસલામત પહોંચ્યો. સુલતાનને તેની થએલી ભૂલનો ખ્યાલ આવ્યો, એટલે ફરી આજ્ઞા કરી કે લોકોએ પાછું દિલ્હી આવી વસવું.

આ ઉપરાંત તેણે ઈરાન અને ચીન જીતવાનો મનસુબો કર્યો હતો. તેણે તે માટે મોટું લશ્કર મોકલ્યું, પણ લશ્કરનાં ઘણાંખરાં માણસો તો આસામના જંગલમાંજ મરણ પામ્યાં.

આવી ખર્ચાળ યોજનાના પૈસા પુરા પાડવા તેણે લોકોને માથે ઘણા કર નાખ્યા. લોકો નાસી જંગલમાં ગયા. મહમ્મદે જંગલને ઘેરો ઘાલ્યો, અને નાસી જનારા પર તોપનો મારો ચલાવ્યો. વળી તેણે ત્રાંબાપિત્તળનું નાણું દાખલ કર્યું. આવાં અવિચારી કામોથી તેને 'ગાંડો' ઉપનામ મળ્યું છે.

**બળવા અને સ્વતંત્ર રાજ્યો:**—મહંમદના રાજ્યનો વિસ્તાર બહુ હતો, પરંતુ આખરે ઠેકાણે ઠેકાણે બળવા થયા. બંગાળા અને દક્ષિણ સ્વતંત્ર થયાં. વિજયનગરનું હિંદુ રાજ્ય સ્વતંત્રતા મેળવવાની તૈયારીમાં હતું, તેમજ ગુલબર્ગમાં જાફરખાન હસન પણ સ્વતંત્ર થવા લાગ્યો. અંતે સિંધમાં જાગેલો બળવો સમાવવા ગયો હતો, ત્યાં તે મરણ પામ્યો.

**ફિરોઝશાહ:**—(ઇ. સ. ૧૩૫૧–૧૩૮૮) સુલતાન મહમ્મદની ઇચ્છા પ્રમાણે તેના પીતરાઈ ફિરોઝશાહને ગાદી મળી. ગાદીએ આવ્યા પછી તેણે બંગાળા અને દખ્ખણનાં રાજ્યોની સ્વતંત્રતા કબુલ કરી. તે ઉત્તર હિંદુસ્તાનનો સુલતાન કહેવાતો હતો, પણ ખરી રીતે તો ફક્ત પંજાબ અને તેની આસપાસનો મુલક તેના કબજામાં હતો.

**પ્રજાની આબાદાની:**—તેના વખતમાં બળવા થયા નહિ, અને રૈયત સુખી થઈ. તેણે કર ઓછા કર્યા, રસ્તાઓ સમરાવ્યા અને ઇસ્પિતાલો અને શાળાઓ સ્થાપી. ગરીબ મુસલમાનોને મોટી રકમ બક્ષિસ આપી પરણાવ્યા. તેણે ખેડુતોને પૈસા ધીર્યા. તેણે સિંધ દેશ જીતી લીધો, અને બંગાળા ઉપર પણ ચડાઈ કરી હતી. તેનો વઝીર મકબલખાન-ખાનજહાન બહુજ હોશિયાર હતો. સુલતાનની ગેરહાજરીમાં તેણે બહુજ શાંતિથી રાજ્ય કર્યું.

આ પાદશાહે ફિરોઝાબાદ નામનું શહેર વસાવ્યું. તેણે જમના અને સતલજ નદીઓની મોટી નહેરો બંધાવી ખેતરોમાં પાણી પુરૂં

પાડયું. ટુંકામાં પઠાણુ પાદશાહોમાંના કોઈ પણ પાદશાહ કરતાં ફિરોઝશાહના વખતમાં પ્રજાની સુખશાંતિ અને આબાદાની વધારે સારી હતી, અને તેથી તે એક ઉત્તમ પાદશાહ ગણાય છે. તે ૯૦ વર્ષની ઉંમરે ઇ. સ. ૧૩૮૮ માં મરણ પામ્યો.

**અંધાધુંધી:**—ફિરોઝશાહના મૃત્યુ પછી રાજ્યમાં અંધેર ચાલ્યું. ઇ. સ. ૧૩૮૮-૯૮ સુધીના દસેક વરસના સમયમાં તો ચાર સુલતાનો દિલ્હીની ગાદીએ આવ્યા, પણ તેઓ છેક નબળા હતા. છેલ્લો સુલતાન મહમ્મદશાહ બીજો હતો. તેના વખતમાં તૈમૂર લંગ ચડી આવ્યો.

**તૈમૂરની ચડાઈ:**—તૈમૂર મોગલ લોકોના નાયક હતો. તેણે ઇરાન તથા અરબસ્તાન જીતી લીધાં હતાં, અને મધ્ય એશિઆમાં પણ તે સર્વોપરિ હતો. તૈમૂર સિંધુ અને ચિનાબ નદી ઓળંગી છેક દિલ્હી સુધી આવી પહોંચ્યો. રસ્તામાં તેણે ગામો બાળ્યાં ને ઉજ્જડ કર્યાં. દિલ્હી આવી પહોંચ્યો ત્યારે સુલતાન મહમ્મદ મોટું લશ્કર લઈ સામે થયો, પણ તે હાર્યો અને નાસી ગયો. છેવટે તૈમૂર શહેરમાં દાખલ થયો અને શહેરને આગ લગાડી. આખરે થોડાક દિવસ લૂટફાટ ચલાવી અઢળક દ્રવ્ય લઈ તે પાછો ફર્યો. પાછા ફરતાં તેણે ફિરોઝાબાદ, મીરત, હરદ્વાર અને લાહોર જીતી લીધાં, ને હિંદુઓની કતલ કરી. કહે છે કે તૈમૂર જેટલા જીવ ભાગ્યેજ બીજા કોઈએ લીધા હશે.

તૈમૂરની લડાઈ એ હિંદુ અને મુસલમાન વચ્ચેની ધર્મની લડાઈ હતી. આવી રીતે પાંચ માસ સુધી હિંદમાં લૂટફાટ ચલાવી લોકોને ત્રાહિ ત્રાહિ પોકરાવી તે સમરકંદ પાછો ગયો. તેની ચડાઈથી દેશ છેક પાયમાલ થયો.

તૈમૂરના ગયા પછી સુલતાન મહમ્મદના વઝીરના હાથમાં રાજ્યની લગામ રહી. તેના મૃત્યુ પછી મહમ્મદ દિલ્હી પાછો ફર્યો. તે વખતે દિલ્હીના રાજ્ય નીચે માત્ર દોઆબ અને રોહટક હતાં. તે ઇ. સ. ૧૪૧૫ માં મરી ગયો. અંતે મુલતાનના સુબા ખિજરખાને દિલ્હીની ગાદી પચાવી પાડી.

**પુનરાવર્તન:**—પંજાબના સુબા ગ્યાસુદીન તઘલખે ગાદી મેળવી. મહમ્મદે પોતાની ગમે તેવી મુરાદો સફળ ન થતાં કઢંગો અમલ ચલાવ્યો, રૈયત પર જુલમ ગુજાર્યો, ને 'ગાંડો' ઉપનામ મેળવ્યું. તેની પછીના ફિરોઝશાહે વિદ્યાકળાને ઉત્તેજન આપ્યું, નહેરોનાં બાંધકામ કર્યાં, ખેતીવાડી સુધારી, રસ્તા સમરાવ્યા, અને

પ્રજાને સુખી કરી નામના મેળવી. તે પઠાણુ પાદશાહોમાં સર્વોત્તમ રાજ્યકર્તા ગણાય છે. પરંતુ તૈમૂર લંગની ચડાઈથી દેશનું અઢળક દ્રવ્ય ચાલ્યું ગયું, સંખ્યાબંધ માણુસોના જાન ગયા, સુંદર શહેરો આગનો ભોગ થઈ પડયાં, અને દેશની છેક પાયમાલી થઈ. તૈમૂરનું આવવું જવું સ્વપ્ન જેવું હતું, પણ તેનાં માઠાં ફળ ઘણો વખત પહોંચ્યાં. અંતે મુલતાનનો સુબો સૈયદ ખિજરખાન ગાદીએ આવ્યો.

## પ્રશ્નો.

(૧) મહંમદ તઘલખનાં અવિચારી કામોની નોંધ કરો; તેને મળેલું 'ગાંડો' એવું ઉપનામ યોગ્ય હોય તો તે સમજાવો.

(૨) ફિરોઝશાહ પઠાણુ પાદશાહોમાં સર્વોત્તમ હતો એ સાબીત કરો.

(૩) ફિરોઝશાહના અમલમાં દેશની સ્થિતિ અને પ્રજાજીવન કેવા પ્રકારનાં હશે તેનું અનુમાન કરો.

(૪) તૈમૂરની ચડાઇનું વર્ણન કરો. એ ચડાઈથી દેશની શી સ્થિતિ થઈ?

---

# પ્રકરણ ૬ ઠું.

## સૈયદ અને લોદી પાદશાહો.

### ઇ. સ. ૧૪૧૪ થી ૧૫૨૬

| | |
|---|---|
| સૈયદ ખિજરખાન. | બહલોલ લોદી. |
| સૈયદ મુબારક | સિકંદર લોદી. |
| સૈયદ મહંમદ. | ઇબ્રાહીમ લોદી. |
| સૈયદ અલાઉદ્દીન. | પુનરાવર્તન. |

**સૈયદ ખિજરખાનઃ—**(ઇ. સ. ૧૪૧૪-૨૧) તૈમૂરની ચડાઈ પછીનાં ૫૦ વર્ષમાં દિલ્હીમાં નામના રાજ્યકર્તાઓ થયા. પંજાબનો સુબો સૈયદ ખિજરખાન ગાદી પચાવી પડયો. તેના અમલમાં બંડ થયાં, ને તે સમાવવામાં તેનો અમલ પુરો થયો. તે દયાળુ અને ન્યાયી હતો. તેની ખરી સત્તા તો માત્ર દિલ્હી અને તેની આસપાસના થોડા પ્રદેશ પર હતી.

**સૈયદ મુબારક, સૈયદ મહંમદ, અને સૈયદ અલાઉદ્દીનઃ—** (ઇ. સ. ૧૪૨૧-૧૪૫૦) ખિજરખાન પછી તેનો પુત્ર સૈયદ મુબારક પાદશાહ

થયો. તેના ૧૨ વર્ષના અમલ પછી તેને મારી નાખવામાં આવ્યો, ને ઇ. સ. ૧૪૩૩ માં તેના ભત્રીજા સૈયદ મહંમદને ગાદી મળી. સૈયદ મહંમદના સમયમાં માળવાના સુલતાને દિલ્હી પર હુમલો કર્યો, પરંતુ પંજાબના સુબા બહલોલ લોદીએ પાદશાહને મદદ કરી. સૈયદ મહંમદના મરણ પછી તેનો જમાઈ અલાઉદ્દીન ગાદીએ આવ્યો. પરંતુ પોતે રાજ્ય કરવાને શક્તિમાન નથી એમ લાગવાથી તેણે બહલોલ લોદીને પોતાનું રાજ્ય સોંપી દીધું. તેણે જિંદગીનાં પાછલાં ૨૮ વર્ષ પોતાની જાગીરમાં સુખચેનથી ગુજાર્યાં. એકંદરે સૈયદ પાદશાહો નામનાજ હતા, અને પાછલા ત્રણે પાદશાહોના અમલમાં ઘણે ભાગે હિંદુ કે મુસલમાન ઉમરાવોએ સુલતાન સામે કરેલાં બંડ સમાવી દેવાની લડાઇઓ સિવાય બીજું જાણવા જેવું બન્યું નથી.

**બહલોલ લોદી**:—( ઇ. સ. ૧૪૫૦–૧૪૮૮ ) બહલોલ લોદી પંજાબનો બાહોશ સુબો હતો, અને બળવાન સરદાર તરીકે તેણે નામના મેળવી હતી. તેને ગાદી મળતાં પંજાબનો પ્રદેશ દિલ્હીના રાજ્યમાં ઉમેરાયો, અને પાછળથી તેણે જુવાનપુરનું રાજ્ય જીતી લીધું. આમ પંજાબથી બહાર સુધીના ઉત્તર હિંદ પર તેનો અમલ બેઠો. તે એક સારો રાજ્યકર્ત્તા ગણાય છે. ડોળડમાક ને દંભ તેને ગમતાં નહિ. તે ઉમરાવો સાથે વિનયથી વર્તતો, લોકો પ્રત્યે ઉદાર ભાવ રાખતો, ને પંડિતોને સારો આસરો આપતો.

**સિકંદર લોદી**:—(ઇ. સ. ૧૪૮૮–૧૫૧૭) બહલોલખાન પછી તેનો પુત્ર સિકંદર ગાદીએ આવ્યો. પિતાની પેઠે તે પણ બહાદુર હતો. તેણે બહારનું રાજ્ય જીતી લીધું, અને બીજા અફઘાન અમીરોને કાબુમાં લીધા. તેના વખતમાં વેપાર અને ખેતીવાડીને ઉત્તેજન મળ્યું હતું. પરંતુ હિંદુઓ પ્રત્યે તેણે ઘણુંજ ઘાતકીપણું વાપર્યું. તેણે ઘણા હિંદુઓને મારી નાખ્યા, તેમનાં દહેરાં તોડી નાખ્યાં, મૂર્તિઓનું ખંડન કર્યું, અને તેમને જાત્રાએ જવાની કે પવિત્ર નદીઓમાં સ્નાન કરવાની મના કરી. માત્ર પોતાની મુસલમાન પ્રજાના સુખનોજ તેણે વિચાર કર્યો. આથી તેની કારકીર્દને ઝાંખપ લાગે છે. તેણે આગ્રા વસાવી દિલ્હીથી રાજ્યગાદી ફેરવીને તેને રાજ્યધાની બનાવી.

**ઇબ્રાહીમ લોદી:**—(ઇ. સ. ૧૫૧૭-૨૬) સિકંદરશાહનો પુત્ર ઈબ્રાહીમ ઘાતકી ને અભિમાની હતો. તેનો રાજ્યવહીવટ પણ સારો નહોતો. પોતાનો એક ભાઈ કે જે જુવાનપુરનો સુબો હતો, તેને તેણે મારી નંખાવ્યો ને બીજાને કારાગૃહમાં પૂર્યો. તેણે ચિતોડના રાણા સંગને (સંગ્રામસિંહને) એક વખત હરાવ્યો હતો. ઈબ્રાહીમ અમીરઉમરાવો સાથે અસભ્યતાથી વર્ત્યો. પરિણામે સરદારો સામા થયા અને ઠેરઠેર બંડ ઊઠયાં. ચિતોડના રાણા સંગ અને પંજાબના સુબા દોલતખાન લોદીના પત્રથી કાબુલનો મોગલ પાદશાહ બાબર ઇબ્રાહીમ પર ચડી આવ્યો. બાબરે પોતાના ૧૩,૦૦૦ ચુનંદા સૈનિકોની મદદથી ઇબ્રાહીમના ૧,૨૦,૦૦૦ માણસના લશ્કરને પાણીપતના મેદાનમાં ઇ. સ. ૧૫૨૬ ના એપ્રિલની ૨૧ મી તારીખે સખત હાર ખવડાવી. આમ બરાબર ૩૨૦ વર્ષને અંતે દિલ્હીના પઠાણ પાદશાહોનો અંત આવ્યો, ને મોગલ શહેનશાહતનો પાયો નંખાયો.

**પુનરાવર્તન:**—તઘલખ વંશ પછી સૈયદ પાદશાહોના અમલ સુધીનાં લગભગ ૫૦ વરસ દિલ્હીમાં નામનું રાજ્ય હતું. ખિજરખાન સૈયદ સારો રાજ્યકર્તા હતો. પરંતુ પછીના રાજ્યકર્તાઓ નબળા હતા, ને તેમની સામે દેશમાં બંડ ઊઠયાં. લોદી પાદશાહોમાં બહલોલખાન સાદો, દયાળુ અને સત્તાધીશ હતો. સિકંદરે પોતાના સારા અમલને હિંદુઓ તરફ ક્રૂરતા વાપરી ઝાંખો પાડયો. ઇબ્રાહીમની ખરાબ વર્તણકથી ઉમરાવો સામા થયા, અને બાબરે ઇ. સ. ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં ફતેહ મેળવી પઠાણ રાજ્યનો અંત આણ્યો, ને મોગલ રાજ્યની સ્થાપના કરી.

## પ્રશ્નો.

(૧) સૈયદ પાદશાહોના અમલની ટુંકી વાત લખો.

(૨) બહલોલ અને સિકંદરના અમલ વિષે તેમજ ચારિત્ર્ય વિષે તમારો અભિપ્રાય દર્શાવો.

(૩) ઈબ્રાહીમ લોદીના વખતમાં દેશની સ્થિતિ કેવી હતી?

(૪) પાણીપતના યુદ્ધમાં બાબર કેમ વિજયી થયો?

# પ્રકરણ ૭ મું.

## અફ્ઘાન રાજ્યની પડતી.

### જુદાં જુદાં સ્વતંત્ર રાજ્યો.

| | |
|---|---|
| અફ્ઘાન રાજ્યની પડતીનાં કારણો. | માળવાનું રાજ્ય. |
| | ગુજરાતનું રાજ્ય. |
| બંગાળાનું રાજ્ય. | બ્રાહ્મણી રાજ્ય. |
| જુવાનપુરનું રાજ્ય. | વિજયનગરનું હિંદુ રાજ્ય. |

### -અફ્ઘાન રાજ્યની પડતીનાં કારણો:—

(૧) પઠાણ પાદશાહોના અમલમાં રાજ્યના મુખ્ય અમલદારોને અમુક ઠરાવેલો પગાર આપવાને બદલે મોટી મોટી જાગીરો આપવાનો રિવાજ હતો. આનું પરિણામ એ આવ્યું, કે કેટલાક પાદશાહોની નબળાઈનો લાભ લઈને જાગીરોના સુબાઓ સ્વતંત્ર થઈ બેઠા.

(૨) ફિરોઝશાહ પછીના રાજ્યકર્તાઓ નબળા થયા. તેઓ એટલા બધા નબળા હતા, કે તેમાંનો કોઈ પણ તૈમૂરને હરાવી શકયો નહિ. આ તકનો લાભ લઈ બીજા સુબાઓ પણ સ્વતંત્ર થયા.

(૩) બંગાળા, માળવા, જુવાનપુર, અને ગુજરાતનાં રાજ્યો સ્વતંત્ર થયાં. દક્ષિણમાં ગુલબર્ગમાં બ્રાહ્મણી રાજ્ય પ્રબળ થતું ગયું, અને વિજયનગરનું હિંદુ રાજ્ય પણ ચઢતીમાં આવ્યું.

(૪) અફ્ઘાનોમાં રાજ્યકર્તાને છાજે તેવી બુદ્ધિ નહોતી. એક વંશના પાદશાહો પછી બીજા વંશના આવ્યા, અને તેથી કરીને દિવસે દિવસે રાજ્યની સત્તા પડી ભાગવા લાગી.

(૫) કેટલાક ધર્માંધ પાદશાહોએ હિંદુઓને પજવણી કરી. આને બદલે જો હિંદુઓને પક્ષમાં લીધા હોત, તો બાબર કદાપિ ફાવી શકત નહિ.

(૬) રજપુતોના બળવાઓએ, મોગલોની ચડાઇઓએ, અને અફ્ઘાન સરદારોનાં બંડોએ અફ્ઘાન રાજ્યની સત્તાનો ક્રમે ક્રમે અંત આણ્યો.

હવે આપણે જે રાજ્યો સ્વતંત્ર થયાં તેઓનો ટુંક ઇતિહાસ તપાસીએ.

**બંગાળાનું રાજ્યઃ**—આપણે જોઈ ગયાં કે મહમ્મદ બખ્તિયારે બંગાળા જીતી લીધું, ત્યારથી તે પ્રાંત દિલ્હીના સુલતાનોની સત્તા નીચે હતો; પણ ઇ. સ. ૧૧૯૩ થી ૧૩૩૮ સુધી બંગાળાના સુબાઓ સ્વતંત્ર જેવાજ હતા. ઇ. સ. ના ૧૪ મા સૈકામાં પૂર્વ અને પશ્ચિમ બંગાળા એવા તેના બે ભાગ હતા. ઇ. સ. ૧૩૫૨ માં બન્ને ઇલીઆસશાહની સત્તા નીચે જોડાઈ ગયા.

ફિરોઝશાહ તઘલખે બંગાળાની સ્વતંત્રતા સ્વીકારી હતી. ઇલીઆસશાહ પછી તેનો પુત્ર સિકંદરશાહ આવ્યો. તેને બાંધકામનો બહુ શોખ હતો. ઇ. સ. ૧૪૯૩ માં હુસેનશાહ નામનો બહુ મોટો અને પ્રખ્યાત બાદશાહ ત્યાં થઈ ગયો. તેણે જુવાનપુરના સુલતાન હુસેનને આશ્રય આપ્યો. ત્યાર પછી ઇ. સ. ૧૫૧૮ માં નસરતશાહે તિરહટ જીતી લીધું. બાબરે તે માટે તેના ઉપર ચડાઇ કરી હતી, પણ પાછળથી તેણે સલાહ કરી હતી.

બાબરના મૃત્યુ પછી ઇ. સ. ૧૫૩૦ માં બહારના સુબા શેરશાહે બળવો કર્યો, ને તે બંગાળાનો સુલતાન થઇ પડયો. વળી થોડાક વખત તે દિલ્હીનો પાદશાહ પણ થયો. શેરશાહના વંશજો પછી બીજા અફઘાન સરદારોના હાથમાં બંગાળા આવ્યું. ઇ. સ. ૧૫૭૬ માં અકબરે ત્યાંના બાદશાહ દાઉદશાહને મારી બંગાળા જીતી લીધું, અને ત્યાં મોગલ સુબો નીમ્યો.

**જુવાનપુરનું રાજ્યઃ**—ઇ. સ. ૧૩૬૦માં ફિરોઝ તઘલખે જુવાનપુર વસાવ્યું હતું. ઇ. સ. ૧૩૯૪ માં મહમ્મદ તઘલખે ત્યાં ખ્વાજાજહાન નામનો ઉમરાવ મોકલ્યો. ઇ. સ. ૧૩૯૮માં તૈમૂરની ચડાઇ પછી તેનો પુત્ર સ્વતંત્ર થયો. પછી તેનો પુત્ર ઇબ્રાહીમ ઇ. સ. ૧૪૦૦ માં સુલતાન થયો. તે જુવાનપુરનો પ્રખ્યાત સુલતાન હતો. ઇબ્રાહીમનો પુત્ર મહંમૂદ બહુજ લાયક સુલતાન હતો. ત્યાંના છેલ્લા સુલતાન હુસેનને બહલોલ લોદીએ કાઢી મૂકયો, ને ત્યાં સુબો નીમ્યો. સીકંદર લોદીએ જુવાનપુરનું રાજ્ય પુરેપુરૂં કબજે કર્યું. જુવાનપુરના સુલતાનો અરબી અને ફારસી ભાષાને ઉત્તેજન આપતા. સુલતાન હુસેન પોતે ગવૈયો અને લેખક હતો. તેઓના વખતમાં જુદાં જુદાં નમુનેદાર મકાનો બાંધવામાં આવ્યાં હતાં.

**માળવાનું રાજ્ય:**—અલાઉદ્દીન ખિલજીએ માળવા જીતી લીધા પછી લગભગ એક સૈકા સુધી ત્યાં સુબાઓએ રાજ્ય કર્યું. તૈમૂરની ચડાઈ પછી તે રાજ્ય સ્વતંત્ર થયું. ઇ. સ. ૧૪૦૫–૩૨ સુધી ત્યાં હોસંગશાહ નામનો પ્રખ્યાત બાદશાહ થઈ ગયો. તેણે માન્ડુમાં રાજ્યધાની કરી. અંતે થોડાક વખત સુધી માળવાનું રાજ્ય ગુજરાતમાં ભેળવી દેવામાં આવ્યું, પણ ઇ. સ. ૧૫૬૪ માં અકબરે તે જીતી લીધું, અને દિલ્હીના રાજ્યમાં જોડી દીધું.

**ગુજરાતનું રાજ્ય:**—(ઇ. સ. ૧૩૯૪–૧૫૭૨) ઇ. સ. ૧૦૨૫–૨૭ માં મહંમૂદ ગીજનીએ ત્યાં ચઢાઇ કરી હતી. ઇ. સ. ૧૨૯૭ માં તેને દિલ્હીના રાજય સાથે જોડી દેવામાં આવ્યું હતું. છેવટે ઇ. સ. ના ૧૪ મા સૈકાના અંતમાં ત્યાં ઝફરખાન નામનો સુબો સ્વતંત્ર થયો. ઇ. સ. ૧૪૧૧ માં રાજ્યસત્તા તેના પૌત્ર અહમદશાહના હાથમાં આવી. તેણે ૩૧ વરસ રાજ્ય કર્યું, અને અમદાવાદમાં સારાં મકાનો બાંધ્યાં. સૌથી પ્રખ્યાત બાદશાહ મહમૂદ બેગડો થયો. તેણે ચિતોડને ઘેરો ઘાલ્યો, કચ્છ પર ચઢાઈ કરી, અને જુનાગઢ તથા પાવાગઢના કિલ્લા જીતી લીધા. ગુજરાતનો છેલ્લો બાદશાહ બહાદુરશાહ થયો. તેણે ખાનદેશ, વરાડ અને માળવા જીતી લીધાં. હુમાયુની સામે લડતાં ઇ. સ. ૧૫૨૭ માં તે મરણ પામ્યો. ત્યાર પછી ઈ. સ. ૧૫૭૨ માં અકબરે અમદાવાદ ઉપર ચઢાઇ કરી તે શહેર લઈ લીધું, અને ગુજરાતમાં મોગલ અમલ શરૂ થયો.

**બ્રાહ્મણી રાજ્ય:**—મહમદ તઘલખના રાજ્યમાં ઇ. સ. ૧૩૪૭ માં હસન ગંગુ બ્રાહ્મણી નામના સુબાએ ગુલબર્ગમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. આ રાજ્યનો સ્થાપનાર હસન દિલ્હીના ગંગુ બ્રાહ્મણનો ગુલામ હતો, અને પોતાના શેઠની મહેરબાનીથી તેને પાદશાહની નોકરી મળી હતી, તેથી પોતાના ધણીની યાદગીરી ખાતર પોતાના વંશનું નામ બ્રાહ્મણી વંશ પાડયું. ઇ. સ. ૧૩૪૭–૧૪૮૨ ના સમયમાં તે રાજ્યમાં મુંબઈ ઇલાકો, તેમજ હાલના નિઝામના રાજ્ય અને ઉત્તર સરકારનો સમાવેશ થતો હતો. આ વંશના રાજાઓનો સમય વિજયનગરના રાજ્યના હિંદુ રાજાઓ સાથે લડવામાંજ ગયો છે. ઇ. સ. ૧૪૮૨ પછી તે રાજ્યના ફાંટા પડયા. બ્રાહ્મણી રાજ્ય તૂટીને બીડર, વરાડ, અહંમદનગર, બિજાપુર, અને ગોવળકોંડા એમ પાંચ પઠાણ રાજ્યો બન્યાં.

બીડરના તુર્ક સરદાર કાસમ બરીદે સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેના વંશના સુલતાનો બરીદશાહી નામથી ઓળખાતા હતા. ૧૦૦ વરસ પછી બિજાપુરના સુલતાને બીડર જીતી લીધું, અને અંતે ઇ. સ. ૧૬૫૭માં ઔરંગઝેબે તેને મોગલ સલ્તનતમાં જોડી દીધું.

ઇ. સ. ૧૪૯૦ માં બિજાપુરના સુબાએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તે વંશ આદિલશાહી કહેવાયો, અને ઇ. સ. ૧૬૮૬ સુધી ચાલ્યો. અંતે ઔરંગઝેબે તે જીતી લીધું.

આદિલશાહી રાજ્ય સ્થપાયું, તેજ સમયે નિઝામશાહે અહંમદનગરમાં નિઝામશાહી રાજ્ય સ્થાપ્યું. અહંમદનગરની પ્રખ્યાત બેગમ ચાંદબીબીએ ઇ. સ. ૧૫૮૬ માં અકબરના પુત્ર મુરાદને પાછો કાઢ્યો. ચાર વરસ પછી તે અકબરે જીતી લીધું, પણ મલીકંબર નામના સીદીએ તે પાછું લઈ લીધું. છેવટે ઇ. સ. ૧૬૨૭ માં તેને મોગલ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું.

ગોવલકોંડાનું રાજ્ય ઇ. સ. ૧૫૧૦ માં સ્વતંત્ર થયું. આ વંશના રાજ્યકર્તાઓ કુતુબશાહી કહેવાતા. ઇ. સ. ૧૬૮૭ માં ઔરંગઝેબે તે જીતી લીધું.

ઇમાદ–ઉલ્–મુલ્ક નામના સુબાએ વરાડમાં ઇલિચપુરમાં રાજ્ય સ્થાપ્યું. તે ૮૮ વર્ષ સુધી ચાલ્યું. ઇ. સ. ૧૫૭૨ માં અહંમદનગરના રાજ્ય સાથે તેને જોડી દીધું. તેના વંશજો ઇમાદશાહી કહેવાતા. છેવટે તે મોગલ રાજ્યમાં જોડાઇ ગયું.

આ પ્રમાણે બ્રાહ્મણી રાજ્યના પાંચ વિભાગ થયા. ઇ. સ. ૧૪૦૯ થી ઇ. સ. ૧૫૬૫ સુધીમાં દક્ષિણ હિંદુસ્તાનમાં વિજયનગરના હિંદુ રાજ્ય અને બ્રાહ્મણી રાજ્યો વચ્ચે ઘણી લડાઇઓ થઇ. પરિણામે મુસલમાનો ફાવ્યા, અને વિજયનગરના હિંદુ રાજ્યનો અંત આવ્યો. તે પછી પાંચે બ્રાહ્મણી રાજ્યો એક પછી એક મોગલ રાજ્યમાં કેવી રીતે જોડાઇ ગયાં, તે પણ આપણે ઉપર જોઇ ગયા.

**વિજયનગરનું હિંદુ રાજ્ય:**—(ઇ. સ. ૧૩૩૬–૧૫૬૫) બુક્કરાય અને હરિહર નામના બે ભાઇઓએ વિજયનગરનું હિંદુ રાજ્ય સ્થાપ્યું હતું, ઇ. સ. ૧૩૩૬. હરિહર મહમ્મદ તઘલખનો સુબો હતો. ત્યાર પછી વિજયનગરના રાજ્યનો પ્રખ્યાત રાજા કૃષ્ણદેવરાય ૧લો હતો. તેની સત્તા

કૃષ્ણા નદીથી કન્યાકુમારી ભૂશિર સુધી ફેલાઇને વિજયનગરનું રાજ્ય બહુ સમૃદ્ધ થયું. વિજયનગરના રાજાઓને બ્રાહ્મણી રાજ્યના પાંચે સુલતાનો સાથે વખતોવખત લડાઇઓ થતી. ઇ. સ. ૧૫૦૯–૨૯ સુધી કૃષ્ણદેવરાય ૨ જો થઈ ગયો. તેણે ઓરિસ્સા, ગોવળકોંડા અને બિજાપુરના લશ્કરને હરાવ્યાં. દક્ષિણ હિંદુસ્તાનનો તે છેલ્લો હિંદુ રાજા હતો. જ્યારે સદાશિવ-રાય રાજ્ય કરતો હતો, ત્યારે રાજ્યની ખરી સત્તા તેના સાળા રામરાજાના હાથમાં આવી. તેની સત્તા બહુ વધવાથી બ્રાહ્મણી રાજ્યના પાંચે સુલતાનો-એ એકત્ર થઈ વિજયનગર ઉપર ચડાઈ કરવાનો નિશ્ચય કર્યો. ઇ. સ. ૧૫૬૫ માં બન્ને લશ્કરને તાલિકોટા પાસે લડાઇ થઈ. હિંદુઓનું લશ્કર હાર્યું; રામરાજા કેદ પકડાયો અને મરાયો. વિજયનગરના રાજ્યનો અંત તાલિકોટાની લડાઇમાંજ આવ્યો, પણ સદાશિવના વંશજોએ દક્ષિણમાં ચંદ્ર-ગિરિમાં ઘણા વખત સુધી રાજ્ય કર્યું. મદ્રાસ ઇલાકામાં હમ્પી પાસે હાલ પણ વિજયનગરનાં ખંડેરો માલમ પડે છે.

## પ્રશ્નો.

(૧) અફઘાન રાજ્યની પડતીનાં કારણ આપો.

(૨) અફઘાન રાજ્યની પડતી વખતે ઉત્તર હિંદમાં કયાં કયાં મુખ્ય રાજ્યો હતાં ? દરેકની ટુંકી વાત લખો.

(૩) વિજયનગર અને બ્રાહ્મણી રાજ્યોનો ઇતિહાસ ટુંકામાં લખો.

# પ્રકરણ ૮ મું.

## અફઘાન અમલ દરમિઆન હિંદની સ્થિતિ.



**મુસલમાની સત્તાનું પ્રાબલ્યઃ**—ઇ. સ. ૧૨૦૬ થી ઇ. સ. ૧૫૨૬ સુધીનાં પર્વોમાં એટલે લગભગ ત્રણ સૈકાં સુધી ઉત્તર હિંદમાં અફઘાન રાજ્ય રહ્યું. તેનું પરિણામ એ આવ્યું, કે દેશના ઘણાખરા ભાગમાં મુસલમાનોની સત્તા વધી. કુતુબુદ્દીન, અલ્તમશ, અને બલબનના વખતમાં ઉત્તર હિંદુસ્તાનમાં અને પાછળથી દક્ષિણમાં પણ મુસલમાનોની સત્તા સર્વોપરિ હતી. ત્યાર પછી પણ જે રાજ્યો સ્વતંત્ર થયાં તે મુસલમાન રાજ્યો થયાં.

**રાજ્યકારભારઃ**—લોકો અફઘાન પાદશાહો પાસે જાતે ફરિયાદે જઈ શકતા, અને સુલતાનો પણ સભા ભરી દાદ આપતા. હિંદુ રાજાઓના અંદરના કારભારમાં તેઓ માથું મારતા નહિ. રાજ્યકુટુંબની મુર્ખાઈ તથા તેમના ગુનાથી લોકોની કંઈ હાનિ થઇ નહિ. તેઓ હિંદમાંજ વસ્યા, તેમજ જે જે મિલ્કત તેઓએ મેળવી તે હિંદમાંજ ખરચાઇ. દેશનો પૈસો દેશમાંજ વપરાયો.

**લોકોની સ્થિતિઃ**—લોકો પોતાનો ધંધો સુખેથી કરતા હતા. રૈયત પણ બહુ સુખી હતી. સ્ત્રીઓ પણ ઘરેણાં, દાગીના પહેરતી હતી. દેશ પણ આબાદ હતો.

**ભાષાઃ**—અફઘાનોએ પહેલવહેલોજ ઉર્દુ ભાષાનો ઉપયોગ કર્યો. પરદેશીઓ હિંદમાં આવ્યા પછી ફારસી, અરબી અને સંસ્કૃત ભાષાની બનેલી મિશ્ર ભાષા બોલતા, તે ભાષા ઉર્દુ બની. પાછળથી મોગલ લોકોના સમયમાં તેનો પ્રચાર બહુ વધ્યો.

**બાંધકામઃ**—બાંધકામ અને કારીગરી ખાસ ધ્યાન ખેંચનારાં નથી. ફક્ત ફિરોઝશાહ તઘલખે નહેરો ખોદાવી ખેતરોને પાણી પુરૂં પાડયું. તે સિવાય તેણે દિલ્હીમાં મસ્જીદ બાંધી. ગ્યાસુદ્દીન તઘલખની કબર અને કુતુબમિનાર સિવાય બીજાં જોવા લાયક જાહેર બાંધકામ થયાં નથી.

**કેળવણી:**—અફઘાનોએ પાઠશાળાઓ સ્થાપી, પણ તેની અંદર ફારસી અને અરબી શીખવતા, જેનાથી લોકો અજ્ઞાત હતા. વળી ધર્મ સંબંધી તથા રસાયણિક વિદ્યા સંબંધી જ્ઞાન અપાતું.

**ધાર્મિક પરિસ્થિતિ:**—અગિઆરમા અને બારમા સૈકામાં વૈષ્ણવ ધર્મ ફેલાવા લાગ્યો. તેના ઉપદેશકો રામાનુજ, રામાનંદ, કબીર અને ચૈતન્ય વિષે પાછલા વિભાગમાં થોડું ઘણું કહેવામાં આવેલું છે, જેથી અહીં વિવેચન કરવાની જરૂર રહેતી નથી.

**રાજકીય સ્થિતિ: બાબરનું આગમન:**-ઈ. સ. ૧૩૪૭માં બ્રાહ્મણી રાજ્ય સ્થપાયું, ને તેના આખરે પાંચ વિભાગ થયા તે આપણે જોયું. કૃષ્ણા નદીની દક્ષિણે વિજયનગરનું રાજ્ય પણ સ્થપાએલું હતું. ગુજરાતનું રાજ્ય પણ ઇ. સ. ૧૫૭૨ સુધી સ્વતંત્ર રહ્યું હતું. માળવામાં ઇ. સ. ૧૫૨૬માં સ્વતંત્ર મુસલમાન બાદશાહ હતો. સિંધમાં પણ તેમજ હતું. મધ્ય હિંદમાં ચિતોડ, જોધપુર, બિકાનેર, જેસલમેર અને જયપુરનાં રજપુત રાજ્યો હતાં. બંગાળામાં પણ સ્વતંત્ર મુસલમાન સુલતાન રાજ્ય કરતો હતો. આ ઉપરથી આપણે જાણી શકીશું, કે જ્યારે બાબર દિલ્હીના રાજ્ય ઉપર ચઢી આવ્યો, ત્યારે માત્ર દિલ્હીના રાજ્યમાં દિલ્હી ને તેની આસપાસના પ્રદેશનો સમાવેશ થતો હતો. મતલબ કે સમગ્ર દેશ હિંદુ અને મુસલમાન રાજ્યોમાં વહેંચાઇ ગયો હતો, અને તેઓ એક બીજા સાથે પોતપોતાનું સામ્રાજ્ય સાબીત કરવાને લડતા હતા. પરંતુ તેઓમાં એવું એકે રાજ્ય નહોતું, કે જે સર્વોપરિ સત્તા ભોગવી શકે, કે પોતાની સત્તા સ્થાપન કરવાનો આખરનો નિર્ણય લાવી શકે. છેવટનું પરિણામ એ આવ્યું કે બાબર હિંદમાં આવ્યો, દિલ્હીમાંથી પઠાણ સત્તા નિર્મૂળ થઇ, રજપુતોને પોતાના પ્રયત્નોમાં લાભ મળવાને બદલે રજપુતાનામાં ભરાઇ જવાનો પ્રસંગ આવ્યો, અને દિલ્હીની ગાદીએ મોગલ વંશની સ્થાપના થઇ.

### પ્રશ્નો.

(૧) અફઘાનોના સમયમાં હિંદની સ્થિતિ કેવી હતી તેનું વર્ણન કરો.

(૨) બાબરની હિંદ પરની ચડાઇ અનુકૂળ સમયની હતી, એ વાત સકારણ સમજાવો.

## અગત્યની તવારીખ.

ઇ. સ. ૫૭૦ હઝરત મહંમદ પેગંબર સાહેબનો જન્મ.
ઇ. સ. ૬૨૨ હીજરી સનની શરૂઆત.
ઇ. સ. ૬૩૨ હઝરત મહંમદ પેગંબર સાહેબનું અવસાન.
ઇ. સ. ૭૧૨ મહંમદ બિન કાસીમનું સિંધ પર આક્રમણ.
ઇ. સ. ૧૦૦૮ મહંમદ ગીજનીએ અનંગપાળને હરાવ્યો.
ઇ. સ. ૧૦૨૪ મહંમદ ગીજનીએ સોમનાથ મહાદેવનું ખંડન કર્યું.
ઇ. સ. ૧૧૯૧ થાનેશ્વરનું પહેલું યુદ્ધ: પૃથ્વીરાજની જીત.
ઇ. સ. ૧૧૯૨ થાનેશ્વરનું બીજું યુદ્ધ: શાહબુદ્દીનની જીત.
ઇ. સ. ૧૨૦૬ દિલ્હીમાં ગુલામ વંશની સ્થાપના.
ઇ. સ. ૧૨૨૫ અલ્તમશે સિંધ જીત્યું.
ઇ. સ. ૧૨૮૫ બંગાળામાં તોગ્રલબેગનો બળવો.
ઇ. સ. ૧૨૯૫ અલાઉદ્દીનના હાથે જલાલુદ્દીનનું ખૂન.
ઇ. સ. ૧૨૯૭ અલાઉદ્દીને ગુજરાત જીત્યું.
ઇ. સ. ૧૩૦૩ અલાઉદ્દીને રણથંભોર ને ચિતોડ જીત્યા.
ઇ. સ. ૧૩૦૮ મલેક કાફુરે દેવગિરિ જીત્યું.
ઇ. સ. ૧૩૧૧ મલેક કાફુરે વરંગુળ જીત્યું.
ઇ. સ. ૧૩૩૬ બુક્કરાય અને હરિહરે વિજયનગરનું હિંદુ રાજ્ય સ્થાપ્યું.
ઇ. સ. ૧૩૪૭ હસનગંગુએ ગુલબર્ગમાં બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું.
ઇ. સ. ૧૩૯૮ તૈમૂર લંગની હિંદ પર સવારી.
ઇ. સ. ૧૪૮૨ બ્રાહ્મણી રાજ્ય તૂટયું: પાંચ શાખા રાજ્યો સ્થપાયાં.
ઇ. સ. ૧૫૨૬ પાણીપતનું યુદ્ધ: બાબરે ઇબ્રાહીમ લોદીને હરાવ્યો.
પઠાણ રાજ્યનો અંત: મોગલ વંશની સ્થાપના.
ઇ. સ. ૧૫૬૫ તાલિકોટાનો સંગ્રામ: વિજયનગરના હિંદુ રાજ્યનો અંત.

# મોગલ પાદશાહોનું વંશવૃક્ષ.

## પહેલા છ મોગલ પાદશાહો.

(ઇ. સ. ૧૫૨૬ થી ઇ. સ. ૧૭૦૭)



## પ્રકરણ ૧ લું.

### બહાદુર બાબર.

(ઇ. સ. ૧૨૫૬ થી ઇ. સ. ૧૫૩૦)

મોગલો કોણ હતા.
બાબરના આગમન વખતે દેશની સ્થિતિ.
બાબરનું પૂર્વજીવન.
પાણીપતનું યુદ્ધ.
બાબરે મેળવેલા વિજય.
બાબરનો રાજ્યવિસ્તાર.
ઇતિહાસમાં બાબરની ગણના.
બાબરના ગુણદોષ.
બાબરનું મૃત્યુ.
ઉપસંહાર.

**મોગલો કોણ હતા:**—બાબરે ઇબ્રાહીમ લોદી પાસેથી દિલ્હીનું રાજ્ય જીતી લીધું, અને ત્યાં પોતાનું જે રાજ્ય સ્થાપ્યું, તે રાજ્યના રાજ્યકર્તા મોગલ બાદશાહો કહેવાય છે. આપણે પાછળ વાંચી ગયા, કે ચિંગીઝખાન અને તૈમૂર વગેરે સરદારોની આગેવાની નીચે મોગલોનાં ટોળાં હિંદ પર ચઢી આવ્યાં હતાં. તેઓ પોતાના દેશ મોંગોલિઆમાંથી આવતા, અને ઘણો ત્રાસ વર્તાવતા. એ ત્રાસને યાદ રાખી જે લોકો ઉત્તરમાંથી આવ્યા, તે બધા લોકો મોગલોને નામે ઓળખાયા. ખરૂં જોતાં તો તેઓ તુર્ક હતા. બાબર પોતે મિશ્ર જાતિનો હતો. તેનો પિતા તુર્ક હતો અને તેની મા મોગલ જાતિની હતી, એટલે તેનામાં બન્ને જાતના ગુણો હતા.

**બાબરના આગમન વખતે દેશની સ્થિતિ:**—બાબરે રાજ્ય સ્થાપ્યું તે પહેલાં દિલ્હીમાં સુલતાન ઇબ્રાહીમ લોદી રાજ્ય કરતો હતો. તેના અને તેની પહેલાં થઈ ગએલા સુલતાનોના જુલમ અને તેઓની નબળાઈને લઈને જુદે જુદે ઠેકાણે સુબાઓ સ્વતંત્ર થઈ ગયા હતા. જે જે પ્રાંતો દિલ્હીના સુલતાનો તાબે કરતા તે તે પ્રાંતો ઉપર તેઓ સુબા નીમતા. આ સુબાઓ મુખ્ય રાજ્યકર્તાની નબળાઈને અંગે સ્વતંત્ર થઈ બેસતા. છેવટે જ્યારે ઇ. સ. ૧૩૯૮ માં તૈમૂર ચઢી આવ્યો અને દિલ્હી શહેર લૂટ્યું, ત્યારે દિલ્હીની પઠાણ પાદશાહતના પાયા ઢીલા પડી ગયા હતા. ઇબ્રાહીમ

લોદીના જુલમને અંગે પંજાબના દોલતખાન લોદીએ બંડ કર્યું ને બાબરને મદદે બોલાવ્યો. વળી સુલતાનનો કાકો અલાઉદ્દીન પણ બાબરના પક્ષમાં જઈ મળ્યો. બાબર આ તકનો લાભ લેવા ચૂકયો નહિ. જ્યારે બાબર આવ્યો ત્યારે હિંદુસ્તાનમાં રજપુતાના અને વિજયનગરનાં બે મોટાં હિંદુ રાજ્યો હતાં. વિંધ્યાચળ પર્વતની ઉત્તરે ગુજરાત, માળવા, પંજાબ, દિલ્હી, બંગાળા અને ઓરિસ્સામાં મુસલમાની રાજ્યો હતાં, ને કૃષ્ણા નદીની ઉત્તરે અહંમદનગર, બિજાપુર, બીડર, વરાડ અને ગોવળકોંડામાં બ્રાહ્મણી રાજ્યમાંથી બનેલાં પાંચ મુસલમાની શાખા રાજ્યો હતાં. છતાં જ્યારે બાબર આવ્યો ત્યારે તેની સામે થઈ તેની સાથે ટક્કર ઝીલે એવું એક પણ રાજ્ય નહોતું, તેમજ એકત્ર બળે તેને હંફાવવા જેટલો સંપ પણ એક બીજામાં ન હતો.

**બાબરનું પૂર્વજીવનઃ**—બાબર તૈમૂરથી છઠ્ઠો પુરુષ હતો. તે ઇ. સ. ૧૪૮૩માં ખોકંદમાં જન્મ્યો હતો. તેનું અસલ નામ જહીર-ઉદ્‌-દીન મહંમદ હતું. બાર વર્ષની વયે તેના પિતાના પ્રદેશમાંથી ઉમરાવોએ તેને કાઢી મૂકયો હતો, પણ ઇ. સ. ૧૪૯૭માં તેણે પોતાનો પ્રદેશ પાછો મેળવ્યો અને વળી પાછો તરતજ તે ખોયો. ત્યાર પછી તેણે પોતાના પૂર્વજોનું અસલ રાજ્ય સમરકંદ જીતી લીધું, પણ ઉઝબેગ લોકોએ તેને હાંકી કાઢયો. ત્યાંથી નિરાશ થઇ બાબર અફ્ઘાનિસ્તાનમાં આવ્યો ને કાબુલ જીતી લીધું. અહીં તેણે હિંદુસ્તાનનાં વખાણ સાંભળ્યાં, ને દેશમાં ચાલતી અંધાધુંધી વિષે પણ જાણ્યું. આથી વખત જોઇને આ દેશ જીતી લેવાનો તેનો મનસુબો તો હતોજ, તેવામાં પંજાબના સુબા દોલતખાન લોદી ને ચિતોડના રાણા સંગ તરફથી થએલું આમંત્રણ બાબરે સ્વીકાર્યું અને જીત મેળવી.

**પાણીપતનું યુદ્ધઃ**—(ઇ. સ. ૧૫૨૬) હિંદુસ્તાન સર કરવાને તલપી રહેલા બાબરે મજબુત લશ્કર એકઠું કરી ચડાઈ કરી લાહોર જીતી લીધું. દોલતખાન પોતાની ભૂલ સમજી બાબરની સામે થયો હતો, તેને બાબરે કેદ કર્યો ને દિલ્હી પાસે આવેલા પાણીપતના મેદાનમાં પડાવ નાખ્યો. સુલતાન ઇબ્રાહીમ ૧,૨૦,૦૦૦ માણસનું મોટું લશ્કર લઈ તેની સામે આવ્યો. બાબરની પાસે દારૂગોળો હતો. ઉપરાંત તેના સિપાઇઓ કેળવાએલા અને બહાદુર

હતા. વળી બાબર પોતે પણ લડાઇના કામમાં કાબેલ હતો. બીજી બાજુએ સુલતાનનું લશ્કર મોટું પણ બીનકેળવાએલું હતું. તેમને દારૂગોળો વાપરતાં પણ બરાબર આવડતો નહોતો, અને સુલતાન પોતે પણ બેદરકાર હતો. બાબરના ત્વરિત ગતિથી ચાલનારા ઘોડાઓએ સુલતાનના હાથી પર જીત મેળવી. બપોર થતામાં તો સુલતાનના લશ્કરનો મોટો ભાગ નાશ પામ્યો, અને બાબર માત્ર ૧૩,૦૦૦ માણસના લશ્કરની મદદથી વિજયી થયો. પાણીપતના આ પ્રખ્યાત યુદ્ધમાં ઇબ્રાહીમ રણમાં પડયો, ને પઠાણ પાદશાહતનો ૩૨૦ વર્ષે અંત આવ્યો.

**બાબરે મેળવેલા વિજય:**—બાબરે પાણીપતની લડાઇ જીત્યા પછી પોતાના લશ્કર સાથે દિલ્હી ને આગ્રા પર ચડાઈ કરી ને તે શહેરો જીતી લીધાં. આ વખતે તેના સૈનિકોએ હિંદુસ્તાનમાં રહેવાની અને લડવાની આનાકાની કરી; કારણ કે તેઓ કંટાળી ગયા હતા. બાબરે તેમની સમક્ષ એક અસરકારક ભાષણ કર્યું, જેને પરિણામે તેઓને સંતોષ થયો.

બાબરે જીત મેળવી રાજ્ય સ્થાપ્યું, એટલે ચિતોડના રાણા સંગની ધારણા ધુળમાં મળી. તે લડવામાં બહુ બહાદુર હતો, એટલે મોટું લશ્કર એકઠું કરી બાબર સાથે યુદ્ધ કરવાને આવ્યો. સંગ રાણાને આગળની લડાઇઓમાં ૮૦ જખમ થયા હતા, અને પોતે એક આંખે, એક હાથે અને એક પગે અપંગ બન્યો હતો. વળી સંગ રાણાની મદદે બીજા રજપુત રાજાઓ તથા દોલતખાન લોદી વગેરે કેટલાક સરદારો આવ્યા હતા. સીક્રીના મેદાનમાં બે પક્ષો વચ્ચે ઝપાઝપી થઇ. રજપુતો બહાદુરીમાં પાછા પડે તેવા નહોતા, તોપણ તેઓ બાબરના યુદ્ધકૌશલ્ય આગળ ટકી શકયા નહિ અને પરિણામે હારી બેઠા. બાબરને વિજય પ્રાપ્ત થવાથી સીક્રીને તેણે ફતેહપુર નામ આપ્યું, ઇ. સ. ૧૫૨૭.

ત્યાર પછી બાબરે ઇ. સ. ૧૫૨૮ માં ચંદેરી સર કર્યું. વળી પૂર્વમાં કેટલાક અફઘાનોએ મોગલો સામે લડવાની તૈયારી કરી હતી. બાબર મોટા લશ્કર સાથે ત્યાં ગયો, અને પટણા અને બનારસ જીતી લીધાં; તેમજ હુમાયુએ અયોધ્યા, બિહાર, અને જુવાનપુર જીતી લીધાં. આવી રીતે બાબર છ માસમાં મોટી રાજાઓએ ખોએલો મુલક સર કરી આગ્રા પાછો ફર્યો.

**બાબરનો રાજ્યવિસ્તારઃ**—બાબરના મરણ સમયે તેના રાજ્યમાં રજપુતાનાની સરહદથી બંગાળાની સરહદ સુધીના પ્રદેશનો એટલે કે જમના અને ગંગાની વચ્ચેના ને આસપાસના ઉત્તરના પ્રદેશોનો સમાવેશ થતો હતો. મતલબ કે ગુજરાત સિવાય આખો ઉત્તર હિંદ તેણે જીતી લીધો હતો.

**ઇતિહાસમાં બાબરની ગણુનાઃ**—બાબરે જીત મેળવી ખરી, પણ ચાર વરસના ટુંકા રાજ્યકાળમાં તે રાજ્યની વ્યવસ્થા કરી શકયો નહિ. રાજ્યને સારા પાયા ઉપર મૂકી શકયો નહિ, તેનું ખરૂં કારણ તેને તેમ કરવાનો વખત નહોતો એજ છે. છતાં ઇતિહાસમાં તો તેની ગણુના એક ઉત્તમ યોદ્ધા તરીકેજ થઈ શકે; રાજ્યની સારી વ્યવસ્થા કરનાર એક કુશળ રાજદ્વારી પુરુષ તરીકે નહિ.

**બાબરના ગુણદોષ:**—બાબરે જાતેજ પોતાની જિંદગીના વૃત્તાંતનું પુસ્તક લખ્યું છે, તેમાંથી આપણે તેના ગુણદોષ જાણી શકીએ છીએ. 'બાબર' શબ્દનો અર્થ સિંહ થાય છે, અને અલબત તે ઘણોજ બહાદુર અને બળવાન હતો, તેથી તે ઉપનામ તેને માટે યોગ્યજ છે. તે મહત્વાકાંક્ષી હતો. તેને મુલકો જીતવાનો શોખ હતો. તેને અફીણ અને દારૂનું વ્યસન હતું; જો કે તેણે પાછલા વખતમાં એટલે સીક્રીના યુદ્ધપ્રસંગથી દારૂ પીવો છોડી દીધો હતો, તોપણ તેના વ્યસનથી તેના શરીરના બાંધા ઉપર અસર થઈ હતી. તેવી સ્થિતિમાં પણ તે દરેક બગલમાં એકેક માણસ એમ બન્નેને સાથે લઇ માઇલો સુધી દોડી શકતો, અને વૃદ્ધાવસ્થામાં ગંગા જેવી નદી એ વખત તરી શકતો.

**બાબરનું મૃત્યુઃ**—બાબરનો વહાલો પુત્ર હુમાયુ માંદો પડયો અને મરણ પથારી પર હતો. બાબરે ઘણા ઉપચારો કર્યા, પણ સઘળા વ્યર્થ ગયા. આથી તેણે પોતાના રાજ્યમાંના એક પવિત્ર માણસની સલાહ લીધી. તેણે કહ્યું કે તમારી વહાલામાં વહાલી અને કીમતીમાં કીમતી વસ્તુ આગ્રામાંથી મળી આવેલો હીરો ઈશ્વરને અર્પણ કરો, તો તે હુમાયુને બચાવશે. બાબરે કહ્યું કે મારી પાસે સર્વથી કીમતી વસ્તુ તો મારી પોતાની જિંદગી છે, અને તે હું ખુશીથી ખુદાને અર્પણ કરીશ. એમ કહી તેણે ખુદાની બંદગી કરી, કે મારા પુત્રનો રોગ

મને આપ અને તેને બચાવ. આમ કહી તેણે હુમાયુની પથારીને ત્રણ પ્રદક્ષિણા કરી. છેવટે બન્યું પણ તેમજ; બાબર માંદો પડયો, હુમાયુ સારો થયો, અને બાબર મરણ પામ્યો, ઇ. સ. ૧૫૩૦.

**ઉપસંહાર:**—મોગલ લોકો મિશ્ર જાતિના હતા, શુદ્ધ મોગલ નહોતા. બાબર પણ તે પ્રમાણે મિશ્ર જાતિનો હતો. પઠાણ પાદશાહતની નબળાઇનો લાભ લઇ અને દોલતખાન લોદીના આમંત્રણને માન આપી બાબરે સુલતાન ઇબ્રાહીમને પાણીપતના મેદાનમાં ઇ. સ. ૧૫૨૬ માં હરાવ્યો અને રાજ્ય લઈ લીધું. ત્યાર પછી તેણે ગુજરાત અને માળવા સિવાયનો બધો ઉત્તર હિંદ જીતી લીધો. તેની જિંદગી મુલકો જીતવામાં પુરી થવાથી તે રાજ્યની વ્યવસ્થા બરાબર કરી શકયો નહિ. તે બહાદુર અને દૃઢ મનનો હતો, એમ તેના ચારિત્ર્ય ઉપરથી જણાય છે.

## પ્રશ્નો.

(૧) બાબર આવ્યો ત્યારે હિંદની સ્થિતિ કેવી હતી?

(૨) બાબરે કયા કયા પ્રાન્તો જીતી લીધા ને કેવી રીતે?

(૩) બાબરનું ચારિત્ર્ય ટુંકામાં લખો.

(૪) ઇતિહાસમાં બાબરની ગણના શી થઈ શકે તે જણાવો.

(૫) સીકીની લડાઈનું વર્ણન કરો.

(૬) રાણા સંગની શી ઉમેદ હતી? પોતાની ઉમેદ પાર પાડવા તેણે શી તજવીજ કીધી? પરિણામે શું થયું?

(૭) બાબરે હિંદુસ્તાન પર ચડાઈ કરવામાં વખતનો લાભ લીધો, એ વાત ઉદાહરણો લઇ સાબીત કરો.

---

# પ્રકરણ ૨ જું.

## ભલો હુમાયુ: (ઇ. સ. ૧૫૩૦–૧૫૫૬)

### સૂર વંશ: પઠાણ રાજ્યની પુન:સ્થાપના અને અંત.

રાજ્યની સ્થિતિ.
હુમાયુની ભલમનસાઈ અને ભૂલ.
ગુજરાત પર ચડાઈ.
શેરશાહ પર ચડાઇ: પરિણામ.
ભીસ્તીએ કરેલો હુમાયુનો બચાવ.
હુમાયુનું ઇરાનમાં નાસી જવું.
હુમાયુની પુન:રાજ્યપ્રાપ્તિ.
સૂર વંશની સ્થાપના:
શેરશાહનું જીવન.
શેરશાહના સુધારા.
સૂર વંશનો અંત.
ઉપસંહાર.

**રાજ્યની સ્થિતિ:**—બાબરના મૃત્યુ પછી રાજ્યનો ભાર તેના મોટા પુત્ર હુમાયુ ઉપર આવી પડ્યો હતો. તેની ઉંમર માત્ર ૨૩ વરસની હતી. તે બાબરના જેવોજ બહાદુર હતો. તેણે બાબરને જુવાનપુર, બંગાળા, વગેરે દેશો જીતવામાં મદદ કરી હતી. બાબરે હિંદુસ્તાન ઉપર મેળવેલો વિજય સંપૂર્ણ નહોતો. પશ્ચિમમાં માળવા અને ગુજરાતનાં રાજ્યો સ્વતંત્ર હતાં, અને પૂર્વમાં અફઘાનો પોતાનું ગએલું રાજ્ય પાછું મેળવવાને પ્રયત્ન કરી રહ્યા હતા. ઉપરાંત બાબરે જે પ્રાંતો મેળવ્યા હતા તે પ્રાંતોમાં રાજ્ય-વ્યવસ્થા દઢ કરી નહોતી, તેથી વખત આવે તે પ્રાંતો સ્વતંત્ર થવા કોશીશ કરે એવી ધાસ્તી રહેતી હતી. આ સ્થિતિમાંથી સહીસલામત રીતે પાર ઉતરવાને હુમાયુ પુરેપુરો લાયક નહોતો. તેણે ગાદીએ આવ્યા પછી બીજેજ વર્ષે બહાર પ્રાંત પર ચડાઇ કરી. ઇબ્રાહીમ લોદીનો ભાઈ મહંમદ લોદી દિલ્હીનું રાજ્ય મેળવવા પ્રયત્ન કરતો હતો, તેને ઇ. સ. ૧૫૩૧ માં હરાવ્યો. ચુનારના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો, તે હુમાયુએ ઉઠાવી લીધો. જો હુમાયુએ અફઘાનોને પુરેપુરા હરાવ્યા હોત અને સંપૂર્ણ વિજય મેળવ્યો હોત, તો તેને આગળ ઉપર જે મુશ્કેલીઓ પડી તે ન પડત. પરંતુ તેના નરમ અને માયાળુ સ્વભાવને લીધે તેમ કરવામાં તે સફળ નીવડયો નહિ.

**હુમાયુની ભલમનસાઈ અને ભૂલ:**—બાબર મરતી વખતે હુમાયુને પોતાના ભાઇઓની સંભાળ રાખવા કહી ગયો હતો. હુમાયુનો ભાઈ

કામરાન કાબુલનો સુબો હતો, તેને પિતાના મૃત્યુ પછી હુમાયુએ પંજાબ પ્રાંત પણ આપ્યો. તેના બીજા ભાઈઓ હિંદાલ અને અશ્કરીને પણ બીજા પ્રાંતો આપ્યા. હુમાયુ ભાઇઓની મદદ પર આધાર રાખતો હતો, પણ તેના ભાઇઓએ હુમાયુને તેનું રાજ્ય ગુમાવવાની સ્થિતિમાં મૂકયો. હુમાયુએ કાબુલ અને પંજાબ કામરાનને આપવામાં મોટી ભૂલ કરી હતી; કારણ કે જ્યારે જ્યારે લશ્કરનાં માણસોનો તોટો પડતો, ત્યારે તે દેશોમાંથી માણસો મળી શકતાં; પરંતુ હવે તે આવી મદદ મેળવી શકયો નહિ, અને તેનું લશ્કર દિવસે દિવસે નબળું અને નાનું થતું ગયું. પિતાના વચનનો મર્મ સમજ્યા વગર ભાઇઓમાં રાજ્ય વહેંચી નાખવાની હુમાયુની ભલમનસાઈ એ તેની ગંભીર ભૂલ હતી. વળી તેની બીજી ભૂલ એ હતી, કે એક કામ સંપૂર્ણ થતા પહેલાં બીજા કામ તરફ તે પોતાનું ધ્યાન પરોવતો. સંપૂર્ણ વિજય મેળવવાને બદલે, બીજે ઠેકાણે દોઠી તે કામ કરવામાં બન્ને પ્રાંતોના વિજય અધુરા રહેતા, અને લશ્કરના પણ બે ભાગ પડી જતા, તેથી એકે લશ્કર તેને પૂર્ણ સંતોષ આપી શકતું નહિ. જીતને અંતે મોજશોખ માણવામાં તેનું એદીપણું હદથી જાદે હતું.

**ગુજરાત પર ચડાઈ:**—પોતાના સ્વભાવ મુજબ લખનૌમાં મેળવેલી જીતને અધુરી મૂકી હુમાયુએ ગુજરાતના બાદશાહ બહાદુરશાહ ઉપર ઈ. સ. ૧૫૩૪ માં ચડાઈ કરી. બહાદુરશાહ દિલ્હી પર ચડાઈ કરવાને કોશીશ કરતો હતો. જ્યારે હુમાયુ માળવામાં આવી પહોંચ્યો, ત્યારે બહાદુરશાહે ચિતોડ પર હુમલો કર્યો હતો, અને શહેરને ઘેરો ઘાલ્યો હતો. હુમાયુએ આ તકનો લાભ લઈ રજપુતોને મદદ કરી હોત, તો તે બહાદુરશાહને હરાવી ગુજરાત સર કરી શકયો હોત; પણ તેમ નહિ કરતાં તે બન્ને વચ્ચે ચાલતા યુદ્ધની રાહ જોતો બેઠો. ચિતોડના ઘેરામાં રજપુતો હાર્યા, અને પોતાનાં બૈરાંછોકરાંને બાળી મૂકી તેઓએ કેસરીઆં કર્યાં. કહેવાય છે કે ચિતોડના સંગ રાણાની સ્ત્રીએ હુમાયુને રક્ષાબંધન કર્યું. તે રક્ષા સ્વીકારી હુમાયુ બેનને મદદ કરવાને બહાને બહાદુરશાહની પાછળ પડયો. બહાદુરશાહને મંદેસર આગળ હરાવ્યો. તેણે ચાંપાનેરનો કિલ્લો બહાદુરીથી કબજે કર્યો, અમદાવાદ અને ખંભાત સુધી બહાદુરશાહની પાછળ પડયો.

અને છેવટે ગુજરાત અને માળવા જીતી લીધાં. બહાદુરશાહ દીવ નાસી ગયો. ત્યાં તેણે પોર્ટુગીઝ લોકોને વસવા દીધા. એટલામાં ખબર મળી કે શેરશાહે બહાર અને બંગાળામાં બંડ કર્યું છે. તે સાંભળી અસ્કરીને ગુજરાતનો સુબો નીમી હુમાયુ શેરશાહનો પરાજય કરવા બહાર ગયો. બહાદુરશાહે આ તકનો લાભ લીધો. તેણે ગુજરાત પાછું કબજે કર્યું, અને થોડા વખત પછી માળવા પણ લઈ લીધું. હુમાયુએ કરેલી ભૂલનું પરિણામ આમાં તો આપણે જોયું. હવે આગળ ઉપર શું થાય છે તે જોઈએ.

**શેરશાહ પર ચડાઈ:**—હુમાયુએ બહાર તરફ કૂચ કરી ચુનારનો કિલ્લો જીતી લીધો. શેરશાહ આ વખતે બંગાળામાં રોકાએલો હતો. તે આ ખબર સાંભળી બહાર ગયો નહિ; કારણ કે તેનો વિચાર હુમાયુને સપડાવવાનો હતો. હુમાયુ તેની પાછળ બંગાળામાં ગયો. આ વખતે શેરશાહે તેને મળતી મદદ અટકાવી. આથી હુમાયુ છ મહીના સુધી બંગાળામાં રોકાઈ ગયો. તેના લશ્કરનાં માણસો એશઆરામમાં પડી ગયાં. ત્યાર પછી હુમાયુ ગંગા નદીના ડાબી બાજુના કિનારાને રસ્તે પાછો ફર્યો. બકસર આગળ તેણે નદી ઓળંગી. બન્ને લશ્કર સામસામાં થયાં. હુમાયુને લાગ્યું કે મારાથી જીતી શકાશે નહિ, ત્યારે તેણે શેરશાહ સાથે સલાહ કરવાનું કબુલ કર્યું. સલાહની આશામાં મોગલ લશ્કર શાંત નિદ્રા લેતું હતું, પણ શેરશાહના લશ્કરે એકાએક છાપો માર્યો. મોગલ લશ્કરમાં ભંગાણ પડયું, સર્વે નાઠા, હુમાયુ પણ જીવ બચાવવા નાઠો, અને પોતાના ઘોડા સહિત ગંગા નદીમાં પડયો. તે પોતે નદીમાં ડૂબી જાત, પણ નિઝામ મહમ્મદ સક્કા નામના એક ભીસ્તીએ તેનો જીવ બચાવ્યો, અને આખરે તે મહા મુશ્કેલીએ આગ્રા જઈ શકયો. આગ્રામાં એક વરસ રહી તેણે પાછી શેરશાહ ઉપર ચડાઈ કરી, પણ કનોજ પાસે ઇ. સ. ૧૫૪૦ માં હાર્યો અને નાસી ગયો.

**ભીસ્તીએ કરેલો હુમાયુનો બચાવ:**—હુમાયુ ડૂબી જવાની તૈયારીમાં હતો, એવામાં ત્યાં એક ભીસ્તી પાણીની મશક પર તરતો હતો. એ ભીસ્તીએ હુમાયુને કહ્યું, કે તમે તમારા હાથ એ મશકના ઉપર રાખો. તેમ કરવાથી તે સહીસલામત નદી પાર ઉતરી ગયો. હુમાયુએ તેને આગ્રે

આવવા કહ્યું ને વચન આપ્યું, કે ત્યાં હું તને ત્રણ કલાક રાજ્યાસન પર બેસવા દઈશ. હુમાયુએ આપેલા વચન પ્રમાણે કર્યું. ભીસ્તી કે જેનું નામ મહમ્મદ સક્ક હતું તે રાજ્યાસન પર બેઠો. તેણે તેના નામના સિક્કા પડાવ્યા, અને તેના મિત્ર અને સગાંને કીમતી બક્ષીસો આપી.

**હુમાયુનું ઈરાનમાં નાસી જવું:**—કનોજની લડાઇમાં હાર્યા પછી હુમાયુ ૧૫ વરસ સુધી રખડતો ફર્યો. સિંધ અને રજપુતાનામાં તેણે ત્રણ વરસ ગાળ્યાં, તે દરમિઆન તેની સ્ત્રી હમીદા બેગમે મહાન્ અકબરને ઇ. સ. ૧૫૪૨ માં ઉમરકોટ મુકામે જન્મ આપ્યો. ત્યાંથી તે ઇરાનના શાહને શરણે ગયો. તેની મદદથી તેણે ઇ. સ. ૧૫૪૫ માં અસ્કરી પાસેથી કંદહાર જીત્યું ને ઇ. સ. ૧૫૪૭ માં કામરાન પાસેથી કાબુલ જીત્યું. બાકીનાં નવ વરસ તેણે સુખઃદુખમાં ગાળ્યાં.

**હુમાયુની પુનઃરાજ્યપ્રાપ્તિ:**—ઇ. સ. ૧૫૪૦ પછીનાં ૧૫ વર્ષ દિલ્હીની ગાદી પર સૂર વંશનો અમલ રહ્યો. અંતે અંધેરનો લાભ લઇ ઇ. સ. ૧૫૫૫ માં હુમાયુએ પંજાબ સર કર્યું, સરહિંદ પાસે સિકંદરસૂરને હરાવ્યો ને દિલ્હી તથા આગ્રા જીતી ગએલું રાજ્ય પાછું મેળવ્યું, પણ તે લાંબો વખત ભોગવી શક્યો નહિ. તે ઇ. સ. ૧૫૫૬ માં તેની પુસ્તકશાળાના આરસના પગથીઆવાળા દાદર પરથી પડ્યો ને મરણ પામ્યો. એક ગૃહસ્થ તરીકે હુમાયુમાં ઘણાંખરાં લક્ષણો હતાં. તે માયાળુ, શાંત, બહાદુર, ઉદાર, અને શક્તિવાળો હતો, પણ બાદશાહ તરીકે તેનામાં બહાદુરી સિવાય બીજું રાજ્યનીતિને લગતું કૌશલ્ય નહોતું.

**સૂર વંશની સ્થાપના: શેરશાહનું જીવન:**—હુમાયુને હંફાવી દિલ્હીનું રાજ્ય તાબે કરનાર શેરશાહ કોણ હતો તે તપાસીએ. ઉપર આપણે વાંચ્યું કે તેણે હુમાયુને હરાવી દિલ્હીનું રાજ્ય લઈ લીધું. તે ઘોરી વંશના બાદશાહોના સૂર વંશમાંથી ઉતરી આવ્યો હતો. તે બહારના રાજાનો મુખ્ય મંત્રી હતો. તેણે બહારના શાહની જિંદગી તરવારના એકજ ઝટકાથી વાઘને મારી બચાવી હતી, તેથી તે શેરશાહ કહેવાયો છે. તે પહેલાં અફઘાનો તરફ તો પછીથી મોગલો તરફ થતો હતો. તેમ કરવાનું કારણ તેને પોતાને સ્વતંત્ર

થવા માટેનું હતું. છેવટે આપણે જોયું તેમ તે હુમાયુને હરાવી દિલ્હીનો સુલતાન થયો, ને આમ ફરીથી પઠાણ રાજ્યની સ્થાપના થઈ.

**શેરશાહના સુધારાઃ**—શેરશાહે રાજ્યકર્તા તરીકે સારી આબરૂ મેળવી. તેણે હિંદુઓને પોતાનો ધર્મ પાળવાની છૂટ આપી. તેણે ખેતીવાડી કે જેના ઉપર દેશની આબાદીનો આધાર છે તે સુધારી. સિંધુથી બંગાળા સુધી સડક બાંધી રસ્તા સુધાર્યાં, તેના ઉપર ઝાડો રોપાવ્યાં, અને ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ બંધાવી અને કુવાઓ ખોદાવ્યા. તેણે ટપાલ લાવવા લઈ જવા માટે ગોઠવણ કરી. તેણે દિવાની તથા ફોજદારી કાયદા ઘડયા. ગુનેગારોને તે યોગ્ય શિક્ષાજ કરતો હતો, ને તેમાં જરા પણ નમતું મૂકતો નહોતો. તેણે જમાબંધી સુધારી. બધી જમીનની માપણી કરાવી, અને કેટલો પાક થાય છે તે ઉપર રીતસર મહેસુલ ઠરાવ્યું.

**સૂર વંશનો અંતઃ**—શેરશાહ કલિંજરને ઘેરો ઘાલવા જતાં ઇ. સ. ૧૫૪૫ માં મરી ગયો. તેની પછીના સુલતાનો બહુ નબળા હતા. છેલ્લા સૂર પાદશાહના વખતમાં બધી સત્તા હેમુ નામના હિંદુના હાથમાં આવી. આથી અફઘાનોએ બંડ કર્યું. હુમાયુએ આ તકનો લાભ લીધો, અને દિલ્હીનું રાજ્ય લઈ લીધું. આમ પઠાણ રાજ્યની પુનઃસ્થાપના ને અંત ૧૫ વરસ જેટલા ટુંક સમયમાં એક સ્વપ્ના જેવાં ગઈ ગયાં.

**ઉપસંહારઃ**—હુમાયુમાં કળાકૌશલ્યની ખામી હતી. વળી તેણે ગુજરાત પર ચડાઇ કરવામાં ને શેરશાહનું બંડ સમાવવા જતાં ડહાપણ વાપર્યું નહિ, તેથી તેની પડતી થઈ. છેવટે તેને ઇરાનમાંથી મદદ મળી. તેણે કંદહાર તથા કાબુલ પોતાના ભાઈઓ પાસેથી લઈ લીધાં, અને શેરશાહના મૃત્યુ પછી અંધેર ચાલ્યું. તે તકનો લાભ લઈ દિલ્હીનું રાજ્ય તેણે પાછું મેળવ્યું. શેરશાહ એક બહાદુર યોદ્ધો અને કુશળ રાજ્યકર્તા હતો.

## પ્રશ્નો.

(૧) હુમાયુએ પોતાનું રાજ્ય શી રીતે ખોયું ?

(૨) હુમાયુ ને શેરશાહની વચ્ચે દિલ્હીની ગાદી માટે કેવી રીતે યુદ્ધ થયું ?

(૩) સૂર વંશના અમલનો ટુંક હેવાલ આપો.

# પ્રકરણ ૩ જું.

## મહાન્ અકબર.

( ઇ. સ. ૧૫૫૬–૧૬૦૫ )

**આરંભમાં દેશની સ્થિતિ.**
**પાણીપતનું યુદ્ધ.**
**બહેરામખાનની ચડતીપડતી.**
**અકબરના વિજયો.**
**અકબરની રાજ્યપદ્ધતિ.**
**અકબરના સુધારા.**
**અકબરનું ચારિત્ર્ય.**
**રાજ્યના મહાન્ પુરુષો.**
**ઉપસંહાર.**

**આરંભમાં દેશની સ્થિતિ:**—અકબર ગાદીએ આવ્યો ત્યારે તેની સત્તા નીચે માત્ર દિલ્હી અને પંજાબ પ્રાંતનોજ સમાવેશ થતો હતો, એટલે કે ઇ. સ. ૧૫૫૫ ની સરહિંદની લડાઇમાં જે મુલક હુમાયુએ પાછો મેળવ્યો હતો તેજ મુલક હતો. વળી એક બાજુએ કાબુલ અને પૂર્વના અફઘાનો ફરીથી દિલ્હીમાં પઠાણ રાજ્ય સ્થાપવાની રાહ જોઈ રહ્યા હતા, અને બીજી તરફ રજપુતાનાનાં રજપુત રાજ્યો પણ સ્વતંત્ર હતાં. ગુજરાત જીતવાનું પણ બાકી રહ્યું હતું. ટુંકામાં બાબર ચઢી આવ્યો અને દેશની જેવી સ્થિતિ હતી, તેવીજ સ્થિતિ અત્યારે પણ હતી. ઘણા પ્રદેશો સર કરવાના હતા. પરંતુ પ્રમાણમાં લશ્કર બહુ નાનું હતું. અકબરના કેટલાક સરદારોએ શરૂઆતમાં કાબુલ પાછા જતા રહેવાની અકબરને સંમતિ આપી, પણ તેના ફુઆ અને વિશ્વાસુ સરદાર બહેરામખાને દઢ રીતે તેમ કરવાની ના પાડી, તેથી બીજા સરદારોની સૂચના માન્ય કરવામાં આવી નહિ.



મહાન્ અકબર.

**પાણીપતનું યુદ્ધઃ**—(ઇ. સ. ૧૫૫૬) છેલ્લા રાજા સિકંદરસૂરના વખતમાં તમામ રાજ્યસત્તા હેમુ નામના હિંદુ સરદારના હાથમાં હતી. સિકંદરસૂરને હરાવ્યા પછી હેમુ બંગાળાનો સુબો થઈ બેઠો. તે એક દુકાનદાર હતો, અને તેમાંથી પોતાની હોશિયારી વડે આવી મોટી પદવી સુધી ચઢયો હતો. તેણે એક મોટું લશ્કર એકઠું કર્યું, અને અકબર સામે લડાઈ કરવા તૈયારી કરી. તેણે દિલ્હી કબજે કર્યું. આ વાતની જ્યારે બહેરામખાનને ખબર પડી, ત્યારે તે પણ પોતાનું લશ્કર લઈ હેમુની સામે થયો. ઇ. સ. ૧૫૫૬ ના નવેમ્બરની પાંચમી તારીખે બન્ને લશ્કર પાણીપતના પ્રખ્યાત મેદાનમાં મળ્યાં. બંને પક્ષ વચ્ચે એક ભયંકર લડાઈ થઈ, પણ હેમુના કમનસીબે તેની આંખમાં તીર વાગ્યું. આથી તે ગભરાયો, અને લશ્કરમાં ભંગાણ પડયું. હેમુના લશ્કરની હાર થઈ, અને તે પોતે કેદ પકડાયો. બહેરામખાન તેને અકબર પાસે લાવ્યો, અને અકબરને તેના ઉપર તરવાર ચલાવવા કહ્યું. અકબર એક તરુણ પુરુષ છતાં ઉદાર મનવાળો હતો, તે તેણે આ પ્રસંગે દેખાડી આપ્યું. તેણે કહ્યું કે હારીને શરણે આવેલા હેમુ પર હું તરવાર ચલાવીશ નહિ. આમ છતાં બહેરામખાને તરુણ પાદશાહની વાત ગણકાર્યા વગર હેમુને મારી નાખ્યો. ત્યાર પછી તેણે દિલ્હી અને આગ્રા સર કર્યાં, અને અકબર એક પ્રબળ રાજ્ય સ્થાપવાની તૈયારી કરવા લાગ્યો.

**બહેરામખાનની ચડતીપડતીઃ**—બહેરામખાન બહાદુર અને દૃઢ મનનો સરદાર હતો. તે બાબરની સાથે હિંદમાં આવ્યો હતો, અને રાજ્યકુટુંબનો વિશ્વાસુ અમલદાર થઈ પડયો હતો. તે અકબરનો કુઓ થતો હતો. અકબરને તેણેજ કેળવણી આપી, અને રાજ્ય મેળવવામાં પણ સારી મદદ કરી. ગાદીએ આવતી વખતે અકબર માત્ર તેર વર્ષની ઉંમરનો હોવાથી રાજ્યનો બધો કારભાર તે ચલાવતો. રાજ્યમાં સઘળે તેનોજ હુકમ મનાતો. વળી તેણે ગ્વાલિયરનો કિલ્લો સર કર્યો, અને ગંગા તથા જમના નદીના કાંઠા પર આવેલા કેટલાક પ્રદેશો પણ જીતી લીધા.

છેવટે અકબરને એમ લાગ્યું કે જ્યાં સુધી બહેરામખાન સર્વસત્તાધીશ છે, ત્યાં સુધી તે પોતે સ્વતંત્રપણે રાજ્ય ચલાવી શકશે નહિ. વળી રાજ્ય-કુટુંબની ખટપટથી અકબરની તેના પર ઇતરાજી થઈ. અકબરને તેને માટે

માન હતું, તેથી તેણે મક્કે હજ કરવા મોકલવાને બહાને ખસેડવા ધાર્યું, પણ બહેરામે બંડ કર્યું, તેમાં તે હાર્યો ને શરણે થયો. અકબરે તેને માફી આપી મક્કે વિદાય કર્યો, પણ રસ્તામાં જતાં એક અફઘાને તેને મારી નાખ્યો.

**અકબરના વિજયો:**—ગાદીએ આવ્યા પછી અકબરે રજપુતોને નમાવવાનો અને મદદગાર મિત્ર બનાવવાનો વિચાર કર્યો. કારણ એ હતું કે મોગલ સલ્તનતને સર્વોપરિ બનાવવામાં તેને રજપુતોની મદદની જરૂર જણાઈ હતી. પ્રથમ તેણે જયપુરના રાજા બિહારીમલ્લ પર ચડાઈ કરી. લડાઈ ચાર વર્ષ ચાલી. છેવટે બિહારીમલ્લ હાર્યો, એને તેણે પોતાની પુત્રી અકબરને પરણાવી. વળી બિહારીમલ્લના પુત્ર ભગવાનદાસને અને તેના દત્તક પુત્ર માનસિંહને તેણે લશ્કરમાં મોટી જગાઓ આપી. આ પ્રમાણે તેણે એક રજપુત રાજાને પોતાના પક્ષમાં લીધો.

**અકબરે ચિતોડ લઈ લીધું:**—પછી અકબરે ચિતોડ તરફ નજર ફેરવી. ચિતોડનો રાણો ઉદેસીંગ બધા રજપુત રાજાઓમાં મુખ્ય હતો. તે અકબરને શરણે થયો નહિ. તેણે ધાર્યું કે ખડકો પર આવેલો ચિતોડનો મજબુત કિલ્લો અકબરથી લઈ શકાશે નહિ.

પરંતુ ઇ. સ. ૧૫૬૮ માં અકબરે ચિતોડ પર ચડાઈ કરી. કિલ્લાનું રક્ષણ કરવા ઘણા બહાદુર સામંતો સજ્જ થઈ બેઠા, અને જયમલ્લ નામના બહાદુર સરદારે કિલ્લાનું રક્ષણ કરવાનું કામ માથે લીધું. તેણે સાહસ વેઠી પ્રાણાન્તે પણ બચાવ કરવા ઠરાવ કર્યો. તે સિવાય બીજા કેટલાક રજપુત રાજાઓ પણ મેવાડની મદદે આવી પહોંચ્યા. આ બધાના હાથમાં કિલ્લો સોંપી ઉદેસીંગ અરવલ્લીના ડુંગરોમાં નાસી ગયો. અકબરે મહા મહેનતે કિલ્લો હાથ કર્યો. અંતે જયમલ્લ અકબરની બંદુકથી મરાયો; અને બહાદુર રજપુતોએ જાણ્યું કે કટોકટીનો પ્રસંગ આવ્યો છે, ત્યારે તેઓએ પોતાનાં બૈરાંછોકરાં બાળી મૂક્યાં, અને કેસરીઆં કરી પોતે લડાઈમાં ઉતરી પડ્યા. તેઓએ પોતાનું શૌર્ય બતાવવામાં મણા રાખી નહિ, અને ૮,૦૦૦ બહાદુર સામંતોના પ્રાણની આહુતિઓ અપાયા પછી ચિતોડનો કિલ્લો અકબરના હાથમાં ગયો.

અકબરે ચિતોડ સર કર્યું એટલે ઉદેસીંગે અરવલ્લીના ડુંગરોમાં ઉદયસાગર સરોવર ખોદાવ્યું, અને મહેલ બંધાવ્યો. પાછળથી ત્યાં ઉદેપુર શહેર વસાવ્યું અને ત્યાં રાજ્ય કર્યું. તે ૪૨ વર્ષની વયે મરણ પામ્યો.

પછી અકબરે રણથંભોર અને કલિંજરના કિલ્લા જીતી લીધા, ઇ. સ. ૧૫૬૯. આમ મેવાડ સિવાય રજપુતોનો બધો મુલક અકબરે તાબે કર્યો.

**હલદીઘાટનું યુદ્ધ:**—(ઇ. સ. ૧૫૭૬) ઉદેસીંગના પુત્ર પ્રતાપસિંહે અકબર સામે વેર લેવાની તૈયારી કરી. તે બહાદુર યોદ્ધો હતો. તેની પાસે પુરતું દ્રવ્ય ને પુરતાં સાધનો નહોતાં, છતાં તેણે મોટી લડાઈ આરંભી. અંબર, બિકાનેર વગેરેના રજપુતો બાદશાહને શરણે ગયા. પ્રતાપનો ભાઈ શુક્તસિંહ પણ મોગલોને શરણે ગયો, પણ તેથી તે નિરાશ થયો નહિ. તેણે પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી હું ચિતોડ પાછું ન મેળવું, ત્યાં સુધી દાઢી મુંડાવવી નહિ, સોના રૂપાની થાળીમાં જમવું નહિ, અને સુંવાળી શૈયા પર સૂવું નહિ. તે ચિતોડ પાછું મેળવી શક્યો નહિ, અને આ પ્રતિજ્ઞા તેણે મરતાં સુધી પાળી.

૨૨,૦૦૦ શુરા સુભટોને લઈ રાણો પ્રતાપ હલદીઘાટના મેદાનમાં મોગલો સામે લડવાને ગયો. બન્ને પક્ષ વચ્ચે દારુણ યુદ્ધ થયું. રજપુતોએ મોગલો પર ત્રાસ વર્તાવ્યો. પ્રતાપ લડતાં લડતાં છેક સલીમના હાથી સુધી જઈ પહોંચ્યો. પોતાનો ચેતક ઘોડો તેણે સલીમના હાથી પર કુદાવ્યો, પણ દાવ બરાબર ફાવ્યો નહિ. રજપુતોએ શૌર્ય દાખવવામાં પાછી પાની કરી નહિ. પ્રતાપને ભયમાં જોઈ ઝાલા રાણા માનસિંહે પ્રતાપનું છત્ર ઝૂંટવી લઈ પોતાને માથે ધર્યું, એટલે મોગલો તેની પૂંઠે પડયા. માનસિંહ બહાદુરીથી લડયો. તેના સામંતોને શૌર્ય ચઢાવ્યું, પણ તેણે પ્રતાપને માટે પ્રાણ ખોયો. પ્રતાપને રણભૂમિ છોડવી પડી. હલદીઘાટના મેદાનમાં ૧૪,૦૦૦ શુરા રજપુતોનું લોહી રેડાયું. તેઓનો પરાજય થયો. માત્ર ૮,૦૦૦ સૈનિકો બચ્યા.



પ્રતાપસિંહ.

પ્રતાપે ઘણા કિલ્લાઓ જીતી લીધા, અને પાછળથી ઉદેપુરમાં રાજ્ય કર્યું. તે ઇ. સ. ૧૫૯૭ માં મરણ પામ્યો, પણ તેણે અને તેની પછીના મેવાડના રાજાઓએ પોતાની બેન, દીકરી મોગલ બાદશાહોને પરણાવી પોતાના પવિત્ર કૂળને લાંછન લગાડયું નહિ.

**ગુજરાત જીત્યું:**—બહાદુરશાહના મરણ પછી રાજ્યમાં બે પક્ષ પડયા, અને બન્ને વચ્ચે રાજ્યગાદી માટે તકરાર ઊઠી. અકબર આ વખતે સીક્રીમાં હતો. તેને આ વાતની ખબર પડી, ત્યારે તેણે અમદાવાદ જીતવાની તૈયારી કરી. નવ દિવસમાં તે અમદાવાદ આવી પહોંચ્યો. ઇ. સ. ૧૫૭૨ માં તેણે ગુજરાત જીતી લીધું; અને મોગલ રાજ્ય સાથે જોડી દીધું.

**બંગાળા, બહાર અને ઓરિસ્સાની જીત:**—બંગાળાના બાદશાહ દાઉદખાને અકબરની અવગણના કરી. અકબરે ઇ. સ. ૧૫૭૫ માં બંગાળા પર ચડાઈ કરી, રાજમહાલની લડાઇમાં દાઉદખાનને હરાવ્યો, અને બંગાળા અને બહાર જીતી લઇ મોગલ રાજ્ય સાથે જોડી દીધાં. છેવટે ઇ. સ. ૧૫૯૨ માં ઓરિસ્સા પણ જીતી લીધું.

**વાયવ્ય સરહદનો વિજય:**—અકબરે બધા ધર્મ તરફ પોતાની ઉદાર વૃત્તિ બતાવી, તેથી કેટલાક મુસલમાનો તેના ઉપર બહુ ગુસ્સે થયા. તેઓએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવા પ્રયત્ન કર્યો; અને કાબુલનો રાજા હકીમ જે કામરાનનો દીકરો હતો, તેને ગાદીએ બેસાડવાની તેમની ઇચ્છા થઈ. આ વખતે બંગાળા અને અફઘાનિસ્તાનમાં બળવા ઊઠયા. હકીમે પંજાબ પર ચડાઈ કરી, તેથી અકબરે તેને શિક્ષા કરવા માટે અફઘાનિસ્તાન પર ચડાઈ કરી અને કાબુલ જીતી લીધું, ઇ. સ. ૧૫૮૨. ત્યાર પછી તેના સરદારોએ કાશ્મીર અને સિંધ લઈ લીધાં. વળી ઇ. સ. ૧૫૯૪ મા બલુચિસ્તાન, અને ઇ. સ. ૧૫૯૫ માં કંદહાર જીતી લીધાં. આ પ્રમાણે તેણે વાયવ્ય સરહદના બધા પ્રાન્તો સર કર્યાં.

**દક્ષિણ પર ચડાઇ:** ( ઇ. સ. ૧૫૯૫–૧૬૦૧ )—અકબરે હવે પોતાનું લક્ષ દક્ષિણ પર દોર્યું. તેણે લડાઈ કર્યા વિના શાંત રીતે દક્ષિણ તાબે કરવાને પોતાના સુબાઓને મોકલ્યા, પણ તેઓ ખાનદેશ સિવાય બીજા મુલકો લઇ શકયા નહિ, તેથી તેણે દક્ષિણ જીતવા ફરીથી મોટું લશ્કર મોકલ્યું. અહંમદનગર ઉપર તેઓએ ચડાઈ કરી. ચાંદબીબીએ બહાદુરીથી શહેરનું રક્ષણ કર્યું. તે જીવી ત્યાં સુધી અકબર અહંમદનગરને સર કરી શકયો નહિ, પણ ચાંદબીબીને તેનાંજ માણસોએ દગાથી મારી નાખી. છેવટે અકબરના સૌથી નાના પુત્ર દાનિયલે અહંમદનગર જીતી

લીધું. અંતે અકબર પોતે પણ દક્ષિણમાં ગયો. તેણે ખાનદેશ સર કર્યું અને આસીરગઢ પણ યુક્તિપ્રયુક્તિથી લઇ લીધું. આમ દક્ષિણનો મુલક જીતી લઇ ખાનદેશ, અહમદનગર અને વરાડ મોગલ રાજ્ય સાથે જોડી દીધાં.

અકબરની મુરાદ આખો હિંદુસ્તાન જીતી લેવાની હતી. તેની આ મુરાદ કેટલેક અંશે બર આવી. તેની કારકીર્દિમાં મોગલ રાજ્યનો વિસ્તાર ઓકસસ નદીથી બ્રહ્મપુત્રા સુધી અને હિમાલયથી છેક નર્મદાની દક્ષિણ સુધી થયો હતો. બધા દેશો માત્ર સર કરવાથીજ મહાન્ રાજા કહેવાય નહિ, એ વાત ધ્યાનમાં લઇ તેણે ઉપર મુજબ જીતેલા દેશોની કેવી રીતે આબાદી થાય, તે માટે પોતાના રાજ્યની વ્યવસ્થા કરવા માંડી.

**અકબરની રાજ્યપદ્ધતિ:**—અકબરે પોતાનું રાજ્ય કેવી રીતે દઢ કર્યું ? જ્યારે તે ગાદીએ આવ્યો ત્યારે તેણે બહેરામખાન અને આદમખાનની મદદથી વિજયો મેળવ્યા. તેના રાજ્યદરબારમાં હોશિયાર અને બુદ્ધિશાળી માણસો હતા. અકબર પોતે પણ ઘણો કાબેલ હતો. તેની લડાયક બુદ્ધિ પણ અસાધારણ હતી. તે ઘણો મહેનતુ અને ખંતીલો હતો. તે કુશળ રાજ્યનીતિજ્ઞ પુરુષ હતો. અબુલફઝલ અને ટોડરમલ જેવા વિદ્વાન અને ચતુર માણસો તેની પાસે હતા, અને તેઓ તેને સલાહ આપતા હતા. વળી શત્રુઓ ઉપર વિજય મેળવ્યા પછી તે તેમને છેક નિર્બળ બનાવતો નહિ; પણ ઉદાર વૃત્તિ દેખાડતો, અને તેજ વૃત્તિથી ઘણા શત્રુઓને પોતાના મિત્ર બનાવતો. હિંદુ અને મુસલમાનો વચ્ચે ધર્મ સંબંધી ઝઘડો થતો તે તેના રાજ્યમાં તેણે બંધ કર્યો. બંનેને તે સમાન ગણતો. રજપુતોની સાથે તેણે લગ્નવ્યવહાર બાંધ્યો; રજપુત બેગમોને તે પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ આપતો. તેણે પોતાના સુધારા અને પોતાની કુશળ રાજ્યનીતિથી હિંદુઓને બતાવી આપ્યું, કે તે પોતે હંમેશાં પ્રજાના કલ્યાણાર્થે મહેનત કરે છે. તેની સખત મહેનતને પરિણામે હિંદુ અને મુસલમાનોમાં એકતા થઇ. તેણે જે સુધારા કર્યા તે સુધારા તેની દીર્ઘદૃષ્ટિ બતાવી આપે છે એટલુંજ નહિ, પણ તે એક ઉત્તમ રાજદ્વારી પુરુષ હતો તે પણ સાબીત કરે છે.

અકબરના સુધારાઃ-

(૧) સામાજિક સુધારાઃ—હિંદુ અને મુસલમાનો વચ્ચે લગ્નસંબંધ ચાલુ કર્યો. તેણે વિધવાવિવાહ કરવાની છૂટ આપી. હિંદુઓની અંદર ચાલતો આવેલો બાળલગ્ન કરવાનો ચાલ બંધ કર્યો. સતી થવાનો રિવાજ તેણે કેટલેક અંશે અટકાવ્યો, એટલે કે જે સ્ત્રીને તેના ધણીની પાછળ પરાણે બાળી મૂકતા તે તેણે બંધ કર્યું, પણ જેઓ સ્વેચ્છાથી સતી થતી, તેનો અટકાવ કર્યો નહિ.

(૨) રાજકીય સુધારાઃ-હિંદુઓ ઉપરનો જજિઆ વેરો તેણે માફ કર્યો, તથા યાત્રાળુઓ પાસે જે કર લેવાતો હતો તે બંધ કર્યો. તેણે હિંદુ તથા મુસલમાનોને સમાન ગણ્યા. તેણે તેના રાજ્યના ૧૮ ભાગ પાડયા, અને દરેક ઉપર સુબો નીમ્યો. સુબાની સત્તા નીચે મૂકેલા પ્રાન્તોના પણ તેણે ભાગ કર્યા. તે પ્રાંતોનો સઘળો કારભાર સુબાઓને સોંપવામાં આવ્યો, પણ જ્યારે જ્યારે બાદશાહને જરૂર પડે, ત્યારે તેઓએ તેને માણસો પુરાં પાડવાં તથા પૈસાની મદદ કરવી એવું ઠરાવ્યું.

(૩) લશ્કરી સુધારાઃ—સરદારોને લડાઇમાં માણસો રાખવા માટે જે જમીન અગર જાગીર આપવામાં આવતી હતી તે અકબરે બંધ કરી. દરેક સિપાઇને સરકાર તરફથી પરભાર્યો પગારજ મળતો; આથી કરીને દરેક સિપાઇ સરદારને બદલે પાદશાહનેજ જવાબદાર રહેતો.

(૪) મહેસુલ સંબંધી સુધારાઃ—શેરશાહે જમાબંધી સંબંધી જે સુધારો કર્યો હતો, તે પ્રમાણે રાજા ટોડરમલે અકબરના રાજ્યમાં દાખલ કર્યો. સઘળી જમીનની માપણી કરાવીને કેટલો પાક થશે તેનો અડસટ્ટો કાઢવામાં આવ્યો. સારી જમીન, સાધારણ જમીન, અને ખરાબ જમીન એવા ત્રણ ભાગ પાડવામાં આવ્યા. ખેડુતો ઉપજનો ⅓ ભાગ પૈસાથી અગર પાકથી સરકારને આપે એમ ઠરાવ્યું.

(૫) ન્યાય સંબંધી સુધારાઃ—મુસલમાનોને કાજીઓ ન્યાય આપતા, અને હિંદુઓને હિંદુ ન્યાયાધીશો ન્યાય આપતા. દરેક જ્ઞાતિના રીતરિવાજોને પુરતું માન આપવામાં આવતું. તેઓની ઉપર વરિષ્ટ કચેરી હતી, તેમાં પાદશાહ પોતેજ કામ ચલાવતો. કાયદાઓ બહુ ઝીણવટવાળા નહોતા, તેમ શિક્ષા પણ તેવીજ કરવામાં આવતી.

(૬) ધાર્મિક સુધારા:—અકબર સઘળા ધર્મને માન આપતો. સૌને પોતપોતાનો ધર્મ પાળવાની તેણે છૂટ આપી. તેને ધર્મ ઉપર શોખ હતો. તેણે પોતે એક નવો ધર્મ સ્થાપવાનો વિચાર કર્યો. તેનો હેતુ એ હતો, કે દરેક જ્ઞાતિને ઐક્યમાં આણવી. આથી પોતાના નવા ધર્મમાં દરેક ધર્મમાંથી કેટલાક અગત્યના સિદ્ધાંતો લીધા. તેના નવા ધર્મનો ઉદ્દેશ એ હતો, કે એકજ ઇશ્વરને માનવો, અને અકબરને તેના પેગંબર તરીકે સ્વીકારવો. અબુલફઝલે તેને આ કામમાં સારી મદદ કરી, પણ આ ધર્મ લાંબા વખત સુધી નભી શક્યો નહિ.

અકબરનું ચારિત્ર્ય:—અકબરે અનેક મુશ્કેલીઓ સહન કરી રાજ્યને આબાદ બનાવ્યું. તેણે પોતાની રાજકીય બુદ્ધિ વાપરી રાજ્યને સુધાર્યું, અને 'મહાન્' એવી પદવી મેળવી. તે એક બહાદુર અને નીડર યોદ્ધો હતો એટલુંજ નહિ, પણ એક કુશળ રાજ્યદ્વારી પુરુષ હતો.મોગલ રાજ્યનો ખરેખરો સ્થાપનાર તેજ ગણાય. તેનું માનસિક તેમજ શારીરિક બળ જબરૂં હતું. તે વિદ્વાન્ અને કસરતબાજ હતો, અને તેને સંગીતનો તેમજ બાંધકામનો શોખ હતો. ન્યાય આપવામાં તે ઘણો કુશળ હતો, છતાં તે મહત્વાકાંક્ષી હતો. તેનો વિચાર સમગ્ર હિંદુસ્તાનના પાદશાહ થવાનો હતો, અને તે માટે તેણે ૪૩ વરસ રાજ્ય વધારવામાં અને મુલકો જીતવામાં ગાળ્યાં. તેણે સ્થાપેલો નવો ધર્મ પણ તેની એક પ્રકારની મહત્તા બતાવી આપે છે. તેણે રાજ્યને દૃઢ બનાવ્યું, અને સર્વ મોગલ બાદશાહોમાં તે મહાન્ ગણાયો. તેના છેવટના દિવસોમાં તેના પુત્ર સલીમે બંડ કર્યું; તેનાથી તેને અસંતોષ થયો હતો. તે ઇ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો. તેની કબર આગ્રાથી ૬ માઇલ દૂર સીકંદરામાં છે, જ્યાં ઘણા મુસાફરો હજી પણ જાય છે.

અકબરના રાજ્યના મહાન્ પુરુષો:—

(૧) અબુલફઝલ:—તે અકબરનો મિત્ર, મંત્રી, અને સરદાર હતો. તેણે 'આઇને અકબરી' નામનું પુસ્તક રચ્યું છે, જેમાં અકબરના રાજ્ય વિષેની સઘળી માહીતી આપી છે. તે અકબરનો સલાહકાર હતો. તેણે નવો ધર્મ સ્થાપવામાં અકબરને સારી મદદ કરી હતી. તે વિદ્વાન હતો. તેણે તેના ભાઈ ફૈઝીને ફારસીમાં 'મહાભારત' લખવામાં મદદ કરી હતી. તેને સલીમે મરાવી નાખ્યો. અકબરને તેથી ઘણો આઘાત પહોંચ્યો હતો.

**(૨) ફૈઝી:**—તે અબુલફઝલનો ભાઇ હતો. તે કવિ અને હકીમ તરીકે પ્રસિદ્ધ છે. તેને સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન હતું. તેણે અકબરને હિંદુઓનાં કાવ્યો અને તત્ત્વજ્ઞાનનું ભાન કરાવ્યું હતું.

**(૩) બીરબલ:**—એનું મૂળ નામ શિવદાસ હતું. તે કવિ તેમજ હાજરજવાબી હતો. બીરબલ અને બાદશાહની વચ્ચે ચાલેલા સંવાદો તર્કશક્તિ અને સમયસૂચકતાથી ભરપુર છે. તે પણ અકબરનો માનીતો મંત્રી હતો, અને રાજ્યકાજમાં પાદશાહને મદદ કરતો. ફતેહપુર સીક્રીના જીર્ણ કિલ્લામાં હજી પણ એક પડી ગએલું મકાન બીરબલના મહેલને નામે મુસાફરોને ઓળખાવવામાં આવે છે.

**(૪) રાજા ટોડરમલ:**—તે બહાદુર સૈનિક અને કુશળ રાજ્યદ્વારી પુરુષ હતો. તે સમયે રાજદ્વારી કામોમાં તેના જેવો કુશળ બીજો કોઈ ભાગ્યે હશે. તેણે અકબરને મહેસુલના કામમાં મદદ કરી હતી. તેણે યોજેલી જમાબંધીની રીત થોડે ઘણે અંશે હજી પણ ચાલુ છે. તે પહેલાં બંગાળાનો સુબો હતો.

**(૫) તાનસેન:**—એ એક અચ્છો ગવૈયો હતો. પ્રથમ તે રેવાના રાજદરબારમાં હતો. ત્યાંના રાજાના હુકમથી તે અકબરના દરબારમાં આવ્યો હતો.

**ઉપસંહાર:**—અકબરે ઘણા પ્રાંતો જીતી મોગલ રાજ્યનો વિસ્તાર વધાર્યો. શરૂઆતમાં દિલ્હી અને તેની આસપાસનો મુલકજ મોગલ રાજ્યમાં ગણાતો; પણ જ્યારે તે મરી ગયો, ત્યારે મોગલ રાજ્યનો વિસ્તાર ઓકસસ નદીથી બ્રહ્મપુત્રા સુધી અને હિમાલયથી નર્મદાની દક્ષિણના મુલક સુધી હતો. તેણે રજપુતાના, ગુજરાત, બંગાળા, બહાર, ઓરિસ્સા, વાયવ્ય સરહદના પ્રદેશો અને દક્ષિણ જીતી લીધાં. તે કુશળ રાજ્યદ્વારી પુરુષ હતો. હિંદુ મુસલમાનો વચ્ચે તેણે ઐક્ય કરાવ્યું, રજપુતોને મિત્ર બનાવ્યા, અને સૌને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ આપી. તેણે વિધવાવિવાહને ઉત્તેજન આપ્યું, સતી થવાનો ચાલ કેટલેક અંશે બંધ કર્યો; ને જજિઆ વેરો માફ કર્યો. તેણે દરેક પ્રાંત પર રાજ્ય કરવા માટે સુબો નીમ્યો, અને જમાબંધીની રીત સુધારી. તે દેખાવડો, ખૂશમિજાજી, ને વિદ્વાન હતો. તેની રીતભાત તથા વાણી દરબારી ઢાઢની હતી. તેના વખતમાં અબુલફઝલ, ફૈઝી, બીરબલ, ટોડરમલ, તાનસેન અને માનસીંગ જેવા મહાન્ પુરુષો થઈ ગયા. ખરેખર, અકબર હિંદનો મહાન્ પાદશાહ હતો.

## પ્રશ્નો.

(૧) અકબરનું ટુંક વૃત્તાંત તેના ચારિત્ર્ય સહિત આપો.
(૨) અકબર શા માટે મોગલ રાજ્યનો સ્થાપનાર કહેવાય છે, તેમજ તે શા માટે 'મહાન્' ની પદવીને લાયક છે ?
(૩) અકબરે મેળવેલા વિજય, તેણે કરેલા સુધારા, અને તેની રાજ્ય-પદ્ધતિ વિષે ટુંક બ્યાન આપો.
(૪) ટોડરમલ્લ અને અબુલફઝલ સંબંધી શું જાણો છો ?
(૫) અકબર અને બાબરનો મુકાબલો કરો.

---

# પ્રકરણ ૪ થું.

---

## જહાંગીર મોગલો.

( ઇ. સ. ૧૬૦૫ થી ઇ. સ. ૧૬૨૭ )

**જહાંગીરનું ગાદીએ આવવું.**
**શાહજાદા ખુશરૂનો બળવો.**
**નૂરજહાંનું પ્રાથમિક જીવન ને બેગમ.**
**જહાંગીરના વિજયો અને પરાજય.**
**મરકી યાને પ્લેગ.**
**પરદેશી પ્રજાઓનું આગમન.**
**મહોબતખાનનું બંડ.**
**જહાંગીરનું ચારિત્ર્ય.**
**ઉપસંહાર.**

જહાંગીરનું ગાદીએ આવવું:—અકબરના મરણ પછી તેનો જ્યેષ્ઠ પુત્ર સલીમ જહાંગીર ( દુનિયાનો જીતનાર ) નામ ધારણ કરી ઇ. સ. ૧૬૦૫ માં ગાદીએ આવ્યો. અકબરને જ્યારે કંઈ પણ સંતાન નહોતું, ત્યારે તેણે પોતાના ગુરુ સલીમ ચીશ્તીની સેવા કરવી શરૂ કરી હતી. ગુરુની સેવાના પ્રભાવથી તેને જોધબાઈ નામની રજપુત બેગમથી એક પુત્ર થયો. ગુરુના નામનું નિરંતર સ્મરણ રહે અને પુત્ર ગુરુની પ્રસાદી રૂપ હતો, તે ઉપરથી તે પુત્રનું નામ પણ સલીમ રાખવામાં આવ્યું. તેનામાં તેના પિતાના જેવા ગુણો નહોતા. તે દારૂડીઓ અને વ્યસની હતો, પણ પોતાની જિંદગીના પાછળના વખતમાં તે સુધર્યો હતો.

**શાહજાદા ખુશરૂનો બળવો:**—જહાંગીર વ્યસની હતો અને તેણે તેના પિતાની સામે બંડ કર્યું હતું. આ કારણથી અકબરનો વિચાર જહાંગીરના પુત્ર ખુશરૂને ગાદી આપવાનો થયો હતો. લોકો પણ ખુશરૂને બહુ ચાહતા હતા, અને રાજ્યના માનસીંગ વગેરે મુખ્ય અમલદારો પણ ખુશરૂની બાજુમાં હતા. પરંતુ સલીમ અકબરનો જ્યેષ્ઠ પુત્ર હતો, તેથી અકબરે વિચાર ફેરવ્યો અને સલીમને ગાદીનો વારસ ઠરાવ્યો.

આમ પોતાના હાથમાંથી ગાદી ગએલી જાણી ખુશરૂએ ગાદી મેળવવા જહાંગીર સામે બળવો કર્યો. ખુશરૂ પ્રથમ આગ્રે ગયો, અને ત્યાંથી લશ્કર એકઠું કરી પંજાબ તરફ ગયો. જ્યારે જહાંગીરને આ વાતની ખબર પડી, ત્યારે તેણે જબરા લશ્કર સાથે ખુશરૂની પૂઠ પકડી. તેને ચિનાબ નદી પાસે પકડી પાડયો, હરાવ્યો, અને કેદ કર્યો. વળી ખુશરૂનાં માણસોને શુળીએ ચડાવ્યાં, અને ખુશરૂને બંને બાજુએ લટકતી મડદાંની હારમાંથી પસાર કર્યો. આવું દૃશ્ય જોઈ ખુશરૂનું હૃદય ચિરાઈ જવા લાગ્યું. ખુશરૂને જિંદગી પુરી થતા સુધી કેદમાં રાખ્યો. તેની આંખો ફોડી નાખવામાં આવી હતી, અને શાહજહાંની મસલતથી ઇ. સ. ૧૬૨૨ માં તેનું ખૂન કરવામાં આવ્યું હતું.

**નૂરજહાંનું પ્રાથમિક જીવન:**—નૂરજહાં જેનું નામ મિહિર-ઉન્-નિસા હતું, તે ઇરાનના એક ઉમરાવ કુટુંબની પુત્રી હતી. તેના પિતાએ એક હલકા કૂળની પણ સદ્ગુણી સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું, તેથી તેનાં સગાંસંબંધીઓની સાથે તેને તકરાર ઉભી થઈ. વળી તે ગરીબ વેપારી વર્ગનો માણસ હોવાથી તેનો વિચાર હિંદુસ્તાનમાં આવવાનો થયો. હિંદમાં આવતાં રસ્તામાં કંદહારમાં નૂરજહાંનો જન્મ થયો. તેની મા તેને જન્મ આપી મરી ગઈ. તેના પિતાએ તેને જંગલમાં મૂકી આગળ ચાલવા માંડયું, એટલામાં તેને એક વેપારીનો સંઘ મળ્યો, જેણે તેને મદદ કરી. ઘણાં સંકટો વેઠી તેઓ મહામુસીબતે આગ્રે પહોંચ્યાં, ને તે વેપારીએ નૂરજહાંને તેની સ્ત્રીને સોંપી. વેપારી દરબારનો પરિચિત માણસ હતો, એટલે તેને વખતોવખત દરબારમાં આવવું જવું થતું. નૂરજહાં પણ તેની સાથે અકબરના દરબારમાં આવતી જતી. તે પુખ્ત ઉમરની થતાં તેની કાંતિ દીપી નીકળવા લાગી. જહાં-

ગીરે તેને જોએલી તેથી તેનાથી મોહ પામ્યો, ને તેની સાથે લગ્ન કરવાનો વિચાર કર્યો. અકબરને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે અલી કુલીખાં જે શેરઅફ્ઘાનના નામથી ઓળખાતો હતો, તેની સાથે તેણે તેની શાદી (લગ્ન) કરી. શેરઅફ્ઘાનને બરદ્વાન પરગણાનો સુબો બનાવી અકબરે બંગાળામાં મોકલી આપ્યો.

**બેગમ નૂરજહાંનાં કાવતરાં:**—અકબરના મૃત્યુ પછી જહાંગીરે શેરઅફ્ઘાનને નૂરજહાં સાથે છુટા છેડા કરવા કહ્યું, પણ તેણે તેમ કરવાની ના પાડી; તેથી જહાંગીરે ખટપટ કરી શેરઅફ્ઘાનને મારી નંખાવ્યો, ને નૂરજહાંને આગ્રે બોલાવી મંગાવી. કેટલોક વખત તો નૂરજહાંએ જહાંગીરની બેગમ થવા આનાકાની કરી, પણ આખરે તેને તેમ કરવા સમજાવવામાં આવી. બેગમ થયા પછી બાદશાહ ઉપર તેણે જબરો કાબુ મેળવ્યો. રાજ્ય-કારભાર પોતેજ કરવા લાગી, ને પોતાની સહીથી હુકમો કાઢવા લાગી. તેનો પિતા જેને પાછળથી ઉત્મ-ઉદ્-દૌલાનો ખિતાબ મળ્યો, તેને તથા પોતાના ભાઈ અસફ્ખાનને તેણે મોટી પદવીઓ આપી, અને તેમની સલાહથી તે રાજ્ય ચલાવવા લાગી.

પોતાની સત્તા કાયમ રહે, તે માટે તેણે શેરઅફ્ઘાનથી થએલી પોતાની પુત્રીને બાદશાહના નાના દીકરા સહરીઆર વેરે પરણાવી, ને તેની ભત્રીજી મુમતાઝને શાહજહાં વેરે પરણાવી.

નૂરજહાંની ઇચ્છા સહરીઆરને ગાદી અપાવવાની હતી. તે કારણથી શાહજહાં જેનું નામ ખુરમ હતું, તેને કંદહાર જીતવા જવાનું કહ્યું, કે જેથી તેની ગેરહાજરીમાં તે પોતાનું ધાર્યું કરી શકે. શાહજહાં ચેતી ગયો હતો, તેથી તેણે જવાની ના કહી. આથી જહાંગીરે તેને અસલ પદવી ઉપરથી દૂર કર્યો, ને તે પદવી સહરીઆરને આપી. પરંતુ શાહજહાંએ બંડ કર્યું. નૂર-જહાંએ મહોબતખાનની મદદથી તેને કબજે કર્યો. તેને દક્ષિણમાં જવાની ફરજ પાડવામાં આવી, અને સારી ચાલચલગત રાખે તે બદલ તેના બે પુત્રો દારા અને ઔરંગઝેબને આગ્રે રાખવામાં આવ્યા. નૂરજહાંએ પોતાનું ધાર્યું કર્યું, અને સહરીઆરને ગાદીનો વારસ ઠરાવ્યો.

પછી નૂરજહાંએ વિચાર્યું કે મહોબતખાનની સત્તા બહુ વધી પડી છે, તેથી ગમે તેમ કરી તેનો અંત લાવવો એવો નિશ્ચય કર્યો. મહોબતખાનને તે બાબતની ખબર પડી, તેથી જ્યારે જહાંગીર મોટા રસાલા સાથે કાબુલ જતો હતો, ત્યારે એકાએક તેણે તેના પર હલ્લો કર્યો, ને જહાંગીર તથા નૂરજહાંને કેદ કરી લીધાં. નૂરજહાંએ યુક્તિ રચી જહાંગીરને છોડાવ્યો, અને મહોબતખાનની સત્તા પડી ભાગતાં પોતે શાહજહાં પાસે દક્ષિણમાં નાસી ગયો. અસફખાન પણ શાહજહાંના પક્ષમાં જઈ મળ્યો; કારણ કે તેની પુત્રી શાહજહાંને આપી હતી, ને તેની ઇચ્છા શાહજહાં બાદશાહ થાય તેવી હતી. આથી જ્યારે જહાંગીર મરણ પામ્યો, ત્યારે ત્રણેના એકત્ર લશ્કરે આગ્રાનો કબજો લીધો. નૂરજહાંની આશા ધૂળમાં મળી ગઈ. ત્યાર પછી ૩૦ વરસ તે જીવી ખરી, પણ રાજ્યના કામમાં કોઈ દિવસ વચ્ચે પડી નહિ.

**નૂરજહાંનું આચરણ:**—તે બહાદુર અને બુદ્ધિશાળી સ્ત્રી હતી. તે સત્તાધીશ સ્ત્રી છે એમ જહાંગીર જાણતો હતો, તેથી તેણે સઘળું રાજ્ય-કાજ તેને કરવા દીધું. તેણે બહુ ન્યાયી રીતે રાજ્ય ચલાવ્યું. તે ભણેલી હતી. તેણે સહરીઆરને રાજ્યગાદી અપાવવા કરેલા કાવતરાથી પોતાની બધી સત્તા છેક ગુમાવી.

**જહાંગીરના વિજયો અને પરાજય:—**

**(૧) રજપુતાના કબજે કર્યું:**—અકબરે ચિતોડ લઈ લીધા પછી ઉદે-સીંગ પર્વતમાં નાસી ગયો હતો, ને ત્યાં ઉદેપુર વસાવી રાજ્ય સ્થાપ્યું હતું. તેના પુત્ર રાણા પ્રતાપસિંહે પણ બહાદુરીથી મોગલો સામે ટક્કર લીધી હતી, અને મોગલ લોકો મેવાડ જીતી શક્યા નહોતા. પ્રતાપની પછી તેનો પુત્ર અમરસિંહ ગાદીએ આવ્યો. મોગલોએ તેના ઉપર પણ ઘણા હુમલા કર્યા; પણ છેવટે શાહજહાંએ મેવાડ પર હલ્લો કર્યો, ને રજપુતોને હરાવ્યા. ઇ. સ. ૧૬૧૪માં અમરસિંહ મોગલોને શરણે ગયો. આમ જહાંગીરના અમલમાં મેવાડ પર જીત મળી.

**(૨) અહંમદનગર જીત્યું:**—ચાંદબીબીના મૃત્યુ પછી અહંમદનગર મોગલ રાજ્યમાં જોડી દીધું હતું; છતાં તે સ્વતંત્રતા જાળવી શક્યું હતું. મલિકંબર નામના એબિસીનીઅન સરદારે અહંમદનગર જીતી લેવાનો ને

મોગલ રાજ્યથી તદ્દન સ્વતંત્ર થવાનો નિશ્ચય કર્યો. બન્ને વચ્ચે ઘણી વખત લડાઈ થઈ, પણ છેવટે શાહજહાંએ મોટું લશ્કર લઈ મલિકંબરને હરાવ્યો, ને ઇ. સ. ૧૬૧૬ માં અહમદનગર પુરેપુરૂં સર કર્યું.

(૧) **કંદહાર ખોયું**:—ઈરાનના રાજા શાહ અબ્બાસે મોગલો પાસેથી કંદહાર પડાવી લીધું. તેની સામે લડાઈ કરવા જહાંગીરે શાહજહાંને જવાનું કહ્યું. શાહજહાંએ જવા ના પાડી તેથી સહરીઆરને મોકલ્યો, પણ તે ફાવ્યો નહિ, ને મોગલોએ કંદહાર ગુમાવ્યું. જહાંગીરને માટે આટલો બનાવ પરાજયનો હતો.

**મરકી યાને પ્લેગ**:—જહાંગીરના ગાદીએ બેઠા પછી દસ વરસે તેના રાજ્યમાં મરકી ફાટી નીકળી. ઇ. સ. ૧૮૯૬ માં પહેલવહેલી મરકી મુંબઈમા ચાલી હતી, તેના જેવીજ આ મરકી હતી. સંખ્યાબંધ ઉંદરો મરણ પામતા હતા, ને મરકીના જંતુઓ ફેલાવતા હતા. મોટા મોટા પ્રાંતો જેવા કે આગ્રા ગુજરાત, વગેરે સ્થળોએ તે રોગ ફેલાએલો હતો.

**પરદેશી પ્રજાઓનું આગમનઃ—**

(૧) **ફિરંગી લોકો**:—જહાંગીરે પોર્ટુગીઝ લોકોને હિંદમાં વેપાર કરવાની છૂટ આપી હતી. તેઓ બીજી કોઈ પ્રજા વ્યાપારાર્થે તેઓની સાથે હરિફાઈ કરે તે સહન કરી શકતા નહોતા. જ્યારે જહાંગીરે અંગ્રેજ કેપ્ટન હોકીન્સને વેપાર કરવાની છૂટ આપી અને પોતાના રાજ્યમાં મોટી પાયરી આપી, ત્યારે પોર્ટુગીઝ લોકો ચિડાયા હતા. તેઓએ જહાંગીરને તે માટે લખ્યું, અને જહાંગીરે હોકીન્સને રજા આપી. ઇ. સ. ૧૬૧૨ માં અંગ્રેજોએ પોર્ટુગીઝોને સુરત પાસે હરાવ્યા, ત્યારે પોર્ટુગીઝોએ મોગલ રાજ્યનાં વહાણોને લૂટયાં. જહાંગીરે લશ્કર લઈ ચડાઇ કરી દમણ પર હલ્લો કર્યો, પોર્ટુગીઝ લોકોને કેદ કર્યાં, અને તેઓને પોતાનો ધર્મ પાળવાની મના કરવામાં આવી.

**(૨) સર ટોમસ રો**:—હોકીન્સને રજા આપ્યા પછી અને પોર્ટુગીઝોને હરાવ્યા પછી ઇ. સ. ૧૬૧૫ માં ઇંગ્લેન્ડના રાજા જેમ્સ ૧લાએ સર ટોમસ રોને જહાંગીરના દરબારમાં મોકલ્યો. તે જેમ્સનો કાગળ લઈ આવ્યો હતો. તે વખતે જહાંગીર અજમેરમાં હતો. તે ત્યાં મળ્યો અને જહાંગીરે અંગ્રેજોને સુરતમાં વેપાર કરવાની છૂટ આપી. સર ટોમસ રોએ તે વખતની હકીકત

લખેલી છે, તે વાંચવા લાયક છે. તેમાં મોગલ રાજ્યની જાહોજલાલી અને જહાંગીર લોકોને કેવી રીતે ન્યાય* આપતો તે બાબત લખ્યું છે.

**મહોબતખાનનું બંડ:**—તે એક બહાદુર સરદાર હતો, અને પાદશાહી લશ્કર તેના કાબુમાં હતું. તેણે શાહજહાંને હરાવવામાં જહાંગીરને મદદ કરી હતી. નૂરજહાંને તેની અદેખાઈ આવી, તેથી તેને મારી નાખવાને કાવતરૂં કરવા લાગી; પણ મહોબતખાન ચેતી જવાથી તેણે જહાંગીર અને નૂરજહાંને કેદ કર્યાં. પરંતુ નૂરજહાંની ચતુરાઈથી બન્ને છૂટયાં, ને મહોબતખાન બીકનો માર્યો નાસીને દખ્ખણમાં જઈ શાહજહાંને મળ્યો.

**જહાંગીરનું ચારિત્ર્ય:**—તે કુશળ પણ દારૂડીઓ હતો. તે હંમેશાં મોજશોખમાં અને એશઆરામમાં પડયો રહેતો. તે ઘાતકી હતો. કોઈ કોઈ વખત તો તે બહુ જુલમ કરતો. તે દારૂડીઓ હતો, છતાં તે સભ્ય અને સારો દેખાવા પ્રયત્ન કરતો. દિવસે જવલ્લેજ દારૂ પીતો, પણ રાત્રે તો બાકીજ ન રાખતો. આમ છતાં દારૂ પીનારને તે સજા કરતો. તેના સ્વભાવમાં ગુણોનો પરસ્પર વિરોધ હતો. તે ઘાતકી હતો અને ભલો હતો; ન્યાયી હતો અને જુલમી હતો. તેને કુદરતી દેખાવ જોવાનો શોખ હતો. તે સંગીતમાં કુશળ હતો. જો કે તે એકજ પરમેશ્વરને માનતો, તોપણ તે કયા ધર્મનો હતો, તે ચોક્કસ કહી શકાય નહિ. તેણે ખ્રિસ્તી લોકોને દેશમાં વસવાની છૂટ આપી હતી.

**ઉપસંહાર:**—જહાંગીર મોજીલો હતો. તેણે શરૂઆતમાં ખુશરૂનો બળવો સમાવ્યો, ને નૂરજહાં સાથે લગ્ન કર્યું. તેના અમલમાં નૂરજહાં સર્વસત્તાધીશ હતી. તે સમયમાં જુદી જુદી યુરોપી પ્રજાઓ દેશમાં વ્યાપારાર્થે આવતી. તેમાં અંગ્રેજ પ્રજાના હક માટે સર ટોમસ રો હિંદમાં આવ્યો. તેણે ૩ વરસ દેશમાં રહી ઘણી માહીતી મેળવી હતી. સુરત બંદરની જાહોજલાલી અને વેપારની પ્રગતિ

---

* પ્રજાને અદલ ઇન્સાફ આપવા, અને પ્રજાજનોને પાદશાહની હજુરમાં જવામાં વિઘ્ન ન આવે એ માટે, જહાંગીરે દરબારમાં ઘંટ રાખી તેની સોનાની સાંકળનો છેડો દરવાજે રખાવ્યો હતો. અરજદાર સાંકળ ખેંચે ને પાદશાહને ખબર પડે. આ તો ન્યાય આપવા માટેની એક પ્રકારની તેની ઇંતેજારી કહેવાય! ન્યાય અશબર મળતો હશે, એમ તો નજ મનાય.

સારી હતી. મહોબતખાન એક બાહોશ સરદાર હતો. પાછળથી રાજ્યગાદી માટે વાંધા ઉઠયા; પણ આખરે શાહજહાં ફાવ્યો, અને નૂરજહાંની ધારણા પાર પડી નહિ. શાહજહાંના અમલ દરમિઆન નૂરજહાંએ રાજ્યકાર્જમાં માથું માર્યું નહોતું. તેણે બાકીની ૩૦ વર્ષની જિંદગી શાંતિમાં ગુજારી.

### પ્રશ્નો.

(૧) જહાંગીરના વખતની હિંદની સ્થિતિ વિષે અનુમાન કરો.
(૨) નૂરજહાંના જીવનચરિત્ર વિષે સંપૂર્ણ હેવાલ આપો.
(૩) સર ટોમસ રો કોણ હતો? હિંદમાં તેણે શું જોયું? શું કર્યું?
(૪) જહાંગીર પછી ગાદી મેળવવા માટે કોણે કોણે કેવી રીતે પ્રયત્ન કર્યો? આમાં ફતેહ કોને મળી અને તે શાથી?

---

## પ્રકરણ ૫ મું.

### શાહજહાં: મહેલો બાંધનાર.

(ઇ. સ. ૧૬૨૭ થી ઇ. સ. ૧૬૫૮)

**રાજ્યપ્રાપ્તિ.**
**લડાઇઓ.**
**અંગ્રેજોની પ્રગતિ.**
**ગુજરાતમાં દુકાળ.**
**બાંધકામો.**
**રાજ્યપદ્ધતિ.**
**શાહજાદાઓનાં બંડ.**
**શાહજહાંનું ચારિત્ર્ય.**
**ઉપસંહાર.**

**રાજ્યપ્રાપ્તિ:**—ઇ. સ. ૧૬૨૭માં જહાંગીર મરણ પામ્યો, તે વખતે શાહજહાં દક્ષિણમા હતો. સહરીઆરને જહાંગીરે ગાદીનો વારસ ઠરાવ્યો હતો, તેથી તેણે ગાદી લઈ લીધી; પણ અસફખાનની ઇચ્છા પોતાનો જમાઈ બાદશાહ થાય તેવી હોવાથી તેણે સહરીઆરને કેદ કર્યો ને આંખો ફોડી નાખી; નૂરજહાંને બંદીવાન કરી, અને શાહજહાં આવી પહોંચે, ત્યાં સુધી ખુશરૂના પુત્રને ગાદી આપી. દરમિઆન શાહજહાં આવી પહોંચ્યો. તેણે સહરીઆરને મારી નાખ્યો, અને પોતાના મળતીઆઓને હુકમ કર્યો, કે બાબરના વંશના જેટલા પુરુષો હયાત હોય, તે બધાને મારી નાખવા; જેથી

ગાદીનો દાવો કરનાર કોઈ રહે નહિ. તેના સરદારોએ તે પ્રમાણે કર્યું, અને શાહજહાં આમ પોતાનાં સગાંવહાલાંનું લોહી રેડી ગાદીએ આવ્યો, ઇ. સ. ૧૬૨૭. આવાં કૃત્યોનું પરિણામ આ પ્રકરણને અંતે તમે જોશો.

**લડાઇઓ: પોર્ટુગીઝ લોકો સાથે લડાઈ:**—અકબર અને જહાંગીરે પોર્ટુગીઝ લોકોને બંગાળામાં હુગલી નદીને કિનારે વેપાર કરવાની અને ત્યાં કોઠી સ્થાપવાની છૂટ આપી હતી. તેઓ ચાંચીઆનો અને ગુલામો વેચવાનો ધંધો કરવા લાગ્યા. શાહજહાં નાસીને જ્યારે બંગાળામાં ગયો હતો, ત્યારે તે લોકોએ તેને મદદ કરી નહોતી. તે ઉપરાંત મુમતાઝમહાલની બે દાસીઓને તેઓ લઈ ગયા હતા, તેમને તેઓએ પાછી આપવા ના પાડી. વળી બંગાળામાં ચાલતા વેપારમાં તેઓ એટલી બધી હરકત કરતા હતા, કે રાજ્યની આવકને નુકસાન પહોંચવા લાગ્યું. આ કારણોને લઈ શાહજહાંએ તેઓના ઉપર હલ્લો કર્યો. તેઓમાંના ઘણાખરાની કતલ કરી, અને તેઓનું મથક હુગલી પડાવી લીધું, ઇ. સ. ૧૬૩૨.

**ખાનજહાં લોદીનો બળવો:**—(ઇ. સ. ૧૬૩૦–૩૨) આ અફ્ઘાન સરદાર દક્ષિણનો સુબો હતો. તે સ્વતંત્ર થવાને લાગ સાધતો હતો. ઇ. સ. ૧૬૩૦ માં તેણે મોટું લશ્કર તૈયાર કર્યું, અને અહમદનગરના રાજ્યકર્તાને મળી બંનેએ મોગલ રાજા સામે ચડાઈ કરી. શાહજહાંએ તે બંનેને હરાવ્યા, અને ખાનજહાં લોદીને મારી નાખ્યો, ઇ. સ. ૧૬૩૨.

**કંદહાર મેળવવા પ્રયત્ન:**—હિંદુસ્તાન વચ્ચેનો વેપાર કંદહારને રસ્તે ચાલતો હતો, તેથી તે લઈ લેવા મોગલો અને પઠાણો મહેનત કરતા હતા. અકબરે તે જીતી લીધું હતું, પણ ઇ. સ. ૧૬૨૨માં જહાંગીરે તે ખોયું હતું. ત્યાર બાદ શાહજહાંએ તે ઇ. સ. ૧૬૩૮ માં પાછું મેળવ્યું હતું. પરંતુ તેની પાસેથી ઇરાનીઓએ ઇ. સ. ૧૬૪૯ માં તે પડાવી લીધું. શાહજહાંએ તે પાછું મેળવવા બહુ પ્રયત્ન કર્યાં; બે વખત ઔરંગઝેબની સરદારી નીચે અને ત્રીજી વખત દારાની સરદારી નીચે મોટાં લશ્કરો મોકલ્યાં; પણ તેમાં તે સફળ થયો નહિ, અને છેવટે તે જીતવાનો પ્રયત્ન કરવો છોડી દીધો, ઇ. સ. ૧૬૫૩. તેને કંદહારની લડાઈઓનો ખર્ચ ૧૨ કરોડ રૂપીઆ થયો હતો.

**દક્ષિણ પર હુમલા:**—ખાનજહાં લોદીના મૃત્યુ પછી દક્ષિણમાં અશાંતિ ચાલતી હતી. ઔરંગઝેબ ઈ. સ. ૧૬૩૬–૪૪ સુધી પહેલી વખત જ્યારે દક્ષિણનો સુબો હતો, ત્યારે તેનો વખત કજીઆ પતાવવામાં ગયો હતો. શાહજી ભોંસલે નામના મરાઠા સરદારે તેને ઘણો ત્રાસ આપ્યો હતો. અહંમદનગરના રાજાએ ખાનજહાંને મદદ કરી હતી, તેથી ઔરંગઝેબે તેના ઉપર ચડાઈ કરી તેને મારી નાખ્યો, ને અહંમદનગરને ઇ. સ. ૧૬૩૭ માં મોગલ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. બિજાપુર અને ગોવળકોંડાના રાજ્યકર્તાઓએ અહંમદનગરના સુલતાનને મદદ કરી હતી, તેથી તેમને પણ હરાવ્યા, ને તેમને ખંડણી આપવાની ફરજ પાડી.

ઇ. સ. ૧૬૫૬માં ઔરંગઝેબ ગોવળકોંડાના પ્રધાન મીરજુમલાનો મિત્ર હતો. મીરજુમલાની સત્તા ઘણી વધી ગઇ હતી, તેથી સુલતાનનો વિચાર તેની સત્તા તોડી પાડવાનો હતો. આથી મીરજુમલાએ બંડ કર્યું, અને ઔરંગઝેબની મદદ માગી. સુલતાને મીરજુમલાના પુત્રને કેદ કર્યો. ઔરંગઝેબે તેને છોડવા કહ્યું, પણ સુલતાને તેમ કરવા ના કહી. તે ઉપરથી ઔરંગઝેબે ગોવળકોંડાને ઘેરો ઘાલ્યો. શાહજહાંએ તે ઘેરો ઉઠાવી લેવા ઔરંગઝેબને કહ્યું, અને સુલતાનને દંડ તરીકે મોટી રકમ અને તે ઉપરાંત કેટલોક મુલક આપવાની ફરજ પાડી. તેજ વર્ષે બિજાપુરનો નવાબ મરણ પામ્યો, તેથી તેનો પુત્ર ગાદીએ બેઠો. ઔરંગઝેબ આ ખબર સાંભળી વચ્ચે પડયો ને કહ્યું, કે ગાદીએ કોને બેસાડવો તે બાદશાહના હાથની વાત છે. તેણે બિજાપુરને ઘેરો ઘાલ્યો ને તે જીતી લેવાની તૈયારીમાં હતો, એટલામાં શાહજહાં માંદો પડયો, તેથી ઔરંગઝેબે તેની પાસેથી દંડ તરીકે મોટી રકમ લીધી, અને પોતે રાજ્યપ્રાપ્તિ અર્થે દિલ્હી ગયો.

**અંગ્રેજોની પ્રગતિ:**—વિજયનગરના હિંદુ રાજ્યના વારસ ચંદ્રગિરિના રાજાએ ઇ. સ. ૧૬૩૯ માં મદ્રાસ અંગ્રેજોને કોઠી નાખવા માટે આપ્યું. હવેથી અંગ્રેજોએ ધીમે ધીમે મુલકો મેળવવાની શરૂઆત કરી. તેમને વેપાર કરવાની છૂટ આપવામાં આવી હતી, ને આપણે જોઈ ગયા તેમ તેમણે ઇ. સ. ૧૬૧૨ માં સુરત બંદરે કોઠી નાખી હતી.

**ગુજરાતમાં દુકાળ:**—ઈ. સ. ૧૬૩૦–૩૨ માં ગુજરાતમાં ભયંકર દુકાળ પડયો હતો, અને અસંખ્ય માણસો મરી ગયાં હતાં. મન્ડી નામનો મુસાફર કહે છે, કે શાહજહાંની પાસે અખૂટ દ્રવ્ય હતું, છતાં તેણે લોકોને મદદ કરી ન હતી; એથી ઉલટું કેટલાક લેખકો થોડી ઘણી મદદ કર્યાની વાત લખે છે.

**બાંધકામો:**—શાહજહાંને બાંધકામનો ઘણો શોખ હતો, ને તે '**મહેલો બાંધનાર**' તરીકેજ ઓળખાય છે. હાલનું જે દિલ્હી છે તે



તાજમહાલ.

તેણેજ બાંધેલું છે. તેનું નામ તેણે '**શાહજહાનાબાદ**' પાડયું અને રાજ્યધાની ત્યાં કરી. તે ઉપરાંત પોતાની બેગમ મુમતાઝમહાલની યાદગીરી રહે, તે માટે તેની કબર ઉપર '**તાજમહાલ**' નામનો રોજો બાંધ્યો. તે સફેદ આરસનો બંધાવેલો છે. તેની ગણના જગતનાં સુંદર મકાનોમાં થાય છે. હજારો મુસાફરો તે જોવાને આગ્રે જાય છે. શરદ પુનમની રાત્રે તાજને નિહાળવો, એ પણ ભાગ્યમાં હોય તોજ બને. તે સિવાય તેણે દિલ્હીમાં

દિવાને ખાસ, દિવાને આમ, અને જુમ્મામસ્જિદ બંધાવ્યાં. વળી આગ્રામાં આવેલી મોટી મસ્જિદ તથા મોતી મસ્જિદ પણ તેણેજ બંધાવી છે. તેની પાસે રત્નનો ખજાનો હતો. તે રત્નો બતાવવાને તેણે લગભગ છ કરોડ રૂપીઆ ખરચી '**મયૂરાસન**' તૈયાર કરાવ્યું હતું. નાદિરશાહ જ્યારે દિલ્હી પર ચડી આવ્યો ત્યારે તે મયૂરાસન લઈ ગયો, જેમાંનો કેટલોક ભાગ હાલ પણ ઇરાનના ખજાનામાં છે.

**રાજ્યપદ્ધતિ:**—તે એક ન્યાયી રાજા તરીકે પ્રસિદ્ધ હોવા ઉપરાંત તે એક હોશિયાર સૈનિક તરીકે પણ વખણાય છે. તે ભલો હતો. તેણે મોટાં મકાનો બંધાવ્યાં. લોકોમાં તેનાં વખાણ થતાં હતાં, પણ તેનું રાજ્ય વખણાયું તેનું કારણ તેની પાસે સાદુલાખાન અલામી અને મુર્શિદકુલીખાન નામના રાજ્યકારોબારમાં નિપુણ માણસો હતા. મુર્શિદકુલીખાનનું નામ ઇતિહાસમાં જમાબંધીની રીત દાખલ કરનાર તરીકે મશહુર છે. તેણે દક્ષિણમાં ટોડરમલની જમાબંધીની રીત દાખલ કરી. શાહજહાંના રાજ્યની આબાદી વધી, તેનું કારણ તેની પાસે તેના બાપદાદાએ મેળવેલી અખૂટ દોલત હતી. તેણે રસ્તાઓ સુધાર્યા, જેથી ચોરલુટારાનો ભય જતો રહ્યો, ખેતીની આબાદી થઇ, વેપારરોજગાર વધ્યો, ને લોકો પણ આબાદ થયા. એકંદરે તેનો જમાનો સંપૂર્ણ આબાદીવાળો ગણી શકાય.

**શાહજાદાઓનાં બંડ:**—ઇ. સ. ૧૬૫૮માં શાહજહાં માંદો પડ્યો. આ વખતે તેની પછી ગાદીએ આવવા બાબત તેના પુત્રોની અંદર તકરારો ઉભી થઇ. તેને દારા, સુજા, ઔરંગઝેબ અને મુરાદ નામે ચાર પુત્રો હતા. દારા પોતાના પિતા પાસે આગ્રે રહેતો, અને પંજાબ ને વાયવ્ય પ્રાંતનો સુબો હતો. તે મગરૂર અને નાસ્તિક હતો. સુજા બંગાળા અને ઓરિસ્સાનો સુબો હતો. તેને એશઆરામ ગમતો હતો, ને નબળા મનનો હતો. તે શિઆ ધર્મ પાળતો હતો. ઔરંગઝેબ, ચુસ્ત સુન્ની હતો. તે સત્તાવાળો, રાજ્યનીતિમાં કુશળ અને દૃઢ મનનો હતો, પણ લુચ્ચો અને ઢોંગી હતો. તે દક્ષિણનો સુબો હતો. તેણે ગમે તે ઉપાયે ગાદી મેળવવાનો નિશ્ચય કર્યો હતો. મુરાદ ગુજરાતનો સુબો હતો. તે સ્વચ્છંદી અને જુલમી, પણ બહાદુર હતો. તે સુન્ની હતો. વળી સ્વાર્થને અંગે તે ભોળવાઈ જાય એવો હતો.

સુજા અને મુરાદે બાદશાહપદ ધારણ કર્યું, ને પોતાના નામના સિક્કા પડાવ્યા. ઔરંગઝેબે મુરાદને સમજાવ્યો કે હું તને મદદ કરીશ, પણ કોઇ પણ પ્રકારે સુજા જેવા નાસ્તિકને ગાદીએ આવવા દેવો નથી. મારો વિચાર તને ગાદી સોંપી મક્કે હજ કરવા જવાનો છે એમ તેણે મુરાદને સમજાવ્યું. પ્રથમ ઔરંગઝેબે મુરાદની સાથે ભળી જઇ તેની મદદ લઈ દારાને આગ્રા પાસે હરાવ્યો. શાહજહાંને કેદ કર્યો, ને પછી મુરાદને દારૂ પાઇ બેશુદ્ધ બનાવી કેદમાં નાખ્યો, ને પોતે રાજ્યગાદી પચાવી પડ્યો. વળી ઔરંગઝેબે સુજાને અલ્લાહાબાદ આગળ હરાવ્યો, ને દારાને કેદ કરી મારી નંખાવ્યો. પોતાના પિતા શાહજહાંને જિંદગીનાં બાકીનાં સાતે વર્ષ કેદમાં રાખ્યો. ઇ. સ. ૧૬૬૧ માં તેણે સુજાને મારી નંખાવ્યો. આમ પિતાને પગલે ચાલી ઔરંગઝેબે ગાદી મેળવી.

**શાહજહાંનું ચારિત્ર્યઃ**—શાહજહાંના ચારિત્ર્ય વિષે જુદા જુદા મત છે. જો કે દેશની સ્થિતિ આબાદ હતી, અને તેણે એક સારા પાદશાહ તરીકે રાજ્ય કર્યું છે, છતાં સ્વાર્થ સાધવા ખાતર તે ઘાતકી, દગાબાજ, અને લોભી હશે એમ કહી શકાય. તેણે રાજ્યપદ્ધતિ સુધારી તેનું માન તેના કરતાં તેના સરદારોને વધારે ઘટે છે. તેણે ભવ્ય મકાનો બંધાવ્યાં, પણ તેથી તેના ચારિત્ર્યમાં કશો ફેરફાર થયો ન હતો. તેણે તેના બે ભાઇનું ખૂન કર્યું હતું. તેની શિક્ષા કરવાની રીત જોતાં પણ તે ન્યાયી હતો, એમ પુરવાર થઇ શકતું નથી. જે માણસોને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવતી, તેઓને તે સાપ કરડાવતો, અને તેમ કરવાથી માણસો તરફડી મરે તેમાં તે આનંદ માનતો એમ કહેવાય છે. શાહજહાં જેવા પાદશાહ માટે આ શોભા ભરેલું ન ગણાય. મુસાફર ટેવરનીઅર કહે છે, કે શાહજહાંએ એક રાજા તરીકે નહિ, પણ એક પિતા તરીકે રાજ્ય કર્યું; પણ બરનીઅર, ટેરી અને રો તેથી જુદોજ મત બાંધે છે.

**ઉપસંહારઃ—શાહજહાં પોતાનાં સગાંવહાલાંઓને મારી ગાદીએ આવ્યો હતો, પણ દક્ષિણ અને અફઘાનિસ્તાન પર ચડાઈ કરવામાં, પોર્ટુગીઝોને હરાવવામાં, અને ખાનજહાંને મારી નાખવામાં તેનો લડાયક સ્વભાવ જણાઈ આવે છે. તે યોદ્ધો**

હતો, છતાં તેને બાંધકામનો પણ શોખ હતો. તેણે નવું દિલ્હી વસાવ્યું, અને ત્યાં દિવાને ખાસ, દિવાને આમ, અને જુમામસ્જિદ બંધાવ્યાં. વળી આગ્રામાં તાજમહાલ ને મોતી મસ્જિદ બંધાવ્યાં. મુર્શિદકુલીખાનની જમાબંધીની રીતથી તેનો ખજાનો તર થયો હતો. તે એક રાજ્યકર્તા તરીકે કુશળ ગણાયો, પણ તેનું ચારિત્ર્ય કંઈક અંશે નિંદાને પાત્ર છે. જ્યારે તે માંદો પડયો, ત્યારે તેના પુત્રો ગાદી માટે અંદર અંદર લડી મુઆ. પરિણામે શાહજહાંને કેદમાં પડવું પડયું, ને દારા, સુજા તથા મુરાદ મરણને શરણ થયા. જે ઉપાયોથી તેણે ગાદી મેળવી હતી, તેજ ઉપાયોથી તેના પુત્રોએ તેની ગાદી પચાવી પાડવા તકરારો કરી, અને અંતે ઔરંગઝેબ તખ્તનશીન થયો.

### પ્રશ્નો.

(૧) શાહજહાંના રાજ્યમાં કયાં કયાં યુદ્ધો થયાં તેનું ટુંક વર્ણન કરો.
(૨) શાહજહાંનાં બાંધકામો વિષે ટુંકી હકીકત આપો.
(૩) શાહજહાંની રાજ્યપદ્ધતિ તથા ચારિત્ર્ય વિષે જે જાણતા હો તે લખો.
(૪) શાહજહાંએ બાંધકામમાં ઘણું દ્રવ્ય ખરચ્યું, છતાં તેનો ખજાનો તર હતો તેનું શું કારણ?

## પ્રકરણ ૬ ઠ્ઠું.

## ઔરંગઝેબ.

### મોગલાઇની પૂર્ણકળામાં અવનતિના અંકુર.

### આલમગીર યાને દુનિયા જીતનાર.

(ઇ. સ. ૧૬૫૮ થી ઇ. સ. ૧૭૦૭)

ઔરંગઝેબનું ગાદીએ આવવું.
ઔરંગઝેબના વિજયો.
રાજ્યવિસ્તાર.
મરાઠા સાથે લડાઈઓ: નિષ્ફળતા.
રાજ્યપદ્ધતિ ને પડતીનાં કારણો.
રાજ્યના મહાન્ સરદારો.
ઔરંગઝેબનું ચારિત્ર્ય.
અકબર-ઔરંગઝેબનો મુકાબલો.
ઉપસંહાર.

**ઔરંગઝેબનું ગાદીએ આવવું:**—મોગલ રાજ્યની ચાલતી આવેલી પ્રથા પ્રમાણે ઔરંગઝેબ પણ પોતાના કૂળનું નિકંદન કરી ગાદીએ બેઠો હતો. તેણે દુષ્ટતા વાપરી મુરાદને પક્ષમાં લઇ પોતાના ભાઇભત્રીજાઓનું લોહી રેડયું, અને છેવટે મુરાદને ફસાવવામાં પણ સફળતા મેળવી. વળી જે મુસલમાન સરદારો હતા, તેઓ પણ ઔરંગઝેબના પક્ષમાં હતા; કારણ કે ઔરંગઝેબ ચુસ્ત સુન્ની મુસલનાન હતો, એમ તેઓ માનતા હતા. આવી રીતે પોતાનો પક્ષ દૃઢ કરીને '**આલમગીર**' એટલે દુનિયા જીતનાર નામ ધારણ કરી ઇ. સ. ૧૬૫૮ માં તે ગાદીએ બેઠો.



ઔરંગઝેબ.

**ઔરંગઝેબના વિજયો:**—ગાદીએ બેઠા પછી તેની ઇચ્છા આખો દેશ જીતી લેવાની થઈ; જો કે દક્ષિણ સિવાય ઘણો ખરો હિંદુસ્તાન મોગલ સલ્તનત નીચેજ હતો, તોપણ બાકીના જે થોડા ઘણા દેશો જીતવાના હતા, તે માટે તેણે તૈયારી કરી.

(૧) **આસામ ઉપર ચડાઈ:** (ઇ. સ. ૧૬૬૩)—ઔરંગઝેબ જ્યારે દક્ષિણનો સુબો હતો, ત્યારે મીરજુમલા નામના ગોવળકોંડાના વજીરે તેને મદદ કરી હતી. ત્યાર પછી જ્યારે તે ગાદીએ આવ્યો, ત્યારે તેણે મીરજુમલાને બંગાળાનો સુબો બનાવ્યો, અને આસામ જીતવા મોકલ્યો. તેણે આસામને ઘેરો ઘાલ્યો, દેશ બાળ્યો, પણ છાવણીમાં કોલેરાનો ઉપદ્રવ થવાથી ઘણા સિપાઈઓ મરી ગયા, અને મીરજુમલાને પાછું ફરવું પડયું. છેવટે બંગાળામાં આવી તે પણ મરણ પામ્યો.

**(૨) આરાકાન ઉપર ચડાઈ:** (ઇ. સ. ૧૬૬૩)—મીરજુમલાના મરણ પછી ઔરંગઝેબે શાઇસ્તખાનને બંગાળાનો સુબો નીમ્યો હતો. ચિતાગોંગ પાસે ચાંચીઆ લોકોનો ત્રાસ હતો, અને આરાકાનનો રાજા તેઓને મદદ કરતો હતો. આથી શાઇસ્તખાને આરાકાન ઉપર ચડાઈ કરી, અને ત્યાંના રાજાને ચિતાગોંગનો પ્રદેશ મોગલોને આપી દેવાની ફરજ પાડી.

**(૩) રજપુતો સાથે વિગ્રહ:** (ઇ. સ. ૧૬૭૮–૮૦)-ઇ.સ. ૧૬૭૮ માં જોધપુરનો રાજા જસવંતસિંહ મરણ પામ્યો. ત્યાર પછી ઔરંગઝેબે તેના બે પુત્રોને પકડી મંગાવવાની યુક્તિ કરી, તેમાં તે ફાવ્યો નહિ. તેમનો પક્ષ લઈ ઉદેપુરના રાણાએ ઔરંગઝેબ સાથે લડાઈ પણ શરૂ કરી. લડાઇ ત્રણ વર્ષ ચાલી. છેવટે રાણાએ જજિઆ વેરો ન આપવાને બદલે થોડો મુલક આપવાનું કબુલ કર્યું; પણ જે રજપુતોએ તેના વડવાઓને મદદ કરી હતી, તે રજપુતો તેનાં આવાં કૃત્યથી તેના કટ્ટા શત્રુઓ થયા.

**(૪) ઔરંગઝેબના પુત્ર અકબરનું બંડ:** (ઇ. સ. ૧૬૮૦)—રજપુતોએ શાહના સૌથી નાના પુત્ર અકબરને પોતાના પક્ષમાં લીધો, અને તેને તેના પિતા સામે બંડ કરવાને પ્રેર્યો. કેટલાક મોગલો પણ તેની સાથે ભળ્યા, પણ ઔરંગઝેબે ચતુરાઇથી મોગલોને પોતાના પક્ષમાં લઈ લીધા, અને અકબરની વિરુદ્ધ રજપુતોના પણ કાન ભંભેર્યા, તેથી રજપુતોએ પણ તેનો પક્ષ તજી દીધો. આવી રીતે અકબરની તરફના બંને પક્ષ જતા રહ્યાથી તે દક્ષિણમાં નાસી ગયો, અને ત્યાર પછી ઇરાન જતો રહ્યો.

**(૫) ગોવળકોંડા અને બિજાપુરની જીત:**—ગોવળકોંડાનો સુલતાન અબુલ હસન સ્વચ્છંદી અને દારૂડીઓ થઈ ગયો હતો, અને રાજ્યકાર્યમાં મુદ્દલ ભાગ લેતો ન હતો. બે હિંદુ અમલદારો સઘળું રાજ્યકાર્ય ચલાવતા હતા. ઔરંગઝેબે આ અંધાધુંધીનો લાભ લઈ ગોવળકોંડા જીતી લેવા નિશ્ચય કર્યો. તેણે પોતાના પુત્ર મુઆઝમને લશ્કર લઇ મોકલ્યો. મુઆઝમે હૈદ્રાબાદ જીતી લીધું, અને સુલતાન સાથે સલાહ કરી. ઔરંગઝેબને આ સલાહ પસંદ ન આવવાથી ફરીથી ગોવળકોંડા તાબે કરવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે કહ્યું કે ગોવળકોંડાનો સુલતાન મરાઠાઓને છુપી મદદ આપે છે, તેથી તેનો પુરેપુરો કબજો કરવો જોઇએ. અબુલ હસને તે લડાઇમાં શૌર્ય


ઔરંગઝેબના વખતનું
મોગલ રાજ્ય.
ઈ. સ. ૧૭૦૦
કાબુલ
સિંધુનદી
દિલ્હી
આગ્રા
અલ્લાહાબાદ
ગંગાનદી
બ્રહ્મપુત્રાનદી
ગોદાવરીનદી
મૈસુર
અરબી
સમુદ્ર
બંગાળાનો
ઉપસાગર
હિંદી મહાસાગર
M.A.

દાખવવામાં બાકી રાખી નહિ, પણ છેવટે ઇ. સ. ૧૬૮૭ ના સપ્ટેંબર માસમાં ગોવળકોંડા શત્રુને હાથ ગયું, અને મોગલ સલ્તનતનો ભાગ બન્યું.

(૬) **બિજાપુરઃ**—ઇ. સ. ૧૬૮૬ માં **ઔરંગઝેબે** પોતાના બીજા પુત્ર આઝમને બિજાપુર જીતવા મોકલ્યો. તે ત્યાં બરાબર ફાવી શકયો નહિ, તેથી ઔરંગઝેબે પોતે બિજાપુર ઉપર ચડાઈ કરી. એક વરસ પછી બિજાપુર કબજે કર્યું, ને મોગલ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું.

**રાજ્યવિસ્તારઃ**—પાછળના નકશા તરફ નજર કરતાં જણાશે, કે ઔરંગઝેબના સમયમાં લગભગ આખો હિંદુસ્તાન મોગલ સત્તા નીચે હતો. જ્યારે તે મરણ પામ્યો, ત્યારે તેના રાજ્યનો વિસ્તાર ઉત્તરમાં સિંધુ નદી અને હિમાલયથી તે દક્ષિણમાં કાવેરી નદી સુધી, અને પશ્ચિમમાં ગુજરાતથી તે પૂર્વમાં છેક બંગાળાના ઉપસાગર સુધી ફેલાયો હતો. આ સઘળા પ્રદેશોની આમદાની આઠ કરોડ પૌન્ડની હતી. તેના રાજ્યનો વિસ્તાર અને આમદાનીનો વિચાર કરીએ, તો ઔરંગઝેબ એક મહાન્ બાદશાહ ગણાય; પણ આ બધું હોવા છતાં ઔરંગઝેબ પોતેજ પોતાના મહાન્ મોગલ રાજ્યની પડતીનું કારણ હતો.

**મરાઠા સાથે લડાઇઓઃ**—(ઇ. સ. ૧૬૬૪–૧૭૦૭)–આ વખતે મરાઠા સરદાર શિવાજીએ માવલી લોકોનું એક મોટું લશ્કર એકઠું કરી ઔરંગઝેબ અને દક્ષિણનાં મુસલમાની રાજ્યોને ત્રાસ આપવા માંડયો હતો. મરાઠા કોણ હતા, અને શિવાજીએ શું શું કર્યું, તે હકીકત હવે પછી મરાઠાઓના પ્રકરણમાં આપવામાં આવશે.

(૧) **ઔરંગઝેબની શિવાજી સાથે લડાઇઃ**(ઇ. સ. ૧૬૬૪–૮૦)—શિવાજીએ દક્ષિણમાં આવેલા મોગલ પ્રાંતો પર હુમલા કર્યા, તેથી ઔરંગઝેબે પોતાના મામા શાઇસ્તખાનને મોટા લશ્કર સાથે મરાઠાઓને હરાવવા દક્ષિણમાં મોકલ્યો. શાઇસ્તખાને પુનામાં છાવણી નાખી, પણ ત્યાં તે ફાવી શકયો નહિ, ને શિવાજીના પંજામાં સપડાતાં બચી ગયો. આથી ઔરંગઝેબે તેને પાછો બોલાવી લીધો. ત્યાર પછી ઔરંગઝેબે તેના પુત્ર મુઆઝમ તથા જસવંતસિંહને મોકલ્યા; તેઓ પણ નિષ્ફળ ગયા. ત્યાર પછી શિવાજીએ સુરત લૂટયું, અને મકકે જનારા યાત્રાળુઓને હરકત કરવા માંડી. ઔરંગ-

ઝેબથી આ સહન થઇ શક્યું નહિ, તેથી બહાદુર સૈનિકોની સરદારી હેઠળ એક મોટું લશ્કર શિવાજી સાથે લડવાને મોકલ્યું. શિવાજી મુશ્કેલીમાં હતો, તેથી તેણે પુરંધર મુકામે સલાહ કરી. તેમાં એવો ઠરાવ કર્યો, કે તેણે જીતેલા મુલકો ઔરંગઝેબને પાછા આપવા; પણ પછી તરતજ તે મુલકો તેણે પાછા જીતી લીધા, અને મૃત્યુ સુધી તેણે દુશ્મનાવટ જારી રાખી.

(૨) **શિવાજીના વંશજોની સાથે યુદ્ધ:** (ઇ. સ. ૧૬૮૧–૧૭૦૭)–શિવાજીના પુત્ર સંભાજીને મોગલોએ કેદ પકડયો હતો, ને છેવટે ઔરંગઝેબે તેનો શિરચ્છેદ પણ કર્યો. આ ઉપરથી મરાઠાઓએ શિવાજીના બીજા પુત્ર રાજારામને ગાદી આપીને વેર લેવા ધાર્યું. મોગલ સરદાર ઝુલફીકારખાંએ રાજારામને જીંજીમાં ઘેર્યો, પણ રાજારામ લાંચરૂશ્વત આપી છૂટયો. આ ઉપરથી ઔરંગઝેબે એક મોટું લશ્કર તૈયાર કર્યું, ને પોતે દક્ષિણ જીતવા ગયો. તેણે સતારા વગેરે કેટલાંક સ્થળો જીતી લીધાં; પણ તેના સરદારો અને સૈનિકો હાડમારી સહન કરી શકયા નહિ, અને લશ્કર પણ મોજ-શોખને લીધે અવ્યવસ્થિત હતું, તેથી તે ફાવી શકયો નહિ. ઇ. સ. ૧૭૦૭ માં અહંમદનગર મુકામે ઔરંગઝેબ મરી ગયો. તેના મૃત્યુ પછી મરાઠાઓએ ખોએલા મુલકો પાછા લઇ લીધા, તેમજ વળી પાછા આસપાસના મોગલ પ્રદેશમાંથી તેઓ '**ચોથ**' ઉઘરાવવા લાગ્યા.

**મરાઠાઓ સાથે નિષ્ફળ થવાનાં કારણો:—**

(૧) મોગલ લશ્કર બહુ મોટું અને વ્યવસ્થા ન કરી શકાય તેવું હતું. આથી તેને ધીમે ધીમે કૂચ કરવી પડતી. શિવાજીનું લશ્કર નાનું હતું, તેથી ઝડપથી કૂચ કરી શકતું, અને ગમે ત્યારે ગમે ત્યાં ઓચિંતો હલ્લો કરી શકતું.

(૨) મોગલ લશ્કર મોટું હતું, તેથી તેને ખોરાક વગેરે સાધનો પુરાં પાડી શકાતાં નહોતાં; અને વળી જે સાધનો પુરાં પાડી શકાતાં, તે મરાઠાઓ વચમાંથી લઈ લેતા. વળી મરાઠા લશ્કરમાં દરેક સિપાઈ થોડા દિવસ ચાલે તેટલો ખોરાક પાસે રાખી શકતો.

(૩) મોગલ સિપાઇઓ એશઆરામમાં પડી ગયા હતા, જ્યારે મરાઠાઓ મજબુત હતા, સાદી જિંદગી ગુજારતા હતા, ને મહેનતુ હતા.

(૪) ઔરંગઝેબ વહેમી હતો, ને તેના સરદારોમાં તેને વિશ્વાસ નહોતો; તેથી તેનાં માણસો મન દઇને તેનું કામ કરતાં નહોતાં. શિવાજી વિશ્વાસુ હતો, ને તેનાં માણસો વફાદાર હતાં. શિવાજી દગાબાજ નહોતો, અને તે કોઇ દિવસ ખુલ્લી લડાઇ લડતો નહોતો.

(૫) બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યો હંમેશાં મરાઠાઓની વિરુદ્ધ હતાં. જો ઔરંગઝેબે તે રાજ્યોનો નાશ ન કર્યો હોત, તો મરાઠાઓને હરાવવામાં તે રાજ્યો મદદગાર થાત, પણ તેણે તે રાજ્યોનો નાશ કરી પોતાનાજ પગ ઉપર કુહાડી મારી.

**રાજપદ્ધતિ ને પડતીનાં કારણો:**—ઔરંગઝેબ પોતે બહાદુર, ડાહ્યો, અને સત્તાધીશ હતો; પણ તે ઉદાર દીલનો નહોતો, તેથી તે પોતે પોતાનાજ વિનાશનું કારણ બન્યો. તે ધર્માંધ હતો, અને ધર્મના ઝનુનમાં તેણે હિંદુઓને મિત્રમાંથી શત્રુ બનાવ્યા. તેનો સ્વભાવ શંકાશીલ હતો, તે એટલે સુધી કે પોતાના પુત્રોનો પણ તે વિશ્વાસ કરતો નહોતો; રાજ્યનું દરેક કામ પોતે જાતેજ કરતો. ઉપર કહ્યું તે પ્રમાણે તે પોતેજ રાજ્યના વિનાશનું કારણ હતો. હવે તેની પડતીનાં કારણો તપાસીએ.

(૧) તે વહેમી હતો. તેને તેના રાજ્યના અમલદારોનો તો શું, પણ પોતાના પુત્રોનો પણ વિશ્વાસ નહોતો. આથી કરીને તેની આસપાસ જે જે માણસો હતા, તે સર્વ તરફ તે શંકાની દૃષ્ટિથી જોતો.

(૨) તે ધર્માંધ હતો, ને એમ માનતો હતો, કે તે એક ચુસ્ત મુસલમાન તરીકે પોતાની ફરજ બજાવે છે; તેથી જે લોકો મુસલમાન નહોતા, અને જે શિઆ પંથના મુસલમાનો હતા, તેઓ તરફ તે વેરની દૃષ્ટિથી જોતો. તેના આવા ધર્માંધપણાથી હિંદુઓ શત્રુ થયા એટલુંજ નહિ, પણ ગોવળકોંડા અને બિજાપુરનાં મુસલમાની રાજ્યો જો રહેવા દીધાં હોત, તો તેને મદદ કરત; પણ તે પડાવી લીધાં, તેથી ત્યાંથી મળતી મદદ પણ અટકી.

(૩) હિંદુઓ ઉપર ત્રાસ:—તેના વડવાઓના વખતમાં હિંદુઓ પોતાનો ધર્મ પાળતા હતા; પણ જ્યારે ઔરંગઝેબ ગાદીએ આવ્યો, ત્યારે તેણે હિંદુઓનાં દહેરાં તોડી નાખવાની આજ્ઞા કરી.

આથી કરીને પંજાબમાં સતનામી લોકોએ બંડ કર્યું. તે બંડ તેણે સમાવ્યું, અને હિંદુઓ માટે વધારે સખત કાયદા પસાર કર્યા. હિંદુઓ ઉપર જજિઆ વેરો નાખ્યો, અને જે હિદુઓ અરજી કરવાને બાદશાહ પાસે ગયા, તેમને હાથીના પગ તળે કચરી નાખવામાં આવ્યા. હિંદુઓને રાજ્યની નોકરીમાંથી દૂર કરવામાં આવ્યા. આ કારણોથી હિંદુઓ તેની વિરુદ્ધ થયા.

(૪) વળી રજપુતો સાથેનો સંબંધ તૂટવાની તૈયારી હતી, તેવામાં જસવંતસિંહ મરી ગયો, અને તેના છોકરાઓને મુસલમાન બનાવવા ઔરંગઝેબે પકડી લાવવા આજ્ઞા કરી.

આ વાત ઉપર આપણા જાણવામાં આવી છે. આ કારણથી રજપુતોનાં મન ખાટાં થઇ ગયાં, ને જ્યારે જ્યારે લાગ મળ્યો, ત્યારે ત્યારે તેઓએ મોગલ રાજ્યને પજવવામાં બાકી રાખી નહિ. રજપુતોના બંડને સમાવવામાં ઔરંગઝેબને મોટું લશ્કર રાખવાની ફરજ પડી.

ઉપરનાં કારણોથી તેના વખતમાં તેણે પોતેજ પોતાના રાજ્યની પડતીનાં બીજ રોપ્યાં. તેની રાજનીતિ દોષ ભરેલી હતી. કેટલાક તેનો બચાવ કરે છે, કે તે વખતે આખી દુનિયામાં અજ્ઞાનને લીધે ધર્મનું ઝનુન હતું. યુરોપમાં પણ ધર્મના કારણસર વિશેષ જુલમ થતો હતો. ફ્રાન્સના રાજા ૧૪ મા લુઇએ પોતાની પ્રોટેસ્ટંટ પ્રજા તરફ ત્રાસ વર્તાવ્યો હતો; કારણ કે પોતે રોમન કેથોલિક હતો. કહેવાનું તાત્પર્ય એ છે, કે ઔરંગઝેબ પણ સમયના પ્રવાહમાં તણાયો. ગમે તેમ હો, પણ જો તેનામાં દુરંદેશીપણું હોત, તો કેટલેક અંશે તે કાળબળને ઓળખીને એ પ્રવાહને બીજી દિશાએ પણ વાળી શકયો હોત, એમાં જરાએ શક નથી.

**રાજ્યના મહાન્ સરદારોઃ—**

**(૧) મીરજુમલાઃ**—ઔરંગઝેબ જ્યારે પોતાના પિતાના વખતમાં દક્ષિણનો સુબો હતો, ત્યારે મીરજુમલાએ તેને સારી મદદ કરી હતી. વળી સુજાને હરાવવામાં પણ તેણે મદદ કરી હતી. જ્યારે તે ગાદીએ આવ્યો, ત્યારે મીરજુમલાને તેણે બંગાળાનો સુબો નીમ્યો. તેણે આસામ ઉપર ચડાઇ કરી, ને તેનું શું પરિણામ આવ્યું, તે આપણે ઉપર વાંચી ગયા.

**(૨) શાઇસ્તખાનઃ**—જ્યારે શિવાજીએ દક્ષિણમાં આવેલા મોગલ પ્રદેશો પર ચડાઈ કરી, ત્યારે ઔરંગઝેબે શાઇસ્તખાનને મોટું લશ્કર આપી દક્ષિણમાં મોકલ્યો. તેણે પુનાનાં છાવણી નાખી. ત્યાં શિવાજીએ તેના પર અણધાર્યો હલ્લો કર્યો. તે ત્યાંથી જીવ લઇ નાઠો. મીરજુમલાના મરણ પછી તેને બંગાળાનો સુબો નીમ્યો. ઇ. સ. ૧૬૫૧ માં અંગ્રેજ દાક્તર બાઉટને બંગાળાના સુબાની સારવાર કરી હુગલીમાં કોઠી નાખવાની પરવાનગી મેળવી હતી. ઇ. સ. ૧૬૮૬ માં જોબ કાર્નોકે કલકત્તામાં એક શાખા ખોલવા વિચાર કર્યો, પણ શાઇસ્તખાને તેને કાઢી મૂકયો. તેણે પોર્ટુગીઝોને પણ નસાડી મૂકયા હતા, અને આરાકાન ઉપર ચડાઇ કરી ચિતાગોંગ લઇ લીધું હતું.

**ઔરંગઝેબનું ચારિત્ર્યઃ**—તે વહેમી, ધર્માંધ, અને ચુસ્ત સુન્ની હતો. બીજા ધર્મની પ્રજા તરફ તે દીલસોજી ધરાવી શકયો નહિ. તે બહાદુર હતો, ભયના સમયમાં બળવાન હતો, અને તેના પોતાના સિદ્ધાંતો પ્રમાણે તે પોતાની ફરજ બજાવતો હતો. તે પોતે સાદી જિંદગી ગુજારતો હતો. ચુસ્ત મુસલમાન હોવાની સાથે તે કુશળ રાજદ્વારી પુરુષ નહોતો.

**અકબર અને ઔરંગઝેબનો મુકાબલોઃ**—(૧) અકબર અને ઔરંગઝેબ બંને મહાન્ વિજયી યોદ્ધાઓ હતા. પરંતુ અકબર જ્યારે ગાદીએ આવ્યો ત્યારે ઘણા મુલકો જીતવાના હતા, અને હિંદુઓને પક્ષમાં લેવાના હતા. આ બધી મુશ્કેલીઓને પહોંચી વળવામાં અકબરને ફતેહ મળી હતી. ઔરંગઝેબ જ્યારે ગાદીએ આવ્યો, ત્યારે તેને આમાંનું કશું કરવાનું નહોતું.

(૨) અકબર ડાહ્યો અને રાજનીતિજ્ઞ પુરુષ હતો. તેણે તેના શત્રુઓને હરાવ્યા, પણ કચરી ન નાખતાં ઉલટા તેઓને પોતાના મિત્ર બનાવ્યા. હિંદુઓ અને મોગલોને ધર્મ સંબંધી જે વાંધો હતો તે તેણે દૂર કર્યો. રજપુતોને મિત્ર બનાવ્યા, રાજ્યમાં તેમને મોટી નોકરી આપી, અને રજપુત કન્યાઓ સાથે લગ્ન કર્યાં. તેનું પરિણામ એ આવ્યું, કે જ્યારે શત્રુઓ રાજ્ય પર ચડી આવ્યા, ત્યારે હિંદુ અને મુસલમાન બંનેએ તેને મદદ કરી.

ઔરંગઝેબ રાજનીતિજ્ઞ પુરુષ નહોતો. તે ધર્માંધ હતો, તેથી હિંદુઓને તેણે ત્રાસ આપ્યો, તેઓનાં દહેરાં તોડી નાખ્યાં, તેઓના ઉપર જજિઆ વેરો નાખ્યો, અને રાજ્યની નોકરીમાંથી તેઓને દૂર કર્યા. પરિણામે રજપુતો

અને મરાઠાઓ તેના દુશ્મન થયા, અને હાથે કરીને તેણે પોતાની પડતીનાં બીજ રોપ્યાં. વળી ગોવળકોંડા અને બિજાપુરનાં રાજ્યો જીતી લઈ દક્ષિણમાંની મુસલમાન સત્તાનો નાશ કર્યો. ઔરંગઝેબ ધર્મિષ્ઠ હતો, મુસલમાનો તેને ચાહતા હતા, પણ રાજ્યકર્તા તરીકે તે નિષ્ફળ નીવડયો એમ કહીએ તો ચાલે.

**ઉપસંહાર:**—ઔરંગઝેબનું રાજ્ય બહુ વિસ્તાર પામેલું હતું. તેણે આસામ, આરાકાન જીત્યાં, રજપુતોને હરાવ્યા, અને બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યોનો નાશ કર્યો. તેના રાજ્યની ઉપજ પણ આઠ કરોડ પૌન્ડની હતી. આટલું મોટું રાજ્ય હતું, છતાં પણ તેણે પોતેજ પડતીનાં બીજ વાવ્યાં. તે વહેમી અને ધર્માંધ હતો, અને તેણે હિંદુઓને રાજ્યની નોકરીમાંથી બાતલ કરી, તેઓનાં દહેરાંનો નાશ કરી, તેઓના ઉપર જજિઆ વેરો નાખ્યો. રજપુતો કે જે રાજ્યના મિત્ર હતા તેમને શત્રુ બનાવ્યા. વળી મરાઠાઓની સામે પણ તે ફાવી શકયો નહિ; કારણ કે તેનું લશ્કર મોટું હતું, ને સિપાઈઓ એશઆરામમાં પડી ગયા હતા. વળી મરાઠા લોકો બહાદુર હતા, ને શિવાજીને વફાદાર હતા. અકબરે હિંદુઓને તેઓનો ધર્મ પાળવાની છૂટ આપી તેઓને રાજ્યમાં નોકરી આપી, તેમના પરનો જજિઆ વેરો કાઢી નાખ્યો, અને રજપુતોને મિત્ર બનાવ્યા. વળી તેઓની કન્યા સાથે લગ્ન કરી ગાઢ મૈત્રી બાંધી, તેથી હિંદુઓએ તેને મદદ કરી; પણ ઔરંગઝેબ તેથી વિરુદ્ધ વર્ત્યો, તેથી તેણે હિંદુઓ તરફથી મળતો ટેકો ખોયો.

આમ મોગલાઈની પૂર્ણકળામાં તેની અવનતિના અંકુર ફૂટયા, એ વાત હવે તમે સહેલાઈથી સમજી શકયા હશો.

## પ્રશ્નો.

( ૧ ) અકબર અને ઔરંગઝેબના રાજ્યમાં હિંદુઓએ કેવી રીતે ભાગ લીધો તે જણાવો.

( ૨ ) અકબરે મોગલ રાજ્ય દૃઢ કર્યું, ને ઔરંગઝેબે તેના નાશનાં બી રોપ્યાં, તે સાબીત કરો.

( ૩ ) શિવાજીની સાથે થએલી લડાઈઓમાં ઔરંગઝેબ નિષ્ફળ ગયો, તેનું શું કારણ ?

( ૪ ) અકબર અને ઔરંગઝેબનો મુકાબલો કરો.

( ૫ ) ઔરંગઝેબનું ચારિત્ર્ય ટુંકમાં લખો.

# મોગલ પાદશાહોનું વંશવૃક્ષ.

( અનુસંધાન–પૃષ્ઠ ૮૦ )

## પાછલા નવ મોગલ પાદશાહો.

( ઇ. સ. ૧૭૦૭ થી ઇ. સ. ૧૮૫૭ )

(૬) **ઔરંગઝેબ:** મૃત્યુ : ૧૭૦૭

Children of Aurangzeb (૬):

- મહંમદ. [સુજાનો મળતીઓ. બેવફા ધારી ઔરંગઝેબે કેદ કર્યો. કેદમાં મૃત્યુ: ૧૬૭૬]
- (૭) **બહાદુરશાહ.** ૧૭૦૭–૧૭૧૨
- આઝીમ. (મૃત્યુ: ૧૭૦૭)
- અકબર. (મૃત્યુ: ૧૭૦૬)
- કામબક્ષ. (મૃત્યુ: ૧૭૦૭)

Children of Bahadurshah (૭):

- (૮) **જહાંદારશાહ.** ૧૭૧૨–૧૭૧૩
  - (૧૨) **આલમગીર બીજો.** ૧૭૫૪–૧૭૫૯
    - (૧૩) **શાહઆલમ.** ૧૭૬૦–૧૮૦૬
      - (૧૪) **અકબર બીજો.** ૧૮૦૬–૧૮૩૭
        - (૧૫) **બહાદુરશાહ બીજો.** ૧૮૩૭–૧૮૫૭ (પદભ્રષ્ટ: ૧૮૫૮)
- આઝીમ.
  - (૯) **ફરુકસિઅર.** ૧૭૧૩–૧૭૧૯
- રફી–ઉશ્–શાન.
- જહાંનશાહ.
  - (૧૦) **મહંમદશાહ.** ૧૭૧૯–૧૭૪૮
    - (૧૧) **અહંમદશાહ.** ૧૭૪૮–૧૭૫૪

# પ્રકરણ ૭ મું.

## મોગલ સલ્તનતની પડતી.

( ઇ. સ. ૧૭૦૭ થી ઇ. સ. ૧૮૫૮ )

**ઔરંગઝેબના અવસાન સમયે રાજ્યની સ્થિતિ.**
**ઇ. સ. ૧૭૦૭ થી ૧૭૪૮ નાં વર્ષોની સ્થિતિ.**
**નબળા બાદશાહો.**
**અંદર અંદરનો કુસંપ.**
**નાદિરશાહની ચડાઈ.**
**છેલ્લા છ પાદશાહો.**
**મોગલાઇની પડતીનાં કારણો.**
**ઉપસંહાર.**

**ઔરંગઝેબના અવસાન સમયે રાજ્યની સ્થિતિઃ**—ઔરંગઝેબના લાંબા રાજ્યમાં લડાઈઓ જારી હતી, તેથી ઘણી લાંબી મુદત સુધી લડવાથી લોકો કંટાળી ગયા હતા. વળી તેના શત્રુઓ બહાદુર ને મક્કમ હતા, તેથી મોગલ લશ્કરની આબરૂ ધીમે ધીમે ઘટતી ગઈ. ઔરંગઝેબ ધર્માંધ હતો, તેથી હિંદુઓ તરફ તે ધિક્કારની નજરે જોતો. આથી હિંદુઓ તરફથી મળતો ટેકો પણ તેણે ખોયો. દક્ષિણમાં ગોવળકોંડા અને બિજાપુરનાં રાજ્યો તરફથી તેને ટેકો મળત, તે પણ તેણે ખોયો. આ બધાનું પરિણામ એ આવ્યું, કે ઔરંગઝેબના અંતકાળ વખતે મોગલ રાજ્યમાં અશાંતિ અને અંધાધુંધી ઉત્પન્ન થવા પામી. મરણસમયે પોતાની સલ્તનતના પાયા ડગમગ્યા છે, એ વાત તો ઔરંગઝેબ પોતે પણ સમજી ગયો હતો.

**ઇ. સ. ૧૭૦૭થી ૧૭૪૮નાં વર્ષોની સ્થિતિઃ**—બાબરથી ઔરંગઝેબ સુધીના છ બાદશાહો મહાન્ મોગલ બાદશાહો હતા; કારણ કે તેમના વખતમાં લગભગ આખા હિંદુસ્તાનમાં મોગલોની સત્તા પ્રસરેલી હતી. પરંતુ ઔરંગઝેબ પછી જે બાદશાહો થયા, તે બધા નબળા અને રાજ્ય ચલાવવાને અશકત હતા. ઔરંગઝેબ પછી મોગલ રાજ્ય રફતે રફતે ક્ષીણ થઈ ગયું, ને છેવટે ઇ. સ. ૧૮૫૮ માં તેનો અંત આવ્યો. ઔરંગઝેબ પછી ગાદીએ આવનાર એક પછી એક છ બાદશાહોના સમયમાં મોગલ રાજ્યનો કેવી રીતે અંત આવ્યો, તે હવે આપણે તપાસીએ.

**નબળા બાદશાહોઃ**—પાછળના સઘળા બાદશાહો રાજ્ય કરવાને લાયક નહોતા. ઇ. સ. ૧૭૦૭ થી ૧૭૧૨ સુધી બહાદુરશાહ ગાદી ઉપર

હતો, અને ઇ. સ. ૧૭૧૨-૧૩ માં જહાંદારશાહ ગાદીએ હતો. તેઓ બન્ને ઝુલફીકારખાં નામના સરદારના કહ્યા પ્રમાણે ચાલતા હતા. ત્યાર પછી ઈ. સ. ૧૭૧૩-૧૯માં ફરુકસિઅર, તેમજ ઇ. સ. ૧૭૧૯-૧૭૪૮ સુધીમાં મહંમદશાહ ગાદીએ આવ્યા. તેઓ સૈયદ ભાઈઓ કે જેઓ 'રાજા બનાવનાર' ના નામથી ઓળખાતા હતા, તેમની સત્તા આગળ નામનાજ બાદશાહ ગણાતા હતા. ઔરંગઝેબ પછી રાજ્યમાં જે અશાંતિ અને અંધાધુંધી ચાલતી હતી, તે મટાડવાને તેઓ અશકત હતા.

**અંદર અંદરનો કુસંપ:**—વળી ગાદીને માટે પણ માંહોમાંહે તકરાર થતી, અને એક બીજાની સાથે તેઓ લડતા હતા. આવાં કારણોથી દેશમાં અંધાધુંધી વધારે પ્રમાણમાં થવા લાગી. વળી સીખ લોકો પણ વખતોવખત શાંતિનો ભંગ કરતા. તેઓના ધર્મના સિદ્ધાંતો મુસલમાન અને હિંદુઓથી જુદા પડતા, તેથી ધાર્મિક ઝગડા થતા. પરિણામે સીખ લોકોનું જોર વધ્યું. તેઓ ગામો બાળતા, મસીદો તોડી પાડતા, અને ગામડાંનાં માણસોને લૂટતા. ઇ. સ. ૧૭૧૨ માં બહાદુરશાહ જાતે તેમની સામે થયો, ને કંઈક અંશે તેઓનું બંડ સમાવ્યું. હિંદુઓ પણ મોગલોની સત્તા નીચેથી નીકળી જવા લાગ્યા. ઇ. સ. ૧૭૦૯ માં રજપુતો સ્વતંત્ર થયા, અને મરાઠાઓ દક્ષિણમાં આવેલાં મોગલ સંસ્થાનોમાંથી ચોથ ઉઘરાવવા લાગ્યા. છેવટે તેઓ દેશ જીતવા લાગ્યા; અને પેશ્વા, હોલકર, સિંધીઆ, ભોંસલે, અને ગાયકવાડનાં રાજ્યો સ્થપાવાથી મોગલ રાજ્ય છેક નાનું થઈ ગયું. વળી બંગાળા, બહાર, અયોધ્યા, હૈદ્રાબાદ, અને કર્ણાટકના મુસલમાન સુબાઓ પણ સ્વતંત્ર થઈ ગયા. ઉપરાંત ત્રિચીનોપલી, મ્હૈસુર, મલબાર, ત્રાવણકોર, અને કોચીનમાં હિંદુ રાજ્યો સ્થપાયાં.

**નાદિરશાહની ચડાઇ: ઇ. સ. ૧૭૩૯:**—ઉપલાં કારણોને લઈને મોગલ રાજ્યમાં સડો પેઠેલો હતો, અને તેનો વિસ્તાર છેક નાનો થઈ ગયો હતો. તેવામાં ઈરાન અને અફઘાનિસ્તાનના શાહ નાદિરશાહે મોટી ચડાઈ કરી દિલ્હી લઈ લીધું. ત્યાંના લોકોને લૂટયા, અને સઘળી દોલત, મયૂરાસન, તથા કીમતી જવાહીર તે પોતાના દેશમાં લઈ ગયો. આથી કરીને તો મોગલ રાજ્ય છેકજ તારાજ થઈ ગયું.

**છેલ્લા છ પાદશાહો:**—નાદિરશાહની ચડાઈ પછીનાં વર્ષોમાં મોગલ રાજ્ય વધારે ને વધારે પાયમાલ થતું ગયું. ઇ. સ. ૧૭૪૭ માં ઈરાનના બાદશાહ અહંમદશાહે હિંદુસ્તાન પર ચડાઈ કરી, પણ મોગલ લશ્કરે તેને સરહિંદ આગળ હરાવ્યો. પરંતુ અહંમદશાહ એમ નિરાશ થાય તેવો નહોતો; તેથી ઇ. સ. ૧૭૪૮ માં અને ૧૭૫૭ માં તેણે ફરીથી બે વખત સવારી કરી, અને ક્ષીણ થતા મોગલ રાજ્યને જમીનદોસ્ત કરી દીધું. વળી ઇ. સ. ૧૭૬૧ માં તેણે મરાઠાઓને પાણીપતની લડાઈમાં હરાવ્યા અને ત્યાર પછી દિલ્હી લઈ લીધું. ત્યાર પછી બ્રિટિશ પ્રજા પગપેસારો કરતી ગઈ. છેલ્લા ત્રણ મોગલ બાદશાહો માત્ર નામનાજ હતા. તેઓની પાસે મુલક પણ ન હતો, તેમ માણસો પણ નહોતાં.

મોગલ વંશનો છેલ્લો બાદશાહ મહંમૂદ બહાદુરશાહ ઇ. સ. ૧૮૫૭ના સિપાઈઓના બળવામાં અંગ્રેજોના સામા પક્ષમાં જોડાયો, પરંતુ છેવટે હુમાયુના રોજામાં સંતાઈ રહ્યો હતો ત્યાંથી પકડાયો. તેને કેદ કરવામાં આવ્યો, અને રંગુન મોકલી દેવામાં આવ્યો. ત્યાં તે ઇ. સ. ૧૮૬૨ માં મરણ પામ્યો. તેના બે પુત્રોને અને પૌત્રોને હોડસન નામના અંગ્રેજે ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં માર્યા હતા, તેથી બાદશાહના મરણની સાથેજ મોગલ વંશની પૂર્ણાહુતિ થઈ.

**મોગલાઈની પડતીનાં કારણો:**—(૧) ઔરંગઝેબે તેના ધર્માંધપણાને લીધે હિંદુઓને ત્રાસ આપ્યો, તેથી તેણે રજપુતોની મૈત્રી ખોઈ, અને રાજ્યના બળવાન ટેકાઓ ગુમાવ્યા.

(૨) જ્યારે મોગલ રાજ્ય પડતીની અણી ઉપર હતું, ત્યારે સીખ લોકોએ અને મરાઠાઓએ હુમલા કરી ત્રાસ વર્તાવ્યો.

(૩) જો બિજાપુર અને ગોવળકોંડાના રાજ્યનો નાશ કર્યો ન હોત, તો તે રાજ્યોએ ઔરંગઝેબને મરાઠા સામે લડવામાં મદદ કરી હોત; પણ તેઓનો નાશ કરવામાં ઔરંગઝેબે ગંભીર ભૂલ કરી હતી.

(૪) ઔરંગઝેબના વંશજો રાજ્ય કરવાને લાયક નહોતા. તેઓ નબળા હતા, અને વજીરોના હાથમાં રમકડાં જેવા હતા.

(૫) નાદિરશાહ અને અહંમદશાહની ચડાઇઓએ બળતામાં ઘી હોમ્યું; નબળા થએલા મોગલ રાજ્યનો પુરેપુરો નાશ કર્યો.

ઉપસંહાર:—ઔરંગઝેબ પછીના રાજાઓના વખતમાં કંઇ જાણવા જોગ બનાવ બન્યો નથી. તેની પછી દેશમાં અશાંતિ અને અંધાધુંધી ફેલાઈ. સીખ અને મરાઠાઓ પ્રબળ થયા, અને મોગલો નરમ પડયા. વજીરો બધી સત્તા ભોગવવા લાગ્યા. નાદિરશાહ અને અહંમદશાહની ચડાઇઓએ દેશને તારાજ કર્યો, માંહોમાંહે સૌ લડવા લાગ્યા, ને ધીમે ધીમે બીજાં રાજ્યો પણ સ્વતંત્ર થવા લાગ્યાં. મોગલ રાજ્યના નાશમાં ઔરંગઝેબના ધર્માંધપણાએ, મરાઠા અને સીખના પ્રાબલ્યે, બિજાપુર અને ગોવળકોંડાના નાશે, ઔરંગઝેબ પછીના પાદશાહોની અશક્તિએ, અને નાદિરશાહ અને અહંમદશાહની ચડાઇએ ઉમેરો કર્યો. મોગલ રાજ્યના અંતની સાથે દિલ્હીમાંથી મુસલમાન સત્તાનો અંત આવ્યો.

## પ્રશ્નો.

(૧) મોગલ રાજ્યની પડતીનાં કારણો આપો.

(૨) ઔરંગઝેબ પછીના રાજ્યકર્તાઓનો ટુંક હેવાલ આપો.

(૩) નાદિરશાહની ચડાઈનું વર્ણન કરો. એ ચડાઈથી મોગલ રાજ્યને 'પડતા પર પાટું' થયું, એ સાબીત કરો.

(૪) ઔરંગઝેબ પછી નબળા પાદશાહો થયા, છતાં લગભગ ૧૫૦ વર્ષે મોગલાઇનો અંત આવ્યો, એ વિષે તમારો શો મત છે? દેશકાળની સ્થિતિનો વિચાર કરી તમારો મત બાંધો.



# અગત્યની તવારીખ.

## મોગલ વંશઃ ઇ. સ. ૧૫૨૬ થી ૧૮૫૭

૭ મહાન્ મોગલ પાદશાહોઃ ઇ. સ. ૧૫૨૬–૧૭૦૭

નવ નામના મોગલ પાદશાહોઃ ઇ. સ. ૧૭૦૭–૧૮૫૭

૧૫૨૬–૧૫૩૦ બાબરઃ ૧ લો મોગલ પાદશાહ.
- ૧૫૨૬ પાણીપતનું યુદ્ધઃ ઇબ્રાહીમ લોદીનું મૃત્યુ ને બાબરનો વિજય.
- ૧૫૨૭ સીક્રીનું યુદ્ધઃ બાબરની જીત ને સંગ રાણાની હાર. બાબરે સીક્રીને 'ફતેહપુર' નામ આપ્યું.
- ૧૫૨૮ બાબરે ચંદેરી સર કર્યું.
- ૧૫૩૦ બાબરનું મૃત્યુ.

૧૫૩૦–૧૫૫૬ હુમાયુઃ ૨ જો મોગલ પાદશાહ.
- ૧૫૩૧ હુમાયુએ મહંમદ લોદીને હરાવ્યો.
- ૧૫૩૪ હુમાયુની ગુજરાત પર ચડાઇઃ બહાદુરશાહની મંદેસર આગળ હાર.
- ૧૫૩૮ હુમાયુએ ચુનારનો કિલ્લો લીધો.
- ૧૫૩૯ બકસરનું યુદ્ધઃ હુમાયુને શેરશાહે હરાવ્યો.
- ૧૫૪૦ કનોજનું યુદ્ધઃ હુમાયુની હાર ને શેરશાહનો વિજય.
- ૧૫૪૦ શેરશાહ દિલ્હીનો પાદશાહ થયો.
- ૧૫૪૨ ઉમરકોટમાં હમીદા બેગમે અકબરને જન્મ આપ્યો.
- ૧૫૪૫ હુમાયુએ અશ્કરી પાસેથી કંદહાર મેળવ્યું.
- ૧૫૪૫ શેરશાહ કલિંજરના ઘેરામાં મૃત્યુ પામ્યો.
- ૧૫૪૭ હુમાયુએ કામરાન પાસેથી કાબુલ જીત્યું.
- ૧૫૫૫ હુમાયુએ દિલ્હીનું રાજ્ય પાછું મેળવ્યું.
- ૧૫૫૬ હુમાયુનું મરણ.

૧૫૫૬–૧૬૦૫ મહાન્ અકબરઃ ૩ જો મોગલ પાદશાહ.
- ૧૫૫૬ પાણીપતનું યુદ્ધઃ હેમુનો પરાજય ને અકબરનો વિજય.
- ૧૫૬૧ બહેરામનું મરણઃ અકબર સર્વસત્તાધીશ થયો.

૧૫૬૮ અકબરે ચિતોડ જીત્યું.
૧૫૬૯ અકબરે રણથંભોર ને કલિંજરના કિલ્લા જીત્યા.
૧૫૭૨ અકબરે ગુજરાત જીત્યું.
૧૫૭૫ અકબરે બંગાળા ને બહાર જીતી લીધાં.
૧૫૭૬ હલદીઘાટનું યુદ્ધ.
૧૫૮૨ અકબરે કાબુલ જીતી લીધું.
૧૫૯૨ અકબરે ઓરિસ્સા જીત્યું.
૧૫૯૪ અકબરે બલુચિસ્તાન જીત્યું.
૧૫૯૫ અકબરે કંદહાર જીતી લીધું.
૧૫૯૫–૧૬૦૧ અકબરના દખ્ખણના વિજયઃ ખાનદેશ, આસીરગઢ, અહંમદનગર ને વરાડ મોગલ રાજ્યમાં જોડી દીધાં.
૧૫૯૭ મહારાણા પ્રતાપનું મરણ.
૧૫૯૯ ચાંદબીબીનું મરણ.
૧૬૦૫ મહાન્ અકબરનું અવસાન.
૧૬૦૫–૧૬૨૭ જહાંગીરઃ ૪ થો મોગલ પાદશાહ.
૧૬૦૫ ખુશરૂનો બળવોઃ ખુશરૂની હાર; ખુશરૂને કારાવાસ.
૧૬૧૧ જહાંગીરે નૂરજહાં સાથે લગ્ન કર્યું.
૧૬૧૨ સુરતમાં અંગ્રેજોએ કોઠી નાખી.
૧૬૧૪ રાણો અમરસિંહ મોગલોને શરણે થયો.
૧૬૧૫ સર ટોમસ રોનું હિંદમાં આગમનઃ અંગ્રેજોને વેપારની છૂટ મળી.
૧૬૧૬ શાહજાદા ખુરમે મલિકઅંબરને હરાવી અહંમદનગર પુરેપુરૂં જીત્યું.
૧૬૨૨ જહાંગીરે કંદહાર ગુમાવ્યું.
૧૬૨૨ શાહજાદા ખુશરૂનું ખૂન.
૧૬૨૭ જહાંગીરનું મૃત્યુ.
૧૬૨૭–૧૬૫૮ શાહજહાંઃ ૫ મો મોગલ પાદશાહ.
૧૬૨૭ ગાદીવારસોનો નાશઃ શાહજહાં તખ્તનશીન થયો.
૧૬૩૦ ખાનજહાં લોદીનો બળવો.

૧૬૩૨ શાહજહાંએ ખાનજહાં લોદીને હરાવ્યો ને માર્યો.
૧૬૩૦–૩૨ ગુજરાતમાં દુકાળ.
૧૬૩૨ શાહજહાંએ પોર્ટુગીઝો પાસેથી હુગલી લઇ લીધું.
૧૬૩૬–૪૪ દખ્ખણના હુમલાઃ શાહી વિજય.
૧૬૩૮ શાહજહાંએ કંદહાર પાછું મેળવ્યું.
૧૬૩૯ અંગ્રેજોએ મદ્રાસમાં કોઠી નાખી.
૧૬૪૯ ઇરાનીઓએ કંદહાર પડાવી લીધું.
૧૬૫૮ શાહજહાંની માંદગીઃ શાહજાદાઓના બળવા.

૧૬૫૮–૧૭૦૭ ઔરંગઝેબઃ ૬ ટ્ઠો મોગલ પાદશાહ.
૧૬૫૮–૧૬૬૬ શાહજહાંને આગ્રાના કિલ્લામાં કારાવાસ.
૧૬૫૮–૧૬૬૧ ગાદીવારસાના વિગ્રહોઃ કુટુંબીઓનો વિનાશ.
૧૬૬૩ આસામની ચડાઇઃ મીરજુમલાને પાછું ફરવું પડયુંઃ તેનું મરણ.
૧૬૬૩ આરાકાન પર ચડાઇઃ ચિતાગોંગનો મુલક મેળવ્યો.
૧૬૬૬ શાહજહાંનું કારાવાસમાં મૃત્યુ.
૧૬૭૬ વડા કુંવર મહંમદનું કારાવાસમાં મૃત્યુ.
૧૬૭૮–૮૦ રજપુતો સાથે વિગ્રહોઃ મિત્રોને દુશ્મન બનાવ્યા.
૧૬૮૦ શાહજાદા અકબરનું બંડ.
૧૬૮૬ સતનામી લોકોનું બંડ.
૧૬૮૭ ગોવળકોંડા ને બિજાપુર જીતાયાં.
૧૬૬૪–૧૭૦૭ મરાઠાઓ સાથે યુદ્ધો.
૧૬૬૪–૧૬૮૦ શિવાજી સાથે યુદ્ધો.
૧૬૮૧–૧૭૦૭ શિવાજીના વંશજો–સંભાજી, રાજારામ, અને તારાબાઈ સાથે યુદ્ધો.
૧૭૦૦ ઔરંગઝેબે સતારા જીતી લીધું.
૧૭૦૭ ઔરંગઝેબનું અહંમદનગર મુકામે મૃત્યુ.

૧૭૦૭–૧૮૫૭ મોગલાઇની પડતીનો સમય.
૧૭૦૮ મરાઠા રાજપુત્ર શાહુનો છુટકારો.

૧૭૦૯ રજપુતો સ્વતંત્ર થયા.
૧૭૧૨ સીખ લોકોનો બળવો.
૧૭૧૬ સીખ સરદાર બંદાને મારી નાખવામાં આવ્યો.
૧૭૨૪ નિઝામ-ઉલ્-મુલ્કે હૈદ્રાબાદમાં સ્વતંત્ર ગાદી કરી.
૧૭૩૨ સાદતખાં અયોધ્યામાં સ્વતંત્ર થયો.
૧૭૩૯ નાદિરશાહની હિંદુસ્તાન પર ચડાઇ.
૧૭૪૭ અહંમદશાહ દુરાનીની હિંદ પર પહેલી સવારી.
૧૭૪૮ મહંમદશાહનું મરણઃ નિઝામ ઉલ્-મુલ્કનું મરણ.
૧૭૪૮ શાહ દુરાનીની બીજી ચડાઇ.
૧૭૫૭ શાહ દુરાની ત્રીજી વાર ચઢી આવ્યો.
૧૭૫૯ શાહ દુરાનીની ચોથી ચડાઈ.
૧૭૬૧ પાણીપતનું છેલ્લું યુદ્ધઃ દુરાનીનો વિજય ને મરાઠાઓની હાર.
૧૭૬૫ અલ્લાહાબાદના કરારઃ શાહઆલમે કંપનિને બંગાળા, બહાર, ને ઓરિસ્સાની 'દિવાની' આપી.
૧૮૫૭ સિપાઇઓનો બળવો. છેલ્લો મોગલ પાદશાહ બહાદુરશાહ અંગ્રેજોના સામા પક્ષમાં જોડાયો.
૧૮૫૮ બહાદુરશાહ પકડાયો, કેદ થયો.
૧૮૫૮ બહાદુરશાહ પદભ્રષ્ટ થયોઃ મોગલ રાજ્યનો અંત.
૧૮૬૨ બહાદુરશાહ રંગુનમાં મરણ પામ્યો.



# મરાઠી વંશવૃક્ષ.

**માલોજી:** મૂળ પુરુષ.

શાહજી: ( બિજાપુરની નોકરીમાં. )

**શિવાજી.** (૧૬૭૪–૧૬૮૦ )

વ્યંકાજી. (તાંજોરની જાગીર.)

**સંભાજી.** (૧૬૮૦–૧૬૮૯)

**રાજારામ.** (૧૬૮૯–૧૭૦૦)

**શિવાજી બીજો.** સગીર. (૧૭૦૦–૧૭૦૮) (તારાબાઈ: ૧૭૦૦–૧૭૦૮)

સતારા: મુખ્ય ગાદી.

કોલ્હાપુર: શાખા.

**શાહુ.** (૧૭૦૮–૧૭૪૮)

**રામરાજા** * દત્તકપુત્ર. (૧૭૪૯–૧૭૭૮)

**શિવાજી બીજો.** (૧૭૦૮–૧૭૧૨)

**સંભાજી રજો.** ૧૭૧૨–૧૭૬૦

* રામરાજા.

**શાહુ બીજો.** ૧૭૭૮–૧૮૧૮ (કારાવાસ: ૧૮૦૧)

**પ્રતાપસિંહ.** (બાલા સાહેબ) ૧૮૧૮–૧૮૩૭ (પદભ્રષ્ટ)

**શાહજી.** (આપા સાહેબ) અપુત્ર મરણ પામ્યો: ઇ. સ. ૧૮૪૮ (૧૮૪૦–૧૮૪૮) (લૉર્ડ ડલહાઉસીએ રાજ્ય ખાલસા કર્યું.)

# પ્રકરણ ૧ લું.

## શિવાજી છત્રપતિ.

### સ્વદેશરક્ષક અને સ્વધર્મોદ્ધારકઃ મહારાષ્ટ્રનો સિંહ.

( જીવન-સમયઃ ઈ. સ. ૧૬૨૭-૮૦ )

**મરાઠા લોકો.**
**શિવાજીનું બચપણ.**
**અફઝલખાનનું મૃત્યુ.**
**શાઇસ્તખાનનું નાસી છૂટવું.**
**સુરત લૂટવું.**
**શિવાજી દિલ્હીમાં.**
**રાજ્યારોહણ.**
**કર્ણાટક પર ચડાઈ.**
**શિવાજીની રાજ્યપદ્ધતિ.**
**ઉપસંહાર.**

**મરાઠા લોકો:**—શિવાજીના સમય પહેલાંનો મરાઠા લોકોનો ઇતિહાસ ખાસ જાણવા જેવો નથી. તેઓ દક્ષિણમાં આવેલા મહારાષ્ટ્રના રહેવાસી હતા, અને લડવામાં બહુ કુશળ હતા. અલાઉદ્દીન ખિલજીએ પહેલવહેલી મહારાષ્ટ્ર ઉપર ચડાઈ કરી હતી. ત્યાર પછી ઘણા મરાઠા સરદારો બ્રાહ્મણી રાજ્યમાં નોકરી કરતા હતા. બધામાં ભોંસલે કુટુંબ પ્રખ્યાત હતું.



શિવાજી.

**શિવાજીનું બચપણ:**—શિવાજીનો જન્મ ઈ. સ. ૧૬૨૭ માં જુન્નરના કિલ્લામાં થયો હતો. તેનો પિતા શાહજી ભોંસલે બિજાપુરના રાજ્યની નોકરીમાં હતો. શિવાજીને નાનપણથીજ દાદાજી કોંડદેવ નામના બ્રાહ્મણ પાસે કેળવણી લેવા મૂકેલો હતો. તેને રામાયણ, મહાભારત, આદિ વીરરસ કાવ્યોનો નાનપણથીજ શોખ હતો, અને દાદાજીએ તેને એક રાજાને લાયકજ કેળવણી આપી હતી. શિવાજી મોટો થતાં લશ્કર એકઠું કરી એક પછી એક કિલ્લાઓ જીતવા લાગ્યો, અને થોડા સમયમાં તેણે પ્રબળ સત્તા જમાવી. વળી તેણે માવલી લોકોનું એક સૈન્ય ઉભું કર્યું.

**અફઝલખાનનું મૃત્યુ:**—ઇ. સ. ૧૬૫૯માં જ્યારે શિવાજીએ કલ્યાણનો કિલ્લો જીતી લીધો, ત્યારે બિજાપુરના સુલતાને તેને તાબે કરવાનો નિશ્ચય કર્યો. તેણે શિવાજીની સામે લડવા અફઝલખાન નામના સરદારને મોકલ્યો. શિવાજીએ જાણ્યું કે પોતે આવા બળવાન સરદાર સાથે લડવામાં ફાવશે નહિ, ત્યારે સંદેશો મોકલ્યો કે હું કરેલી ભૂલને માટે માફી માગું છું, અને તમે જેમ કહો તેમ કરવા તૈયાર છું. ભોળા દીલનો અફઝલખાન જાળમાં ફસાયો. શિવાજીએ પોતાના પ્રતાપગઢમાં તેને મળવા બોલાવ્યો, અને ભેટતાં ભેટતાં અફઝલખાનની છાતીમાં વાઘનખ મારી તેને મારી નાખ્યો. પછી સંકેત મુજબ તેનું લશ્કર અફઝલખાનના લશ્કર પર તૂટી પડ્યું, અને આ રીતે છાપ બેસાડી તેણે આખો કોંકણનો પ્રદેશ સર કર્યો,

**શાઇસ્તખાનનું નાસી છૂટવું:**—હવે શિવાજી દક્ષિણમાં આવેલા મોગલ પ્રદેશો જીતી લેવા લાગ્યો. ઔરંગઝેબથી તે ખમાયું નહિ, તેથી તેણે શાઇસ્તખાનને મોટા લશ્કર સાથે દક્ષિણમાં શિવાજી સાથે યુદ્ધ કરવા મોકલ્યો. તેણે પુનામાં છાવણી નાખી. શિવાજી પોતાના કેટલાક કાવાદાવાથી ખાનની છાવણીમાં દાખલ થયો. બન્ને વચ્ચે ઝપાઝપી થઈ. શાઇસ્તખાન ત્યાંથી નાઠો, પણ તેની એક આંગળી કપાઈ ગઈ. આ બનાવથી શાઇસ્તખાન પણ પુના છોડી જતો રહ્યો. આથી શિવાજીએ કંઇક પ્રભાવ પાડયો.

**સુરત લૂટવું:** ( ઇ. સ. ૧૬૬૪ )—અંગ્રેજ લોકોએ સુરતમાં કોઠી નાખી હતી. શિવાજીએ સુરત પર હલ્લો કર્યો, તે શહેર ૭ દિવસ સુધી લૂટયું, ને જેટલો ખજાનો મળ્યો તેટલો રાયગઢ લઈ ગયો. કંપનિના સરદારે બહુ બહાદુરીથી કિલ્લાનું રક્ષણ કર્યું, પણ તે ફાવ્યો નહિ. ત્યાર પછી મક્કા જનારા યાત્રાળુઓને લૂટવા ને દુઃખ દેવા લાગ્યો. આ કારણથી ઔરંગઝેબ ગુસ્સે થયો. તેણે શિવાજી સાથે લડવા એક મોટું લશ્કર મોકલ્યું. તેમાં શિવાજી હાર્યો ને તેણે પુરંધર મુકામે સલાહ કરી. તેણે જીતેલા મુલકો પાછા આપવા કબુલ કર્યું, અને તેના બદલામાં બિજાપુરનાં કેટલાંક સંસ્થાનોમાંથી ચોથ ઉઘરાવવાનો હક લીધો.

**શિવાજી દિલ્હીમાં:**—ઔરંગઝેબે તેને દિલ્હી આવવા લાલચ આપી, અને મોટો માનમરતબો આપવા કહ્યું. શિવાજી લલચાયો, પણ જ્યારે

તે ત્યાં ગયો ત્યારે ઔરંગઝેબે તેને બરાબર ઘટતું માન આપ્યું નહિ, તેથી તે ગુસ્સે થયો. વળી ઔરંગઝેબના હુકમથી તેને નજરકેદ કરવામાં આવ્યો હતો, ત્યાંથી તેના પુત્ર સંભાજી સાથે મિઠાઈના ટોપલામાં બેસી નાસી ગયો. ત્યાર પછી તેણે બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યો સર કર્યાં, ને ખંડણી લેવાનો ઠરાવ કર્યો; કેટલાક મોગલ પ્રદેશો જીતી લીધા ને ચોથ લેવી ઠરાવી, અને પોતે રાજ્યવ્યવસ્થા સુધારવામાં ધ્યાન આપવા લાગ્યો.

**રાજ્યારોહણ:**—ઈ. સ. ૧૬૭૪ માં તે રાયગઢમાં ગાદીએ બેઠો, અને સ્વતંત્ર રાજા તરીકે રાજ્ય કરવા લાગ્યો. રાજ્યારોહણના શુભ પ્રસંગે તેણે પોતાની તુલા કરાવી બ્રાહ્મણોને પુષ્કળ દાન આપ્યું.

**કર્ણાટક પર ચડાઈ:**—ઈ. સ. ૧૬૭૬–૭૭ માં શિવાજીએ પોતાના ભાઈ વ્યંકાજી પાસેથી પોતાના બાપની જાગીરનો અર્ધો હિસ્સો લેવા કર્ણાટક પર ચડાઈ કરી; તેણે જીંજી ને વેલોર જીતી લીધાં, ને પાછા ફરતાં બિજાપુરના રાજાની વતી મોગલ લશ્કર સામે લડવા ગયો. તેણે મોગલોને હરાવ્યા. તે ઈ. સ. ૧૬૭૯ માં રાયગઢ પાછો આવ્યો, ને ઈ. સ. ૧૬૮૦માં મરણ પામ્યો. ૫૩ વર્ષની ટુંકી જિંદગીમાં તેણે ઘણું કર્યું ગણાય.

**શિવાજીની રાજ્યપદ્ધતિ:—**

**(૧) રાજ્યવ્યવસ્થા:**—હિંદુશાસ્ત્રમાં આપેલી પદ્ધતિ પ્રમાણે શિવાજીએ રાજ્યવ્યવસ્થા કરી હતી. તેણે *અષ્ટપ્રધાનનું મંડળ સ્થાપ્યું, અને દરેક પ્રધાનને રાજ્યનું એકેક ખાતું સોંપ્યું. પેશ્વાને રાજ્યનો મુખ્ય પ્રધાન બનાવ્યો. તેણે તેના રાજ્યના ૧૪ ભાગ પાડ્યા, દરેક પ્રાંતની નીચે અમુક ગામો રાખવામાં આવ્યાં, ને દરેકને કિલ્લાથી સંરક્ષિત કર્યાં. રાજ્યના મુલકી કે લશ્કરી અમલદારોને જાગીર આપવાની પ્રથા તેણે બંધ કરી, તેને બદલે

---

* શિવાજીના અષ્ટપ્રધાનમંડળ વિષે નીચેની વાત ધ્યાનમાં લો:—

| (પ્રધાન) | (ખાતું) | (પ્રધાન) | (ખાતું) |
|---|---|---|---|
| ૧. પંતપ્રધાન–'પેશ્વા'. | દિવાનગીરી. | ૫. સુમંત...... | પરરાજ્યખાતું. |
| ૨. પંત સચિવ...... | દફતરી ખાતું. | ૬. સેનાપતિ...... | લશ્કરી ખાતું. |
| ૩. પંત અમાત્ય. | મહેસુલ–હિસાબી ખાતું. | ૭. પંડિતરાવ... | ધર્મખાતું: દાન–ધર્મ, શાસ્ત્રાર્થ. |
| ૪. મંત્રી.............. | સ્વદેશકારોબાર. | ૮. સરન્યાયાધીશ......... | ન્યાયખાતું. |

રોકડ નાણું આપવા ઠરાવ્યું. વળી રાજ્યની મોટી મોટી જગાઓ વંશપરંપરા આપવાને બદલે લાયક માણસોને આપવા ઠરાવ્યું.

**(૨) મહેસુલ સંબંધી સુધારા:**—જમીનમાં કેટલો પાક ઉતરશે તેનો અડસટ્ટો કાઢ્યા પછી તેના ઉપર મહેસુલ બાંધવામાં આવતું. તેણે ઉપજનો $\frac{2}{5}$ ભાગ સરકારમાં ભરવાનું ઠરાવ્યું, પણ મહેસુલનો ઘણોખરો ભાગ ચોથમાંથી અગર લૂટફાટમાંથી મળતો. જે દેશના રાજાઓ મરાઠાઓ સાથે લડી ન શકે તેઓ પાસેથી તે 'ચોથ' (૨૫ ટકા) ઉઘરાવતો, ને તે ઉપરાંત કેટલાક પાસેથી 'સરદેશમુખી' ($\frac{1}{10}$ ભાગ) પણ લેતો. તેણે મહેસુલની વસુલાત સંબંધી ખાસ નવો ફેરફાર કર્યો, અને તે એ કે જુના ઈજારદારો મારફતે મહેસુલ વસુલ કરવાનું બંધ કર્યું, અને રાજ્યના અધિકારીઓ મારફતે મહેસુલ ઉઘરાવવાની રીત દાખલ કરી.

**(૩) લશ્કરી ખાતાના સુધારા:**—તેના લશ્કરમાં પહેલાં તો ઘણું ખરૂં પાયદળ હતું, પણ પાછળથી હયદળ પણ રાખવામાં આવ્યું હતું. લશ્કરમાં સખત બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. વળી સિપાઈઓને રોકડ પગાર આપવાનું શરૂ કર્યું. કોલાબામાં ૪૦૦ માણસોનો કાફલો રાખવામાં આવતો હતો, અને કલ્યાણથી ગોવા સુધીનું રાજ્ય તેનું હતું.

ઉપરાંત પોતે એક સાદા પહેરવેશમાં ફરતો, ને ગમે તેની ફરિયાદ સાંભળતો. તે કહેતો કે ગાય અને બ્રાહ્મણ માટે પોતે લડે છે. ખરેખર, તે ગૌબ્રાહ્મણપ્રતિપાળ હતો. તે પોતાની પ્રજાને પુત્ર સમાન ગણાતો.

**ઉપસંહાર:**—શિવાજીને નાનપણથીજ દાદાજી કોંડદેવે રાજા તરીકેની કેળવણી આપી હતી. તે લશ્કર એકઠું કરી બિજાપુર અને મોગલોના કિલ્લાઓ જીતી લેતો હતો. જ્યાં ન ફાવતો ત્યાં કાવાદાવા કરીને પણ તે પોતાનો સ્વાર્થ કાઢી લેતો, તે અફઝલખાન અને શાઇસ્તખાન સાથેના પ્રસંગમાં આપણે જોઇ ગયા છીએ. તેણે સુરત લૂટ્યું ને મોગલોને હંફાવ્યા. ઔરંગઝેબે જ્યારે લશ્કર મોકલ્યું ત્યારે તે હાર્યો, ને પુરંધર મુકામે સલાહ કરી. ત્યાર પછી તે દિલ્હી ગયો, ને બાદશાહે જ્યારે તેને માન આપ્યું નહિ ને નજરકેદ કર્યો, ત્યારે યુક્તિ રચી તે ત્યાંથી નાસી ગયો. ત્યાર પછી મોગલોના પ્રદેશો જીતવા ને ચોથ ઉઘરાવવા લાગ્યો. તેણે રાયગઢમાં ઇ. સ. ૧૬૭૪ માં પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. પછી પોતાના પિતાની જાગીરનો અર્ધો ભાગ લેવા તેણે કર્ણાટક પર ચડાઇ કરી વેલોર અને જીંજી જીતી લીધાં. પાછા ફરતાં મોગલ લશ્કરને હરાવ્યું, ને ઇ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યો. તેણે અષ્ટપ્રધા-

નનું મંડળ સ્થાપ્યું, રાજ્યના ૧૪ પ્રાંતમાં ભાગ પાડયા, ને દરેક પ્રાંતની વ્યવસ્થા કરી મહેસુલ જમીનની પેદાશ ઉપર નક્કી કર્યું ને ⅖ ભાગ લેવા ઠરાવ્યો. ઉપરાંત 'ચોથ' ને 'સરદેશમુખી' પણ તે લેતો. લશ્કરમાં પણ તેણે સારી વ્યવસ્થા કરી.

શિવાજી આમ એક વીર સેનાનાયક, રાજ્યનો અદ્વિતીય વ્યવસ્થાપક, અને સમયસૂચક નર હતો; છતાં તેણે અન્ય ધર્મમાં હાથ ઘાલ્યો નથી, કે સ્ત્રી કે બાળકને પજવણી કરી નથી. આથી તેની કીર્તિને કળશ ચઢે છે. વળી શિવાજી કુશળ ઘોડેસવાર અને તરવારમાં એકકો હતો. તેની રીતભાત મનોહર હતી, અને તેની પરિશ્રમ ઉઠાવવાની શકિત અજબ હતી. તેનું ઠીંગણું ને એકવડા બાંધાનું શરીર, તેના દીર્ઘ બાહુ, તેનું અણીદાર નાક, તેની તીક્ષ્ણ આંખો, અને તેની દૃઢનિશ્ચયી મુખમુદ્રા એ બધા સંજોગોને અંગે તેની જે જે આશાઓ રાખી શકાય, તે બધી તેણે સ્વધર્મ અને સ્વદેશનું રક્ષણ કરી પ્રત્યક્ષ કરી બતાવી છે. ટુંકામાં તેણે 'છત્રપતિ મહારાજા શિવાજી' તરીકે તેમજ 'ગૌબ્રાહ્મણપ્રતિપાળ' તરીકે અમર નામના મેળવી છે.

### પ્રશ્નો.

(૧) શિવાજી કુશળ રાજદ્વારી પુરુષ ને બહાદુર યોદ્ધો હતો, તે સકારણ સમજાવો.

(૨) શિવાજીની રાજ્યવ્યવસ્થાનું ટુંકામાં વર્ણન આપો.

(૩) ઔરંગઝેબ સાથેની લડાઈઓમાં તે શા માટે જીતતો હતો, તે કારણો આપી લખો.

(૪) અકબર, ઔરંગઝેબ અને શિવાજીનો મુકાબલો કરો.

---

## પ્રકરણ ૨ જું.

## શિવાજી પછીના રાજકર્તાઓ.

### સંભાજીથી શાહુ સુધીનો મરેઠી અમલ.

( ઇ. સ. ૧૬૮૦ થી ઇ. સ. ૧૭૧૪ )

| | |
|---|---|
| સંભાજીનું ગાદીએ આવવું. | વીરાંગના તારાબાઈ. |
| સંભાજીની રાજ્યપદ્ધતિ. | શાહુ. |
| સંભાજીનું ચારિત્ર્ય. | શાહુની રાજ્યપદ્ધતિ. |
| રાજારામ. | ઉપસંહાર. |

**સંભાજીનું ગાદીએ આવવું:**—શિવાજીના મૃત્યુ પછી તેની ગાદીએ કોણ બેસે તેને માટે માંહેમાંહે તકરાર થઈ. કેટલાક સરદારો શિવાજીના સૌથી નાના પુત્ર રાજારામને ગાદી આપવા ઇચ્છતા હતા, પણ સંભાજીએ એકદમ બંડ ઉઠાવ્યું, રાજારામને કેદ કર્યો, ને ઇ. સ. ૧૬૮૦ માં પોતે ગાદીએ બેઠો.

**સંભાજીની રાજ્યપદ્ધતિ:**—સંભાજી લડાઇના કામમાં ઘણો કુશળ હતો, અને પોર્ટુગીઝ લોકોની સાથે ગોવામાં લડાઇ કરવામાં તથા જંજીરાનો કિલ્લો લઇ લેવામાં તેણે નામના મેળવી હતી; પણ રાજ્યકાજની બીજી બાબતમાં તથા ચારિત્ર્યમાં તેના પિતાથી તે છેક ઉતરતો હતો. તે ખરાબ સોબતમાં પડયો હતો, અને દારૂડીઓ બન્યો હતો. તેણે તેના રાજ્યનો બધો કારભાર કલૂશાને સોંપ્યો હતો, જે કલુશામાં રાજય ચલાવવાનો એકે ગુણ નહોતો. લોકો ઉપર કર નાખીને તેઓને ત્રાસ આપવામાં આવતો હતો. આ તકનો લાભ લઈ ઔરંગઝેબે મુઆઝીમને કોંકણનો પ્રદેશ જીતી લેવા મોકલ્યો, પણ ત્યાં દુષ્કાળ પડવાથી તેને પાછું ફરવું પડયું હતું. ઉપરાંત સંભાજીએ એક ગંભીર ભૂલ કરી હતી. જ્યારે ઔરંગઝેબે બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યને તારાજ કર્યાં, ત્યારે કેટલાક મરાઠા સરદારો તે રાજ્યની નોકરીમાંથી ફારક થયા હતા. જો સંભાજીએ તેઓને આશ્રય આપ્યો હોત, તો મોગલ રાજ્યસત્તાને તે હંફાવી શકયો હોત.

**સંભાજીનું ચારિત્ર્ય:**—તે બહાદુર યોદ્ધો હતો, પણ તેનામાં રાજ્ય-કારભાર ચલાવવાના ગુણો નહોતા. જ્યારે જ્યારે ફુરસદ મળતી, ત્યારે તે દારૂના ઘેનમાં પડયો રહેતો. તેને ધર્મ તરફ પણ લાગણી નહોતી, તેમજ દેશદાઝ પણ નહોતી. એક વખત તે તથા કલૂશા દારૂમાં ચકચૂર થઇ પડયા હતા, તેવામાં કેટલાક મોગલ સરદારોએ તેમને પકડયા, અને તેમને ઔરંગઝેબ પાસે લઈ ગયા. ઔરંગઝેબે સંભાજીને કહ્યું, કે જો તું મુસલમાન થાય તો જિંદગી બચાવું. સંભાજીએ તે કબુલ કર્યું નહિ, અને ઉલટું કટુ વચન*

---

* કહે છે કે સંભાજીએ પાદશાહને કહ્યું, કે જો તું તારી શાહજાદી મને લગ્નમાં આપે તો હું મુસલમાન થાઉં. પાદશાહ એ વાત કબુલ કરે નહિ, અને સંભાજીને મુસલમાન થવું પડે નહિ. આવા કટુ વચન બદલ સંભાજીની જીભ ખેંચી કાઢવામાં આવી હતી.

કહ્યું; તેથી તેને મારી નાખવામાં આવ્યો. કલૂશાની પણ તેજ સ્થિતિ થઇ. સંભાજીના પુત્ર શાહુને દિલ્હી મોકલવામાં આવ્યો ને મોગલ રાજ્ય-દરબારમાં ઉછેરવામાં આવ્યો.

**રાજારામ:**—સંભાજીના મરણ પછી મરાઠાઓએ એકત્ર થઇ શિવાજીના નાના પુત્ર રાજારામને ગાદી આપી, અને સંભાજીનું વેર લેવાનો નિશ્ચય કર્યો. રાજારામ મોગલોની સાથે લડવાને જીંજી ગયો, પણ મોગલ સરદાર ઝુલફીકારખાંએ તેને ઘેર્યો. રાજારામ તેને લાંચ આપી નાસી છૂટયો. ઇ. સ. ૧૭૦૦ માં ઔરંગઝેબે પોતે મરાઠાઓ ઉપર મોટી ચડાઇ કરી, અને સતારા લઈ લીધું. રાજારામ તેજ વરસમાં મરણ પામ્યો.

**વીરાંગના તારાબાઇ:**—રાજારામના મૃત્યુ પછી તેની સ્ત્રી તારાબાઇએ ઇ. સ. ૧૭૦૮ સુધી રાજ્ય ચલાવ્યું. દરમિઆન ઔરંગઝેબે ઘણા હુમલા કર્યા, પણ દરેક વખતે તે નિષ્ફળ ગયો. ઔરંગઝેબના મરણ પછી ઇ. સ. ૧૭૦૮ માં શાહુ મોગલ રાજ્યદરબારમાંથી છૂટો થયો, ને પોતાના પિતાની ગાદી લેવાને માટે સતારા આવ્યો. તારાબાઇએ પોતાના પુત્રને ગાદી અપાવવા માટે ઘણી લડત ચલાવી, પણ રાજ્યના અધિકારીઓએ દગો દઇ તારાબાઇનો પક્ષ છોડી દીધો. આથી કરીને શાહુને ગાદી મેળવતાં મુશ્કેલી લાગી નહિ.

**શાહુ:** ( ઇ. સ. ૧૭૦૮–૧૭૧૪ )—મોગલાઇ રાજ્યદરબારના ઠાઠમાઠમાં ઉછરેલો હોવાથી શાહુ નબળા બાંધાનો, શોખીન અને નાજુક બની ગયો હતો. તેને શિકાર કરવાનો શોખ હતો, પણ રાજ્યકારભાર કરવો ગમતો નહિ. મરાઠા લોકો જેવા બહાદુર લોકો ઉપર તે રાજ્ય ચલાવવાને લાયક નહોતો, તેથી તેણે મોગલોના ખંડીઆ રાજા તરીકે રહેવાનું સ્વીકાર્યું. તે ઉદાર દીલનો, ધાર્મિક વૃત્તિવાળો, અને બ્રાહ્મણો તરફ દયાળુ હતો.

**શાહુની રાજ્યપદ્ધતિ:**—તેના રાજ્યનાં પહેલાં પાંચ વરસમાં અંધેર ચાલતું હતું, જેને પરિણામે મરાઠાની સત્તાનો અંત આવ્યો હોત, પણ બાલાજી વિશ્વનાથ નામના પ્રધાને રાજ્યસત્તાનો ટકાવ કર્યો. બાલાજીને ઇ.

સ. ૧૭૧૪માં પેશ્વા બનાવ્યો હતો. તેણે રાજ્યમાં સારી રીતે વ્યવસ્થા કરી, અને ખરૂં કહીએ તો ત્યાર પછી બધી સત્તા પેશ્વાના હાથમાંજ ગઇ.

**ઉપસંહાર:**—શિવાજી પછી તેનો પુત્ર સંભાજી ગાદીએ આવ્યો. તે લડાઈમાં બહાદુર હતો, પણ રાજ્યનીતિજ્ઞ પુરુષ નહોતો. તે વ્યસની હતો, અને રાજ્યનું સઘળું કામ તેણે તેના જેવાજ વ્યસની કલૂશા નામના બ્રાહ્મણને સોંપ્યું હતું. તે દારૂના ઘેનમાં હતો, ત્યારે મોગલ સરદારો તેને પકડી ઔરંગઝેબ પાસે લઇ ગયા. ત્યાં તેને મારી નાખવામાં આવ્યો. ત્યાર પછી મરાઠાઓએ રાજારામને ગાદીએ બેસાડયો. તેણે મોગલો સામે થવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ ગયો. તેના પછી તેની સ્ત્રી તારાબાઈએ આઠ વરસ રાજ્ય કર્યું. મોગલોએ તેના વખતમાં ઘણા હુમલા કર્યા પણ ફાવ્યા નહોતા. ઔરંગઝેબ જેવા કટ્ટા દુશ્મન સામે લડવામાં તારાબાઇએ પોતાના લશ્કરનો ઉત્સાહ વધાર્યો, મોગલોને અનેક રીતે હંફાવ્યા, ઔરંગઝેબની પ્રબળ ઇચ્છા ધૂળમાં મેળવી, અને મરેઠી રાજ્યવ્યવસ્થા ઉત્તમ રીતે કરી બતાવીને તેણે એક વીરાંગના તરીકે ઈતિહાસમાં નામના મેળવી છે, અને ઔરંગઝેબની કારકીર્દિને ઝાંખપ લગાડી છે. ઇ. સ. ૧૭૦૮માં શાહુ છુટો થવાથી તે ગાદીએ આવ્યો. તે એશઆરામમાં પડયો હતો, તેથી રાજ્યમાં અંધેર ચાલ્યું. ઇ. સ. ૧૭૧૪માં બાલાજી વિશ્વનાથ પેશ્વા થયો. તેણે મરાઠા રાજ્ય સુધાર્યું.

## પ્રશ્નો.

(૧) શાહુ સુધીના શિવાજીના વંશજોનો ઇતિહાસ ટુંકામાં લખો.

(૨) મરેઠી રાજ્યસત્તાને કમી થવાનાં કારણો ગણાવો.

(૩) વીરાંગના તારાબાઈનું જીવનચરિત્ર લખો.

(૪) શિવાજીના મરણ પછી ૨૭ વર્ષ જેટલી લાંબી મુદતે ઔરંગઝેબ મરણ પામ્યો, અને શિવાજી પછીના રાજ્યકર્તાઓ નબળા હતા, છતાં તે મરેઠી સત્તા નાબુદ કરવાની ઉમેદ પાર પાડી શકયો નહિ, એ વાત સકારણ સમજાવો.

(૫) શિવાજીએ મરેઠી રાજ્ય સ્થાપવા ઉપરાંત મરેઠી પ્રજામાં પ્રજાતત્ત્વ દાખલ કર્યું, એ સત્ય ઉદાહરણો દ્વારા સાબીત કરો.



# પેશ્વાનું વંશવૃક્ષ.

( ઇ. સ. ૧૭૧૪ થી ઇ. સ. ૧૮૧૮ )

**બાલાજી વિશ્વનાથ:** ૧૭૧૪–૧૭૨૦



# પ્રકરણ ૩ જું.

## પેશ્વાનો ઇતિહાસ.

### બાલાજી વિશ્વનાથ: પેશ્વાઇની સ્થાપના.

( ઇ. સ. ૧૭૧૪ થી ઇ. સ. ૧૭૨૦ )

| | |
|---|---|
| **બાલાજી વિશ્વનાથ: સ્વતંત્ર પેશ્વા.** | **રાજ્યવ્યવસ્થા.** |
| **પેશ્વાઇની સ્થાપના.** | **મરાઠા-પેશ્વાનું પ્રાબલ્ય.** |

**બાલાજી વિશ્વનાથ: સ્વતંત્ર પેશ્વા:**—શાહુના રાજ્યમાં અંધેર ચાલતું હતું, તેનો લાભ લઈ બાલાજી બધી સત્તા ધીમે ધીમે પોતાના કાબુમાં લેતો ગયો, અને એક રાજ્યકર્તા તરીકેજ લગભગ બધી સત્તા ચલાવવા લાગ્યો. વળી તેના પછી તેના વારસોનેજ પેશ્વાપદ મળે એવી તેણે યુક્તિ રચી, તેથી તે પેશ્વાઇ સત્તાનો સ્થાપનાર કહેવાયો. શાહુ રાજાએ બાલાજીને વંશપરંપરાની પેશ્વાઇ કરી આપવામાં શિવાજી મહારાજના એક અતિ અગત્યના સિદ્ધાંતનો ભંગ કર્યો. આગળ ઉપર તમને જણાશે, કે એટલેથી પેશ્વાઓ કેટલા પ્રબળ થયા, મરેઠી રાજ્યકર્તાઓ કેવા નામના અને શોભાના પુતળા જેવા બની ગયા, અને પરિણામે તો મરેઠી-પેશ્વાઈ એમ બંને સત્તાનો અંતજ આવ્યો.

**પેશ્વાઈની સ્થાપના:**—બાલાજીએ લોકોની પ્રીતિ મેળવી રાજ્યમાંથી ભય દૂર કર્યો, અને શિવાજીના વખતમાં જે પદ્ધતિથી રાજ્ય ચાલતું હતું, તેજ પદ્ધતિથી રાજ્ય ચલાવવું શરૂ કર્યું, અને રાજ્યને સુવ્યવસ્થિત કર્યું.

**રાજ્યવ્યવસ્થા:**—બાલાજીએ એવી સરસ રીતે રાજ્ય કર્યું, કે તેના વખતમાં મરાઠા રાજ્ય મોટાં રાજ્યોમાં ગણાવા લાગ્યું. જે કુસંપથી શિવાજીના કુટુંબનો નાશ થયો તે કુસંપને તેણે નિર્મૂળ કર્યો. રાજ્યમાં સુધારા કર્યા, આમદાનીમાં વધારો કર્યો, અને લશ્કરની ફરીથી ભરતી કરી.

**મરાઠા-પેશ્વાનું પ્રાબલ્ય:**—બાલાજીએ હવે મરાઠા રાજ્યની સત્તા ફેલાવવા માંડી. તે ૧૦,૦૦૦ મરાઠા સિપાઈઓ સાથે સૈયદ ભાઈઓની મદદે દિલ્હી ગયો. બાદશાહ ફરુકસિઅરને હરાવ્યો, ને તેના બદલામાં શિવાજીના મૃત્યુસમયે જેટલું રાજ્ય તેની સત્તામાં હતું તે બધા રાજ્યનો તેને રાજા

બનાવવામાં આવ્યો, અને આખા દક્ષિણમાંથી ચોથ ઉઘરાવવાનો અને સરદેશમુખી લેવાનો હક આપવામાં આવ્યો. મહમ્મદશાહ બાદશાહે તો તેને ખંડણી આપવાનું ઠરાવ્યું; કારણ કે તેમ ન થાય તો તેના મુલક ઉપર મરાઠાઓ હલ્લો કરે એવી તેને દહેશત હતી. આથી કરીને મરાઠાઓની સત્તા વધી. દિલ્હીથી પાછા આવ્યા પછી તે મરણ પામ્યો.

---

## પ્રકરણ ૪ થું.

### બાજીરાવ ૧ લો.

( ઇ. સ. ૧૭૨૦ થી ઇ. સ. ૧૭૪૦ )

| | |
|---|---|
| બાજીરાવની રાજ્યનીતિ. | બાજીરાવ એક મહાન્ |
| બાજીરાવની યોદ્ધા તરીકેની ગણના. | પેશ્વા શાથી ગણાય છે? |

**બાજીરાવની રાજ્યનીતિઃ**—બાલાજીના મરણ પછી તેનો પુત્ર બાજીરાવ ૧ લો ગાદીએ આવ્યો. તેનામાં યોદ્ધાના અને રાજ્યદ્વારી પુરુષના એવા બંને ગુણો તેના પિતામાંથી ઉતરી આવેલા હતા. તે જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તેના રાજ્યમાં મલ્હારરાવ હોલકર, રાણોજી સિંધીઆ, પિલાજી ગાયકવાડ, અને રઘુજી ભોંસલે એવા ઉત્તમ પુરુષો હતા, અને રાજ્યમાં તેઓની સત્તા પણ જામેલી હતી. બાજીરાવે જાણ્યું કે જો તે લોકોની સત્તા રહેશે તો રાજ્યમાં સંપ ટકી શકશે નહિ, તેમજ તેની પોતાની સત્તા વધી શકશે નહિ. આથી તેણે તેઓને એક બીજાથી જુદા રાખ્યા, ને દૂરના દેશોમાંથી ચોથ ઉઘરાવવાની રજા આપી. તે ઉપરથી ગાયકવાડે ગુજરાતમાં, ભોંસલેએ વરાડમાં, અને હોલકર અને સિંધીઆએ માળવામાં પોતાની સત્તા સ્થાપી. આમ જુદાં જુદાં ચાર મરેઠી શાખા રાજ્યો થયાં.

**બાજીરાવની યોદ્ધા તરીકેની ગણનાઃ**—આ પ્રમાણે રાજ્યમાં શાંતિ સ્થાપ્યા પછી તેણે હિંદુસ્તાનમાં મરાઠા રાજ્ય વધારવાનો ને તેને પ્રબળ કરવાનો વિચાર કર્યો. એક તરફ ગાયકવાડે ગુજરાત જીત્યું, અને હોલકર અને સિંધીઆએ માળવા જીત્યું. વળી બીજી બાજુએ બાજીરાવે પોતે દિલ્હી તરફ કૂચ કરી. મોગલ શહેનશાહ નબળો હોવાથી તેણે નિઝામ-ઉલ્-મુલ્કની

મદદ માગી. ઇ. સ. ૧૭૩૮માં બાજીરાવે નિઝામ-ઉલ્-મુલ્કના લશ્કરને ઘેર્યું, ને સરોજ પાસે સલાહ કરવા ફરજ પાડી. તે કોલકરાર પ્રમાણે મરાઠાઓને માળવા, તેમજ ચંબલ અને નર્મદાની વચ્ચેનો પ્રદેશ મળ્યો. મોગલ બાદશાહે પણ લડાઈના ખર્ચ પેટે ૫૦ લાખ રૂપીઆ તેને આપ્યા. ત્યાર પછી બાજીરાવે પોર્ટુગીઝ લોકો સાથે લડાઈ કરી, અને ઇ. સ. ૧૭૩૯માં વસઇનો કિલ્લો લઈ લીધો. આમ તેણે બાહોશ યોદ્ધા તરીકે નામના મેળવી.

**બાજીરાવ એક મહાન્ પેશ્વા શાથી ગણાય છે?**—બાજીરાવ ડાહ્યો અને હોશિયાર રાજદ્વારી પુરુષ હતો. વળી એક યોદ્ધા તરીકે પણ તેણે સારી કીર્તિ સંપાદન કરી હતી, તેથી તે 'મહાન્'ની પદવી મેળવવાને લાયક થયો. તેની ચતુરાઈથી તે મરાઠા રાજ્યમાં સુલેહશાંતિ જાળવી શકયો, અને તેના રાજ્યમાંજ મરાઠાઓની સત્તા વધારે પ્રબળ થઈ.

### પ્રશ્નો.

(૧) બાજીરાવની રાજ્યકર્તા તરીકેની તથા યોદ્ધા તરીકેની ગણના વિષે શું જાણો છો? તે શા માટે 'મહાન્ પેશ્વા' કહેવાયો?

(૨) બાજીરાવના વખતના મોટા મોટા સરદારોનાં નામ આપો. તે દરેકની ટુંકમાં ઓળખાણ આપો.

---

## પ્રકરણ ૫ મું.

### બાલાજી બાજીરાવ: ઇ. સ. ૧૭૪૦-૧૭૬૧

### પેશ્વાઇની પૂર્ણકળામાં પડતીનો પ્રસંગ.

| | |
|---|---|
| **રાજ્યવિસ્તાર.** | **પરિણામ.** |
| **સરદારોના વિજય.** | **પરાજયનાં કારણો.** |
| **પાણીપતનું પાંચમું યુદ્ધ.** | **ઉપસંહાર.** |

**રાજ્યવિસ્તાર:**—બાલાજી બાજીરાવના વખતમાં મરાઠા રાજ્ય ઘણુંજ વિસ્તાર પામ્યું હતું; પરંતુ તેનાજ વખતમાં તે રાજ્યના અધ:પતનની શરૂઆત થઇ. બાજીરાવ ૧લાના વખતમાં જે મરાઠા સરદારોને દૂરના પ્રદેશોમાં ચોથ ઉઘરાવવા અને ત્યાં મરાઠાઓનો અમલ સ્થાપવા મોકલ્યા હતા, તે સરદારો ધીમે ધીમે પોતાનું રાજ્ય વધારવા લાગ્યા.

**સરદારોના વિજય:**—રઘુજી ભોંસલેએ ઓરિસ્સા પ્રાંત ઉપર ચડાઈ કરી, અને ત્યાંથી અને આસપાસના બંગાળાના પ્રદેશમાંથી ચોથ ઉઘરાવી. તેણે નિઝામ પાસેથી કટક, બાલાસોર અને બીજા કેટલાક પ્રાંતો મેળવ્યા.

ઉત્તરમાં હોલકરે બુંદેલખંડ તાબે કર્યું, અને ત્યાંથી ચોથ ઉઘરાવી. પેશ્વાના ભાઈ રાઘોબાએ પંજાબ પર ચડાઈ કરી, અને તે પ્રાંત જીતી લીધો. પેશ્વાએ કર્ણાટક અને મ્હૈસુર ઉપર ચડાઈ કરી, અને ત્યાંથી ચોથ ઉઘરાવી.

અહંમદનગર પેશ્વાએ લઈ લીધું હતું. તે પાછું લઇ લેવાને માટે નિઝામ–ઉલ્‌–મુલ્કના પુત્ર સલાબતજંગ અને નિઝામઅલીએ ચડાઈ કરી; પણ ઉદગીરની[1] લડાઇમાં સદાશિવરાવ ભાઉએ તેમને હરાવ્યા, અને સલાહ કરી. તે સલાહના કરાર પ્રમાણે પેશ્વાએ નિઝામ પાસેથી આસિરગઢ, બિજાપુર, દોલતાબાદ અને ઔરંગાબાદના કિલ્લા લઇ લીધા.

આમ બાલાજી બાજીરાવના વખતમાં મરાઠા રાજ્યનો વિસ્તાર અરબી સમુદ્રથી બંગાળાના ઉપસાગર સુધી, અને સિંધુથી તે છેક દક્ષિણ સુધી થયો.

**પાણીપતનું યુદ્ધ:** (ઇ. સ. ૧૭૬૧)—અહંમદશાહ અબદલ્લી ઇ. સ. ૧૭૫૭માં હિંદુસ્તાન ઉપર ચડી આવ્યો હતો. તેણે પંજાબ પર વિજય મેળવીને પોતાના પુત્રને ત્યાંનો સુબો નીમ્યો હતો; પણ બીજે વર્ષે રાઘોબાએ પંજાબ પર સવારી કરી તે પ્રાંત લઇ લીધો, અને અટક આગળ શિવાજી મહારાજનો ભગવો ઝુંડો ફરકાવ્યો મરેઠી રાજ્યની પૂર્ણકળાનો એજ એક યાદગાર દિવસ હતો એમ કહી શકાય. પરંતુ અહંમદશાહને ક્રોધ ચડયો, અને ઇ. સ. ૧૭૬૧ માં મોટું લશ્કર એકઠું કરી હિંદુસ્તાન પર પાંચમી વખત ચડી આવ્યો. બન્ને લશ્કર પાણીપતના મેદાનમાં એકઠાં મળ્યાં. મરાઠા સૈન્યનો અધિપતિ સદાશિવરાવ ભાઉ* તથા વિશ્વાસરાવ હતા. દરેક મરાઠા સરદાર તથા હોલકર, ગાયકવાડ અને સિંધીઆનાં લશ્કરો મરાઠાઓની કુમકે આવી

---

૧. ઉદગીરના યુદ્ધને 'ભાઉ ગિર્દી' એવું ઉપનામ મળ્યું છે. ભાઉ આ વિજયથી અત્યંત ઉન્મત્ત અને ઉચ્છૃંખલ બન્યો. તેણે માની લીધું, કે હવે વિજયમાળા તો મરેઠાઓનેજ વરી ચૂકી છે. એ મદોન્મત્તપણાને લીધે બીજેજ વર્ષે પાણીપતના યુદ્ધમાં કેવું નાશકારક પરિણામ આવ્યું, તે પણ તમે સમજી શકશો.

* 'ભાઉ' એટલે ભાઈ. પેશ્વાનું વંશવૃક્ષ જુઓ:—પૃ. ૧૪૨.

પહોંચ્યાં. આવા બળવાન સૈન્યની સામે થવા અહ્‌મદશાહે અયોધ્યા અને રોહિલખંડના નવાબો તથા બીજા મુસલમાન રાજ્યકર્તાઓને પોતાની મદદે બોલાવ્યા. આમ સામટે મેળે જોતાં આ યુદ્ધમાં લડનારા બે પક્ષોમાં એક પક્ષે તે સમયનાં મોટાં મોટાં હિંદુ રાજ્યો હિંદુ સત્તા પ્રબળ કરવાને એકત્ર થયાં હતાં, અને સામે પક્ષે હિંદુ સત્તા નિર્મૂળ કરવાને અબદલ્લીની મદદમાં કેટલાંક મુસલમાની રાજ્યો ભેગાં મળ્યાં હતાં.

ઇ. સ. ૧૭૬૧ ની તેરમી જાન્યુઆરિને દિવસે બન્ને સૈન્યો* વચ્ચે ઘોર યુદ્ધ થયું. મધ્યાન્હ સુધી તો મરાઠાઓએ મુસલમાનો સામે ટક્કર ઝીલી, અને તેઓ લગભગ જીતવાની અણી ઉપર હતા. અહ્‌મદશાહે જ્યારે પોતાના સૈન્યની આવી સ્થિતિ જોઈ, ત્યારે તેણે એક લશ્કર સાથે મરાઠા લશ્કરના મધ્યમાં હલ્લો કર્યો, અને બીજાં લશ્કરોએ મરાઠાની ડાબી અને જમણી બાજુ પર હલ્લો કર્યો. આથી મરાઠાઓમાં ગભરાટ ફેલાયો અને તેઓ નાસવા લાગ્યા. અફ્‌ઘાનોએ તેઓની પુંઠ પકડી, અને દિવસ અસ્ત થતા સુધીમાં તો લગભગ બે લાખ હિંદુઓનો ઘાણ વળી ગયો; અંતે મરાઠા લશ્કરની હાર થઇ.

---

* ઇ. સ. ૧૭૬૧ના પાણીપતના છેલ્લા યુદ્ધના હિંદુ-મુસલમાન પક્ષકારો વિષે નીચેની વાત લક્ષમાં લેવા જેવી છે.

| હિંદુ પક્ષ. | મુસલમાન પક્ષ. |
|---|---|
| સેનાધ્યક્ષ–પાટવીપુત્ર વિશ્વાસરાવ. | સર્વોપરિ–અહ્‌મદશાહ અબદલ્લી: શાહ દુરાની. |
| સલાહકારક–સદાશિવરાવ ભાઉ. | ઘોડે સવાર–૪૬,૮૦૦ |
| કવાયતી લશ્કર–૧૫,૦૦૦ | પાયદળ–૩૮,૦૦૦ |
| ઘોડેસવાર–૫૫,૦૦૦ | ભારે તોપો–૭૦ |
| લુટારા, નોકર-ચાકર–૨,૦૦,૦૦૦ | હલકી તોપો–૨૦૦ |
| તોપો–૨૦૦ | મદદગાર–૧ અયોધ્યાનો નવાબ શુજાદૌલા. ૨ રોહિલખંડનો સરદાર નજમુદૌલા. |
| સહાય કરનાર–સિંધીઆ, હોલકર, ગાયકવાડ, ભોંસલે, સુરજમલ જાટ, અને રજપુત રાજાઓ. | તા૦ ક૦–શુજાદૌલા ડગુમગુ વિચારનો. નજમુદૌલા પ્રયત્નશીલ. શાહ દુરાની વ્યૂહરચનામાં કુશળ અને અડગ. |
| તા૦ ક૦–મદદગાર વૃદ્ધ પુરુષોની અવગણના. મદોન્મત્ત દશામાં વિનાશનાં બીજ: પેશ્વાઇની પડતી. | |

સદાશિવરાવ અને વિશ્વાસરાવ બન્ને મરાયા. એ યુદ્ધને વિષે કોઈએ લખ્યું છે કે "બે મોતી ગુમ થયાં છે, સત્તાવીસ સોનાના સિક્કા ખોવાઈ ગયા, અને ચાંદીના અને તાંબાના સિક્કાઓનો તો હિસાબજ નથી." આ ઉપરથી તે ઘોર યુદ્ધમાં થએલી કતલનો અંદાજ આવી શકે છે.

**પરિણામઃ**—પાણીપતના યુદ્ધમાં થએલા પરાજયથી મરાઠી સત્તાને જીવલેણ ફટકો પડયો. ત્યાર પછી તેઓની સત્તા ધીમે ધીમે ક્ષીણ થતી ગઈ. વેરનો બદલો લઈ અબદલ્લી તો સ્વદેશ ચાલ્યો ગયો, પણ હિંદનાં હિંદુ-મુસલમાન રાજ્યોની પાયમાલી થઈ, એટલુંજ આ ભયંકર અને વિનાશકારક યુદ્ધનું પરિણામ આવ્યું. જ્યારે મરાઠાઓ અને અફઘાનો પાણીપતના યુદ્ધમાં રોકાએલા હતા ત્યારે તે તકનો લાભ ક્લાઇવે લીધો, અને બંગાળામાં બ્રિટિશ સત્તા સ્થાપવાની તે શરૂઆત કરવા લાગ્યો.

**પરાજયનાં કારણોઃ**—અત્યાર સુધીમાં મરાઠાઓ શિવાજી મહારાજની પદ્ધતિએ મેદાનમાં સામસામા આવીને લડતા નહોતા. તેઓ જ્યારે લાગ ફાવે ત્યારે ઓચિંતો છાપો મારતા અને સંતાઇ જતા અને દુશ્મનોનાં ગામો બાળતા. આવી રીતે તેઓ શત્રુઓને પજવતા અને થકવતા, પણ આ યુદ્ધમાં સદાશિવરાવે તેમ કરવાની ના પાડી. તેને પોતાનામાં આત્મવિશ્વાસ હતો. હોલકર અને ભરતપુરના રાજાઓ પોતાની લડવાની જુની રીત છોડવામાં અનુકૂળ ન થતાં તેઓ મરાઠા લશ્કર છોડી ચાલતા થયા. જો ભાઉએ દીર્ઘદષ્ટિ વાપરી હોત તો આવું પરિણામ આવત નહિ. મરાઠાઓ તેઓના પ્રદેશથી ઘણે દૂર નીકળી ગયા હતા, તેથી ખોરાક વગેરેનાં સાધનો પુરાં પાડવાનું કામ મુશ્કેલ થઈ પડતું, અને જે જે સાધનો પુરાં પાડવામાં આવતાં તે સાધનો દુશ્મનો વચ્ચેથી પડાવી લેતા. સૈન્યાધિપતિ ભાઉ પોતે બાહોશ હતો, પણ યુવાન હોઈ વ્યૂહરચના ગોઠવવાનો જોઇએ તેવો અનુભવ તેને નહોતો.

**ઉપસંહાર**—બાલાજી બાજીરાવના સમયમાં મરાઠા રાજ્ય અરબી સમુદ્રથી તે બંગાળાના ઉપસાગર સુધી, અને સિંધુથી તે છેક દક્ષિણ સુધી ફેલાયું હતું. વળી તેનાજ સમયમાં તેની સત્તાનો અંત આવ્યો. મરાઠા સૈન્યાધિપતિ સદાશિવરાવ ભાઉની દીર્ઘદષ્ટિની ખામીને લઇને પાણીપતના ઘોર યુદ્ધમાં ઇ. સ. ૧૭૬૧ માં

મરાઠાઓનો પરાજય થયો અને અફઘાનો ફાવ્યા. યુદ્ધનું પરિણામ એ આવ્યું કે મરાઠાઓની સત્તા ક્ષીણ થતી ગઈ, મુસલમાન સરદારો પણ શક્તિહીન બનતા ગયા, અને અંગ્રેજ સત્તાનો પાયો નંખાયો.

## પ્રશ્નો.

(૧) પાણીપતનું પાંચમું યુદ્ધ કયાં કારણોને લઇને થયું? એ યુદ્ધનું ટુંક વર્ણન આપો.

(૨) પાણીપતના યુદ્ધમાં મરાઠાઓનો પરાજય થયો તેનાં કારણો ગણાવો.

(૩) પહેલા ત્રણ પેશ્વાના વખતમાં મરેઠી સત્તા કેટલી વિસ્તાર પામી હતી?

(૪) ઇ. સ. ૧૬૪૬ થી ૧૭૬૧ સુધીનો મરાઠાનો ટુંક હેવાલ આપો.

---

# પ્રકરણ ૭ મું.

## પેશ્વાઇનો પુનરુદ્ધાર અને અધઃપતન.

( ઇ. સ. ૧૭૬૧ થી ઇ. સ. ૧૭૯૫ )

માધવરાવ ૧ લો.
પેશ્વાઇનો પુનરુદ્ધાર.
માધવરાવની ઇતિહાસમાં ગણના.
નારાયણરાવ અને માધવરાવ ૨ જો.
મરાઠા ૧ લો વિગ્રહ.
સાલબાઇનું તહનામું.
ટીપુ અને નિઝામ સાથે યુદ્ધ.
રાજ્યનો વિસ્તાર.
ઉપસંહાર.

**માધવરાવ ૧ લો**:—પાણીપતના યુદ્ધના માઠા સમાચાર સાંભળતાં બાલાજી બાજીરાવનો કાળ થયો. વડો કુંવર વિશ્વાસરાવ મરણ પામવાથી બીજો કુંવર માધવરાવ સત્તર વર્ષની વયે પેશ્વા થયો. તે પુખ્ત ઉમ્મરનો નહિ હોવાથી તેનો કાકો રાઘોબા તેની વતી રાજ્યકારભાર કરતો. તે જ્યારે ગાદીએ આવ્યો, ત્યારે હજુ મરેઠી રાજ્યને પાણીપતના પરાજયનો લાગેલો ઘા રૂઝાયો નહોતો; પણ માધવરાવ મહેનતુ અને ખંતીલો હતો, તેથી કેટલેક અંશે તેણે મરેઠી સત્તાનો પુનરુદ્ધાર કરવા મહેનત કરી.

**પેશ્વાઈનો પુનરુદ્ધારઃ—(૧) મ્હૈસુરની ચડાઇઃ**—ઇ. સ. ૧૭૬૦માં હૈદરઅલ્લી નામના મુસલમાન સરદારે મ્હૈસુરના હિંદુ રાજાને પદભ્રષ્ટ કરી ત્યાંનું રાજ્ય પડાવી લીધું હતું. વળી જ્યારે મરાઠાઓ પાણીપતના યુદ્ધમાં રોકાએલા હતા, ત્યારે તેણે તેઓનો કેટલોક મુલક પચાવી પાડયો હતો. આથી પેશ્વાએ મ્હૈસુર ઉપર ચડાઈ કરી હૈદરને હરાવ્યો, અને તેને ૩૨ લાખ રૂપીઆ આપવા ફરજ પાડી. છતાં હૈદરે પોતાનું વચન પાળ્યું નહિ, તેથી ફરીથી તેને પેશ્વાએ ચેરકુલી આગળ હરાવ્યો, ને ૩૨ લાખ રૂપીઆ આપવાની ફરજ પાડી.

**(૨) ઉત્તર હિંદુસ્તાન પર ચડાઇઃ**—ઇ. સ. ૧૭૬૯ માં હોલકર અને સિંધીઆનાં લશ્કરે ઉત્તર હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી. તેમણે રજપુતો અને જાટ લોકોને હરાવ્યા, અને ખંડણી આપવા ફરજ પાડી.

**(૩) રોહિલખંડ પર હલ્લોઃ**—ઇ. સ. ૧૭૭૧ માં મરાઠાઓએ રોહિલખંડ ઉપર હલ્લો કર્યો, દિલ્હી લઈ લીધું, અને શાહઆલમ ૨ જાને ગાદીએ બેસાડયો.

**માધવરાવની ઇતિહાસમાં ગણનાઃ**—પાણીપતના ઘોર યુદ્ધમાં મરેઠી સામ્રાજ્યનો વિનાશ થયો હતો. તેમાંથી પોતાની ખંત અને જાતમહેનતથી મ્હૈસુર અને ઉત્તર હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી તે પ્રદેશોના રાજાઓને ખંડણી આપવા ફરજ પાડી માધવરાવે તેનો પુનરુદ્ધાર કર્યો, અને તેટલા માટે તેની મહાન્ પેશ્વા તરીકે ગણના કરી શકાય. પરંતુ જો તે વધારે વખત જીવ્યો હોત, તો પેશ્વાઇને તેની અસલની સ્થિતિએ લાવી શકત; પણ તે કાળના મુખમાંથી બચી શકયો નહિ, અને અથાગ પરિશ્રમને પરિણામે તે ઇ. સ. ૧૭૭૨ માં દેવલોક પામ્યો. તેને હિંદુસ્તાનના "બ્લૅક પ્રિન્સ"*ની ઉપમા અપાય છે.

---

* બ્લૅક પ્રિન્સ ઇંગ્લાંડના રાજા ત્રીજા એડવર્ડનો પુત્ર હતો. તે કાળું બખ્તર પહેરતો હતો, તેથી બ્લૅક પ્રિન્સ કહેવાતો હતો. તેણે ફ્રાન્સ સાથેના લડાઇઓમાં મહાન્ વિજયો મેળવ્યા હતા.

**નારાયણરાવ અને માધવરાવ ૨ જોઃ—**માધવરાવ ૧લાના મૃત્યુ પછી તેનો ભાઈ નારાયણરાવ ગાદીએ બેઠો, પણ એક વરસ ગાદી પર રહ્યો ત્યાં તો તેનું ખૂન+ કરવામાં આવ્યું. તેના મૃત્યુ પછી ગાદીને માટે તકરાર થઈ. રાઘોબાએ ગાદી પચાવી પાડી. તેવામાં નારાયણરાવની સ્ત્રીને પુત્ર પ્રસવ્યો. તેનું નામ માધવરાવ ૨ જો હતું. વળી તેને સવાઈ માધવ-રાવ પણ કહેતા. બધા મરાઠા સરદારોએ તેનો પક્ષ લીધો, અને નાના ફડ-નવીસના મંત્રીપણા નીચે રાજ્યનું કારોબારી મંડળ સ્થપાયું. એથી કરીને બન્ને પક્ષની વચ્ચે યુદ્ધ થયું. એ યુદ્ધ મરાઠા ૧લો વિગ્રહ એ નામે ઓળખાય છે.

**મરાઠા ૧ લો વિગ્રહઃ** (ઇ. સ. ૧૭૭૧-૧૭૮૨)

**કારણોઃ—**રાઘોબા કે જે પેશ્વાની ગાદી પચાવી પડયો હતો, તેની અને સામા પક્ષની વચ્ચે ગાદીને માટે યુદ્ધ થયું. રાઘોબાએ અંગ્રેજોની મદદ માગી. મુંબઈ સરકારે રાઘોબાને મદદ આપવા ઠરાવ્યું, અને તેની સાથે સુરત મુકામે કરાર કર્યા. મુંબઈ સરકારથી રાજ્યવ્યવસ્થાના નિયામક કાયદા (રેગ્યુલેટિંગ એક્ટ) પ્રમાણે ગવર્નર જનરલની પરવાનગી સિવાય મદદ કરી શકાય નહિ, પણ મુંબઈ સરકાર હજી તે વાતથી અજ્ઞાત હતી, અથવા તેમાં કંપનિ સરકારનું હિત જળવાય એમ હતું, તેથી તેણે આ પગલું ભર્યું. કરાર પ્રમાણે રાઘોબાએ સાષ્ટી, વસઈ અને ગુજરાતનો થોડો ભાગ અંગ્રેજોને આપવા કબુલ કર્યું, ને તેના બદલામાં અંગ્રેજોએ તેને મદદ આપવા અને ગાદી અપાવવા કબુલ કર્યું.

**યુદ્ધનું વર્ણનઃ—**મુંબઇ સરકારના લશ્કરે યુદ્ધ શરૂ કર્યું, અને શરૂ-આતમાં થોડી ઘણી જીત મેળવી. દરમિઆન રાજ્યવ્યવસ્થાના કાયદા પ્રમાણે

+ રઘુનાથરાવ સર્વસત્તાધીશ હતો, બાહોશ ને મુત્સદ્દી હતો, છતાં સ્વાર્થાંધ બન્યો. પોતાની પત્ની આનંદીબાઇની શિખવણીને લીધે નારાયણરાવના ખૂનમાં તે સંમત થયો. આનંદીબાઇનો ઉદ્દેશ રઘુનાથરાવ પછી પોતાનો પુત્ર બાજીરાવ બીજો રાજા થાય એ હતો. એક નહિ તો બીજી રીતે અંતે બાજીરાવ બીજાને ગાદી મળી, પણ તેને શિરે છેલ્લા પેશ્વા તરીકેનું કલંક ચોંટયું. તેના વખતમાં પેશ્વાઇનો અંત આવ્યો.

બંગાળાનો ગવર્નર વોરન હેસ્ટિંગ્સ કે જે ગવર્નર જનરલ થયો હતો તેને આ વાતની ખબર પડી. તેણે મુંબઈ સરકારે રાઘોબા સાથે કરેલા કરાર રદ કરીને પુરંધર મુકામે નાનાફડનવીસ સાથે નવા કરાર કર્યા. આ કરાર મુજબ અંગ્રેજ સરકાર તેને મદદ કરે તેના બદલામાં પેશ્વાએ તેઓને માત્ર સાષ્ટી બેટ આપવાનો ઠરાવ હતો. આ પ્રમાણે વિચિત્ર સ્થિતિ થઈ, ત્યાં તો ઈંગ્લેંડથી કોર્ટ ઓફ ડાયરેકટર્સ તરફથી લખાણ આવ્યું, અને તેઓએ મુંબઈ સરકારે રાઘોબા સાથે સુરત મુકામે કરેલા કરાર માન્ય રાખ્યા. આથી મુંબઇ સરકાર જોરમાં આવી અને રાઘોબાને મદદ આપવાનું શરૂ કર્યું, પણ મુંબઇ સરકારનું લશ્કર ભયમાં આવી પડયું હતું, તેથી કરીને મુંબઈ સરકારને વારગામ મુકામે સલાહ કરવી પડી. એમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે અંગ્રેજોએ મરાઠાઓના લીધેલા મુલકો પાછા આપવા, અને રાઘોબાને સામા પક્ષને સોંપી દેવો. વોરન હેસ્ટિંગ્સને આ વાતની ખબર પડી, ત્યારે તેણે કર્નલ ગોડર્ડની સરદારી હેઠળ એક મોટું લશ્કર મોકલ્યું. ઇ. સ. ૧૭૮૦ માં કર્નલ ગોડર્ડે અમદાવાદ અને વસઈ લઇ લીધાં, અને ઇ. સ. ૧૭૮૨માં મરાઠાઓનો સંપૂર્ણ પરાજય થતાં સાલબાઈ મુકામે સંધિ થઇ.

**સાલબાઇનું તહનામું**:—(ઇ. સ. ૧૭૮૨) વિગ્રહને અંતે સાલબાઈ મુકામે મરાઠાઓ અને અંગ્રેજો વચ્ચે નીચે પ્રમાણે કોલકરાર થયાઃ—

(૧) સાષ્ટી બેટ અંગ્રેજોને આપવો.

(૨) રાઘોબાને વાર્ષિક ત્રણ લાખ રૂપીઆ પેન્શન આપવું.

(૩) હૈદરઅલ્લીએ જે પ્રદેશો અંગ્રેજો પાસેથી અને આર્કટના નવાબ પાસેથી લઈ લીધા હતા તે પાછા આપવા.

(૪) ભરૂચ સિંધીઆને આપવું.

(૫) વસઈ અને ગુજરાતનો થોડો મુલક પેશ્વાને પાછો આપવો.

(૬) માધવરાવ ૨ જાને પેશ્વા તરીકે કબુલ રાખવો.

**ટીપુ અને નિઝામ સાથે યુદ્ધ**:—માધવરાવ ૨ જાના વખતમાં મરાઠાઓને ટીપુ સાથે યુદ્ધ થયું, તેમાં ટીપુનો પરાજય થયો. પરિણામે ટીપુએ મરાઠાઓને ૪૫ લાખ રૂપીઆ આપ્યા ને થોડોક મુલક આપ્યો.

મરાઠાઓ નિઝામ પાસેથી ખંડણી લેતા અને તેના દેશમાંથી ચોથ ઉઘરાવતા હતા, પણ કેટલોક વખત થયાં નિઝામે ખંડણી આપી નહોતી. આથી મરાઠાઓએ નિઝામ ઉપર હલ્લો કર્યો. નિઝામે અંગ્રેજ સરકારની મદદ માગી, પણ અંગ્રેજ સરકારે તટસ્થ રહેવાની પદ્ધતિ ગ્રહણ કરી હતી તેથી મદદ કરવા ના પાડી. નિઝામ એકલો પડયો. આથી મરાઠાઓએ તેને કુર્દુ-લાની લડાઈમાં હરાવ્યો, અને તેને ખંડણી ભરવા ફરજ પાડી, ઇ. સ. ૧૭૯૫. કુર્દુલાનું યુદ્ધ મરેઠી રાજ્યોના એકસંપનો છેલ્લો પ્રસંગ હતો. એ પછી પેશ્વાની સરદારી નીચે કોઈ પણ વખત તમામ મરેઠી રાજ્યો એકત્ર થઈને લડયાં નથી. એવી એકસંપી જતાં દિવસે દિવસે તેમની સત્તા કેવી ક્ષીણ થતી ચાલી, તે તમને હવે પછી સમજાશે.

**રાજ્યનો વિસ્તારઃ**—દક્ષિણ અને ઉત્તરમાં મરાઠાઓને જય મળ્યો હતો, અને તેને પરિણામે મરાઠા રાજ્યની જમાવટ ફરીથી થઇ હતી. ઇ. સ. ૧૭૮૯ માં મહાદજી સિંધીઆએ આગ્રા અને દીલ્હીના પ્રાંતો જીતી લીધા. ઈ. સ. ૧૭૯૨ માં રજપુતોને તાબે કરવામાં આવ્યા હતા, અને તેઓને ખંડણી ભરવાની ફરજ પાડવામાં આવી હતી. મરાઠાઓએ અંગ્રે-જોને ટીપુની સામે થવામાં ત્રીજા મ્હૈસુર વિગ્રહમાં મદદ કરી હતી, તેથી તેના બદલામાં અંગ્રેજોએ તેઓને ટીપુના રાજ્યનો થોડો મુલક આપ્યો.

**ઉપસંહારઃ**—માધવરાવ ૧લાના વખતમાં મરેઠી રાજ્યનો થોડે ઘણે અંશે પુનરૂદ્ધાર થયો. તેણે મ્હૈસુર પર ચડાઈ કરી હૈદર અને ટીપુને હરાવ્યા, ને ઉત્તર હિંદુસ્તાન ઉપર ચડાઇ કરી રજપુતો અને જાટ લોકો પાસેથી ખંડણી ઉઘરાવી. તે ખંતીલો અને મહેનતુ હતો, તેથી તે હિંદુસ્તાનનો "બ્લૅક પ્રિન્સ" કહેવાયો. તેના મૃત્યુ પછી નારાયણરાવ ગાદીએ આવ્યો, પણ તેનું એક વરસમાં ખૂન કરવામાં આવ્યું. તેના મૃત્યુ પછી ગાદી માટે તકરાર થઇ. નાનાફડનવીસ વગેરે નારાયણરાવના પુત્ર માધવરાવ ૨ જાના પક્ષમાં હતા, અને કેટલાક રાઘોબાના પક્ષમાં હતા. બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ થયું. રાઘોબાએ અંગ્રેજોની મદદ માગીઃ સુરત મુકામે કોલકરાર થયા. મુંબઈ સરકારે રાઘોબાને મદદ કરવા વચન આપ્યું, પણ હિંદી સરકારે તે વાત કબુલ ન કરતાં માધવરાવ સાથે પુરંધરની સલાહ કરી. ઇંગ્લાંડમાં વસનારા કંપનિના ચાલકોએ સુરત મુકામે કરેલી સલાહ કાયમ રાખી. યુદ્ધ થયું, મરાઠાઓ હાર્યા, અને સાલબાઇ મુકામે સલાહ કરી. છેવટે સવાઇ માધવરાવ પેશ્વા થયો,

અને રાઘોબાને પેન્શન બાંધી આપ્યું. ત્યાર પછી મરાઠાઓએ ટીપુને હરાવ્યો ને ૪૫ લાખ રૂપીઆની ખંડણી લીધી. વળી તેઓએ નિઝામને પણ ક્રુર્દલાની લડાઇમાં હરાવ્યો. આમ પેશ્વાઈના પુનરુદ્ધાર માટેના પ્રયત્નોમાં સાથે સાથે અધઃપતનનાં ચિન્હો દૃષ્ટિગોચર થતાં જતાં હતાં. રાજ્યલોભે અને સત્તાલોભે ઘરઘરમાં પેઠેલો ઝઘડો એટલે સુધી વધી પડયો, કે એક પછી એક વિગ્રહો થયા, અને એને પરિણામે પેશ્વાઇનો અસ્ત થયો, જે તમે હવે પછી જોઈ શકશો.

## પ્રશ્નો.

(૧) માધવરાવ ૧ લો "હિંદુસ્તાનનો બ્લૅક પ્રિન્સ" શા માટે કહેવાયો? મરાઠા રાજ્યનો પુનરુદ્ધાર કરવાને તેણે શા ઉપાયો યોજ્યા?

(૨) મરાઠા ૧ લો વિગ્રહ થવાનું કારણ જણાવો. અંગ્રેજોને વચ્ચે શા માટે આવવું પડયું? તેમ કરવાથી તેમને શો લાભ થયો?

(૨) સાલબાઈના તહની મુખ્ય કલમો ગણાવો. દરેક કલમના પરિણામ વિષે તમારા પોતાના વિચારો દર્શાવો.

(૪) રઘુનાથરાવનો રાજ્યલોભ અને સત્તાલોભ મરેઠી રાજ્યને કેવી રીતે નુકસાનકારક નીવડયો?

---

# પ્રકરણ ૭ મું.

## પેશ્વાઇની પડતી.

## બાજીરાવ ૨ જો.

(ઇ. સ. ૧૭૯૬ થી ઇ. સ. ૧૮૧૮)

| | |
|---|---|
| બાજીરાવની કારકીર્દિ. | ચોથો મરાઠા વિગ્રહ. |
| વસઇના કોલકરારઃ પરિણામ. | મરાઠા રાજ્યની પડતીનાં કારણો. |
| બીજો મરાઠા વિગ્રહ. | નામાંકિત સરદારો. |
| ત્રીજો મરાઠા વિગ્રહ. | |

**બાજીરાવની કારકીર્દિઃ**--માધવરાવ ૨ જાના મૃત્યુ પછી રાઘોબાનો પુત્ર બાજીરાવ ૨ જો ગાદીએ આવ્યો. ગાદીએ આવ્યા પછી તરત તેણે નાનાફડનવીસને કેદ કર્યો; કારણ કે તે તેના પિતા રાઘોબાનો શત્રુ હતો.

તેનું પરિણામ એ આવ્યું કે મરાઠાઓમાં અંદર અંદર કલેશ ઉત્પન્ન થયો. પાછળથી નાનાફડનવીસને મુક્ત કર્યો, પણ તે ઇ.સ. ૧૮૦૦માં મૃત્યુ પામ્યો. તેના મૃત્યુ પછી મરાઠા રાજ્યમાં અંધાધુંધી ચાલી. દોલતરાવ સિંધીઆ અને જશવંતરાવ હોલકર બન્ને મહારાષ્ટ્ર ઉપર રાજ્ય કરવાની કોશીશ કરતા હતા. તેવામાં બાજીરાવે હોલકરના ભાઇને મારી નાખ્યો. તેનું વેર લેવા હોલકરે પેશ્વા સામે લડાઈ જાહેર કરી. દોલતરાવ સિંધીઆ પેશ્વાની મદદે આવ્યો, પણ જશવંતરાવ હોલકરે ઇ. સ. ૧૮૦૧ માં ઉજ્જન બાળ્યું, અને દોલતરાવને પુના આગળ હરાવ્યો. બાજીરાવ નાસીને અંગ્રેજોને શરણે ગયો, અને વસઈ મુકામે કરાર કર્યા.



બાજીરાવ બીજો.

વસઇના કોલકરારઃ—

(૧) બાજીરાવે માર્કિવસ વેલેસ્લીની સહાયકારી સૈન્યની યોજના (Subsidiary System) સ્વીકારી, અને સૈન્યના ખર્ચના બદલામાં પેશ્વાએ ૨૬ લાખ રૂપીઆ કંપનિ સરકારને આપવા કબુલ કર્યું.

(૨) બ્રિટિશ પ્રજા સિવાય બીજી કોઇ પણ પરદેશી પ્રજાને તેણે પોતાના રાજ્યમાં રહેવા દેવી નહિ.

(૩) પેશ્વાએ અંગ્રેજોને સુરત આપી દેવું, અને અંગ્રેજોને નિઝામ અને ગાયકવાડ સાથે મસલત કરવા રજા આપવી.

(૪) ઉપરની સરતોના બદલામાં કંપનિ સરકારે તેનું રક્ષણ કરવા કબુલાત આપી.

**પરિણામઃ**—પેશ્વાએ આ તહનામાથી પોતાની સ્વતંત્રતા ગુમાવી. બીજા મરાઠા સરદારોને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેઓ બહુ

ગુસ્સે થયા; કારણ કે તહનામું કરતી વખતે મરેઠી રાજ્યનીતિ પ્રમાણે બાજીરાવે તેમનો મત લીધો નહોતો, અને તેથી તેઓએ ધાર્યું કે હવે અંગ્રેજ સરકાર તેઓને આ ફાટફૂટનો લાભ લઈ હરાવશે અને તાબે કરશે. એથી તેઓએ વસઈની સરત કબુલ કરી નહિ.

**બીજો મરાઠા વિગ્રહ:**(ઇ. સ. ૧૮૦૨–૧૮૦૩)—સિંધીઆ અને હોલકર બન્નેનો ઈરાદો પેશ્વાને કાબુમાં લઈ મહારાષ્ટ્ર ઉપર રાજ્ય ચલાવવાનો હતો, પણ પેશ્વા કંપનિ સરકારને શરણે ગયો હતો તેથી તેઓ ફાવી શકયા નહિ, અને પેશ્વાએ અંગ્રેજ સરકાર સાથે કરેલા તહનામાને તેઓએ કબુલ રાખ્યું નહિ.

રઘુજી ભોંસલેની ઇચ્છા પણ પેશ્વા પર કાબુ મેળવવાની હતી, તેથી તેણે પણ વસઈના કોલકરાર નાકબુલ કર્યા, હોલકરને સિંધીઆ સાથે સલાહ કરવાનું કહ્યું, અને પોતે સિંધીઆના પક્ષમાં મળી ગયો.

દોલતરાવ સિંધીઆએ અને રઘુજી ભોંસલેએ નિઝામના રાજ્ય ઉપર હુમલો કર્યો. નિઝામ અંગ્રેજ સરકારનો મિત્ર હતો, તેથી વેલેસ્લીએ સિંધીઆ અને ભોંસલેને સૈન્ય પાછું બોલાવી લેવા કહ્યું; પણ તેઓએ તેનું કહ્યું માન્યું નહિ, તેથી લડાઇ શરૂ થઈ. જનરલ આર્થર વેલેસ્લીએ નિઝામના રાજ્ય ઉપર જે મરાઠા સૈન્ય ચડી આવ્યું હતું તેના પર હુમલો કર્યો, અને જનરલ લેઇકે સિંધીઆના મુલક પર ચઢાઇ કરી.

**યુદ્ધનું વર્ણન:**—ઇ. સ. ૧૮૦૨ માં જનરલ વેલેસ્લીએ ભોંસલે અને સિંધીઆને અસાઇની લડાઇમાં હરાવ્યા, અને ફરીથી ભોંસલેને આરગામ, બહેરામપુર, આસિરગઢ અને ગ્વાલિઅર આગળ હરાવ્યો. આથી કરીને ભોંસલેને ઇ. સ. ૧૮૦૩ માં દેવગામ મુકામે સલાહ કરવાની ફરજ પડી.

**દેવગામની સંધિ:**—આ સંધિ પ્રમાણે અંગ્રેજોને કટક અને બાલાસોર મળ્યા. વરાડનો થોડોક પ્રદેશ નિઝામને આપ્યો. બ્રિટિશ સિવાય બીજી કોઈ પણ યુરોપી પ્રજાને ભોંસલેએ પોતાના રાજ્યમાં રહેવા દેવી નહિ. નાગપુરમાં બ્રિટિશ પ્રતિનિધિ (રેસીડન્ટ) રાખવો.

**સિંધીઆ સાથે યુદ્ધ:**—ઉત્તર હિંદમાં જનરલ લેઈકે દોલતરાવ સિંધીઆ ઉપર ચડાઈ કરી, તેને ઇ. સ. ૧૮૦૨ માં લાસવારી મુકામે હરાવ્યો, અને અલીગઢ, દિલ્હી અને આગ્રા લઈ લીધાં. ગુજરાતમાં બ્રિટિશ લશ્કરે ચાંપાનેર અને ભરૂચ લઈ લીધાં. છેવટે દોલતરાવને 'સીરંજી અંજે ગામ' મુકામે સલાહ કરવાની જરૂર પડી.

**સિરંજી અંજે ગામની સંધિ:**—આ સલાહથી કંપનિ સરકારને ભરૂચ, બુંદેલખંડ અને ગંગા તથા યમુના નદી વચ્ચેનો પ્રદેશ મળ્યા, તથા જયપુર અને જોધપુરની ઉત્તરનો પ્રદેશ મળ્યો. વળી બ્રિટિશ પ્રજા સિવાય બીજી કોઇ પણ યુરોપી પ્રજાને સિંધીઆએ પોતાના રાજ્યમાં રહેવા દેવી નહિ. ઉપરાંત ગ્વાલિઅરમાં બ્રિટિશ પ્રતિનિધિ રાખવો. અહંમદનગર પેશ્વાને આપવું, અને રજપુતાના તથા માળવાના રજપુતોનું સ્વતંત્રપણું સ્વીકારવું એવું ઠરાવવામાં આવ્યું.

**પરિણામ:**—પેશ્વાની માફક સિંધીઆ તથા ભોંસલેને પણ વસઈનું તહનામું કબુલ કરવું પડ્યું, અને તેઓએ બ્રિટિશ સત્તાનું સર્વોપરિપણું સ્વીકાર્યું. પરંતુ તેઓ હજી પણ પોતાની ગએલી સત્તા પાછી મેળવવા યત્ન કરતા હતા.

**ત્રીજો મરાઠા વિગ્રહ:** (ઇ. સ. ૧૮૦૪–૫)

**કારણ:**—સિંધીઆ અને ભોંસલે બીજા મરાઠા વિગ્રહમાં હાર્યા હતા, પણ હોલકર હજી બળવાન હતો. તેણે માળવામાં જઈ રજપુતો પાસેથી ખંડણી ઉઘરાવી, તથા આસપાસના પ્રદેશોમાંથી ચોથ ઉઘરાવવી શરૂ કરી. માર્કિવસ વેલેસ્લીએ તેને તેમ ન કરવા સંદેશો મોકલ્યો, પણ હોલકરે તે ગણકાર્યું નહિ તેથી લડાઈ શરૂ થઇ.

**યુદ્ધનું વર્ણન:**—કંપનિ સરકારે એવી યોજના કરી કે જનરલ વેલેસ્લીએ હોલકરની ઉપર રજપુતાનામાં હલ્લો કરવો, અને કર્નલ મરેએ લેઈકને ગુજરાતમાંથી મદદ મોકલવી.

પહેલાં તો હોલકર વિજયી થયો. તેણે મથુરા લઈ લીધું અને દિલ્હીને ઘેરો ઘાલ્યો, પણ ઇ. સ. ૧૮૦૪ માં જનરલ લેઇકે તેને ફરૂકાબાદ પાસે હરાવ્યો. ભરતપુરનો રાજા અને સિંધીઆ હોલકરની કુમકે આવ્યા. લેઇકે

ભરતપુરના કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ તે જીતવામાં ફતેહમંદ થયો નહિ. દરમિઆન ભરતપુરના રાજાએ સલાહ કરી, અને ૨૦ લાખ રૂપીઆ આપવા ઠરાવ્યું. કર્નલ મરેએ હોલકરની રાજ્યધાની ઈંદોર લઈ લીધું; પણ લૉર્ડ વેલેસ્લીને ઈંગ્લેન્ડ બોલાવી લેવામાં આવ્યો, અને સર જ્યોર્જ બાર્લોને ગવર્નર જનરલ તરીકે નીમવામાં આવ્યો. તેને તટસ્થ રહેવાની પદ્ધતિ ગ્રહણ કરવાની કંપનિના વ્યવસ્થાપકો તરફથી સૂચના આપવામાં આવી હતી, તેથી તેણે હોલકર સાથે સલાહ કરી.

તે સલાહ મુજબ હોલકરના જીતેલા મુલકો પાછા આપ્યા. આથી કરીને કંપનિ સરકારે હાથમાં આવેલો વિજય ગુમાવ્યો, અને રજપુતોને પાછું હોલકરના હાથ નીચે રહેવું પડ્યું. તેણે સિંધીઆ સાથે સલાહ કરી તેને ગ્વાલિઅર પાછું આપ્યું.

**ચોથો મરાઠા વિગ્રહ:** ( ઇ. સ. ૧૮૧૬–૧૮ )

**યુદ્ધનાં કારણો:—**(૧) પિંઢારા જાતના લુટારૂઓ હોલકર તથા સિંધીઆના મુલકમાં રહેતા હતા. તેઓને નાબુદ કરવાને કંપનિ સરકારનો ઈરાદો હતો. કંપનિ સરકારે આ કામમાં મરાઠાઓની મદદ માગી, પણ તેઓએ મદદ આપી નહિ.

(૨) બાજીરાવ બીજો વસઈના તહનામાના કોલકરારમાંથી મુક્ત થવા માગતો હતો, તેથી તેના પ્રધાન ત્ર્યંબકજી ડેંગલેએ મલ્હારરાવ હોલકર, આપા-સાહેબ ભોંસલે, અને દોલતરાવ સિંધીઆની મદદ માગી, અને મરાઠા સત્તાની પુનઃ સ્થાપના કરવાનો વિચાર કર્યો. ગાયકવાડનો પ્રતિનિધિ ગંગાધર શાસ્ત્રી કંઈ કામ સારૂ પુને ગયો હતો, ત્યાં ત્ર્યંબકજીની ઉશ્કેરણીથી તેનું ખૂન કરવામાં આવ્યું. આથી કરીને મુંબઈના ગવર્નર એલ્ફિન્સ્ટને ત્ર્યંબકજીને સોંપી દેવા પેશ્વાને કહ્યું. ત્ર્યંબકજીને થાણામાં કેદ કરવામાં આવ્યો, પણ પાછળથી તે નાસી ગયો. પેશ્વાને પુના મુકામે સલાહ કરવા ફરજ પડી. તે પ્રમાણે અહંમદનગર અને કોંકણનો મુલક અંગ્રેજ સરકારને આપવા, ત્ર્યંબકજીને સોંપી દેવા, અને વસઈના તહનામાની સરતો પ્રમાણે ચાલવા પેશ્વાએ કબુલ કર્યું; પણ પેશ્વાએ પાછી આ સલાહ માન્ય કરી નહિ તેથી યુદ્ધ થયું.

(૩) ઇ. સ. ૧૮૧૬ માં રઘુજી ભોંસલે ગુજરી ગયો. તેનો પુત્ર નાનો હોવાથી વરાડના રાજા આપાસાહેબને તે પુત્ર ઉંમરલાયક થાય ત્યાં સુધી રાજ્ય સોંપ્યું; પણ આપાસાહેબે તે બાળ રાજાનું ખૂન કર્યું ને પોતે રાજા થઈ બેઠો. વળી તેણે કંપનિ સરકારની સામે થવા માટે બાજીરાવ બીજા સાથે કાવતરૂં કર્યું.

(૪) ઇ. સ. ૧૮૧૧ માં જશવંતરાવ હોલકરના મૃત્યુ પછી તેનો પુત્ર મલ્હારરાવ હોલકર ગાદીએ બેઠો. ઈંદોરની રાજ્યકારોબારી સભા જે બ્રિટિશની વિરુદ્ધ હતી, તેણે બાજીરાવ સાથે અંગ્રેજો વિરુદ્ધ કાવતરૂં રચ્યું.

**યુદ્ધનું વર્ણનઃ**—એલ્ફિન્સ્ટન લશ્કર એકઠું કરી ખડકી ગયો, તેવામાં પેશ્વાએ તેના ઉપર ચડાઈ કરી; પણ તેમાં પેશ્વા હાર્યો, ને ઇ. સ. ૧૮૧૮ માં બ્રિટિશને શરણે આવ્યો.

આપાસાહેબે સીતાબલ્દી મુકામે બ્રિટિશ પ્રતિનિધિ જેન્કિન્સ ઉપર હલ્લો કર્યો, પણ તેની સઘળી મહેનત ધૂળમાં મળી. છેવટે તે નાગપુર મુકામે સખત હાર્યો. હોલકર પેશ્વાને મદદ કરવા આવતો હતો, ત્યાં તો તેનું લશ્કર મહીદપુર પાસે હાર્યું. આસિરગઢ ઇ. સ. ૧૮૧૯ માં કંપનિ સરકારે લઈ લીધું.

**પરિણામઃ**—બાજીરાવ પેશ્વાને કંપનિ સરકારે પદભ્રષ્ટ કર્યો. તેને વરસે આઠ લાખ રૂપીઆનું પેન્શન બાંધી આપવામાં આવ્યું, અને તેનો મુલક બ્રિટિશ સંસ્થાનો સાથે જોડી દેવામાં આવ્યો. ભોંસલે કુટુંબના એક વારસને નાગપુરની ગાદી પર બેસાડવામાં આવ્યો, પણ તે એવી સરતે કે તેણે અંગ્રેજ સરકારને સર્વોપરિ માનવા. હોલકર અને સિંધીઆએ પણ તેજ પ્રમાણે કબુલ કર્યું, અને આમ મરાઠાના સ્વાતંત્ર્યનો નાશ થયો.

**મરાઠા રાજ્યની પડતીનાં કારણોઃ**—(૧) ઇ. સ. ૧૭૬૧ ના પાણીપતના યુદ્ધમાં પેશ્વાની હાર થઈ, અને મરાઠા રાજ્યના ફાંટા પડયા.

(૨) દરેક મરાઠા સરદાર સ્વતંત્ર થવા ઇચ્છતો હતો, અને પોતાનું જુદું રાજ્ય સ્થાપવાનો ઇરાદો ધરાવતો હતો. આથી કરીને સ્વાર્થને અંગે તેઓએ સામ્રાજ્યની એકતા ઉપર પુરતું લક્ષ આપ્યું નહિ, અને સંપ જાળવવાને બદલે કુસંપનાં બી નંખાયાં.

(૩) પેશ્વા બ્રિટિશને શરણે ગયો. આથી કરીને મરાઠા અને અંગ્રેજોની વચ્ચે યુદ્ધ થયાં, અને પરિણામે પેશ્વા, ભોંસલે, સિંધીઆ અને હોલકરે પોત-પોતાની સ્વતંત્રતા ખોઇ, અને બ્રિટિશ સત્તાને સર્વોપરિ માનવાની તેઓને ફરજ પડી. વળી તેમાં પેશ્વાઇનો તો અંતજ આવ્યો.

(૪) મરાઠાઓનું લશ્કર શિવાજીના વખતમાં જેવું જોરવાળું હતું અને દાવપેચથી કામ લેતું હતું, તેવું પેશ્વાના વખતમાં નહોતું. દિવસે દિવસે લશ્કરનું શૌર્ય ક્ષીણ થતું જતું હતું, અને જુની પદ્ધતિ અનુસરવામાં હીણપત આવે એમ મનાતું હતું.

(૫) મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજી છત્રપતિએ રાજ્યનીતિના જે મહાન્ સિદ્ધાંતો સ્થાપ્યા હતા, તેમનો એક પછી એક ભંગ થયો. આથી સામ્રાજ્યના પાયામાં સડો પેઠો. ખુલ્લા મેદાનમાં શત્રુઓ સામે લડવાને બદલે દાવપેચથી તેમને હંફાવવા, તકનો લાભ લેવો અને તેમને રંજાડવા, એનો ત્યાગ કરવામાં આવ્યો. એને બદલે ખુલ્લા મેદાનમાં સામે મોંઢે લડ-વાની પદ્ધતિ દાખલ કરવામાં આવી. યુવાન, ઉન્મત્ત અને ઉચ્છૃંખલ સેનાપતિઓએ વૃદ્ધ સરદારોની શિખામણની અવગણના કરવા માંડી. પરિ-ણામે કેટલેક સ્થળે જય મળ્યા, પણ અંતે પાણીપતના યુદ્ધમાં જીવલેણ ફટકો પડયો.

(૬) પેશ્વાઇનો હક વંશપરંપરા કરી આપવામાં શાહુ રાજાએ કરેલી ભૂલનું પણ વિનાશકારક પરિણામ આવ્યું. જો કે પેશ્વાઈ અમલમાં બળ-વાન સરદારો, ઉત્તમ રાજ્યનીતિજ્ઞ પુરુષો અને સત્તાધીશ રાજ્યકર્તાઓ થયા ખરા, પણ સ્વાર્થ અને સત્તાલોભે કરીને વંશના વિનાશનાં બી રોપાતાં વાર લાગી નહિ, અને અણધાર્યા અલ્પ સમયમાં પેશ્વાઈનો ને સાથે સાથે મરેઠી સત્તાનો અંત આવ્યો.

**નામાંકિત સરદારોઃ—**

(૧) **મહાદજી સિંધીઆઃ**—તે રાણોજી સિંધીઆનો પુત્ર હતો. રાણો-જીની સ્થિતિ ગરીબ હતી અને તેને પેશ્વાનાં ઉપાન (જોડા) ઉંચકવા રાખેલો હતો, પણ છેવટે તે એક રાજ્યકુટુંબનો સ્થાપનાર થયો. ઇ. સ. ૧૭૬૧

ના પાણીપતના યુદ્ધમાં મહાદજી હાજર હતો, અને યુદ્ધમાંથી નાસી જવા પામ્યો હતો. માધવરાવ ૧લાના સમયમાં તે બહાદુર સરદાર ગણાવા લાગ્યો. તેણે દિલ્હી લઈ લીધું, અને શાહઆલમને ગાદીએ બેસાડયો. માધવરાવ બીજાના વખતમાં તેની સત્તા ઘણીજ વધી હતી, અને અંગ્રેજ સરકાર સાથે થએલા સાલબાઇના કોલકરાર કરાવવામાં તેનોજ હાથ હતો. વોરન હેસ્ટિંગ્સ જેવો ગવર્નર જનરલ પણ તેની સાથે લડવા હિંમત ધરી શકતો નહોતો. તે ઇ. સ. ૧૭૯૪માં મૃત્યુ પામ્યો.

(૨) **રાઘોબાઃ**—તે બાજીરાવ ૧ લાનો પુત્ર હતો. તે બહાદુર યોદ્ધા તરીકે પ્રસિદ્ધ હતો. તેણે પંજાબ પર ચડાઈ કરી લાહોર જીતી લીધું, અને તેને લઇને પાણીપતના યુદ્ધનો મહાન્ પરાજય વહોરી લીધો, તેમજ મરાઠી સત્તાના વિધ્વંસનું કારણ બન્યો. બાલાજીરાવના મૃત્યુ પછી માધવરાવ ૧ લો બાળક હતો, તેથી તેની વતી રાજ્ય ચલાવવા લાગ્યો. ૧ લા મરાઠા વિગ્રહમાં તેણે અંગ્રેજ સરકાર સાથે સુરત મુકામે સલાહ કરીને સાષ્ટી અને વસઈ તેઓને આપવા ઠરાવ્યું. વારગામના કરાર પ્રમાણે અંગ્રેજ સરકારને રાઘોબા શત્રુને સોંપી દેવાની ફરજ પડી હતી, પણ તે પહેલાં રાઘોબાએ મહાદજીશિંદેનું શરણુ લીધું હતું. છેવટે સાલબાઇના કોલકરાર પ્રમાણે તેને ત્રણ લાખ રૂપીઆનું વાર્ષિક પેન્શન આપવામાં આવ્યું.

(૩) **નાનાફડનવીસઃ**—જ્યારે માધવરાવ બીજો બાળ વયનો હતો, ત્યારે તે તેની વતી રાજ્યકારભાર ચલાવતો, અને માધવરાવ તો માત્ર નામનોજ પેશ્વા કહેવાતો. તે રાઘોબાનો કટ્ટો શત્રુ હતો. જ્યારે રાઘોબાએ અંગ્રેજ સરકાર સાથે સુરતનું તહનામું કર્યું, ત્યારે નાનાફડનવીસે કલકત્તા સરકાર સાથે પુરંધરનું તહનામું કર્યું, અને રાઘોબાને પાછો પાડયો. વળી તેણે મુંબઇ સરકાર સાથે વારગામના કરાર કર્યા. સાલબાઇના કરાર પ્રમાણે માધવરાવને પેશ્વા તરીકે કબુલ રાખ્યો ને રાઘોબાને પેન્શન આપ્યું, તેથી તેમાં પણ તે ફતેહ પામ્યો; પણ તે માધવરાવ પર એટલો બધો દાબ રાખતો, કે માધવરાવે તેનાથી કંટાળી આત્મઘાત કર્યો. માધવરાવ પછી રાઘોબાનો પુત્ર બાજીરાવ બીજો પેશ્વા થયો. તેણે વેર લેવા નાનાફડનવીસને કેદ કર્યો. થોડા સમય પછી તેને મુક્ત કરવામાં આવ્યો અને પ્રધાન

બનાવવામાં આવ્યો, પણ મરેઠી સામ્રાજ્યના પાયાને તે દઢ કરી શક્યો નહિ. તે ઈ. સ. ૧૮૦૦ માં મૃત્યુ પામ્યો.

મરેઠી રાજ્યમાં નાનો એક છેલ્લો મહાપુરુષ હતો. તેની કારકીર્દિમાં તેણે એક નહિ તો બીજે ઉપાયે મરેઠી સત્તાની સ્વતંત્રતા જાળવવા અથાગ મહેનત લીધી હતી. તે એક કુશળ રાજદ્વારી પુરુષ હતો, અને મરાઠાઓની અંદર સંપ રાખી શકતો હતો. તેની શક્તિને લીધેજ મરાઠાઓ નિઝામની સાથે યુદ્ધ કરવામાં એકત્ર થયા. તેના મૃત્યુ પછી મરાઠાઓમાં કુસંપ પેઠો, એટલે પેશ્વાઈ ડોલી ઊઠી, અને મરાઠાઓના વિધ્વંસની શરૂઆત થઈ. અંતે તેનો અંત આવ્યો.

પ્રશ્નો.

(૧) વસઈનું તહનામું મરાઠાઓના વિનાશનું કારણ કેવી રીતે બન્યું તે સમજાવો.

(૨) જશવંતરાવ હોલકર, મહાદજી સિંધીઆ, રાઘોબા, અને નાના-ફડનવીસ વિષે ટુંકી હકીકત લખો.

(૩) છેલ્લાં ત્રણ મરાઠા યુદ્ધોનું વર્ણન કરો.
આ યુદ્ધોથી ક્રમે ક્રમે પેશ્વાઈ નબળી થતી ગઈ એ સમજાવો.

(૪) મરાઠા રાજ્યની પડતીનાં કારણો આપો.

---

## જાણવા જોગ તવારીખ.

૧૬૨૭ મરાઠા રાજ્યસ્થાપક શિવાજીનો જન્મ.
૧૬૭૪ રાયગઢમાં શિવાજીનો રાજ્યાભિષેક. ૧૬૮૦ શિવાજીનું મરણ.
૧૬૮૯ સંભાજીનું મરણ: રાજારામ ગાદીએ આવ્યો.
૧૭૦૦ જીંજીગઢ પર ઔરંગઝેબની ચડાઈ. રાજારામનું મરણ.
૧૭૦૮ શાહુનો છૂટકારો: શાહુનું સતારા આવવું.
મરાઠા રાજ્યની બે શાખાઃ (૧) સતારા. (૨) કોલ્હાપુર.
૧૭૨૦ બાલાજી વિશ્વનાથનું મરણ: બાજીરાવ પેશ્વાપદે.
૧૭૪૦ બાજીરાવનું મરણ.
૧૭૫૧ રાઘોબાએ અટક આગળ શિવાજીનો ભગવો ઝુંડો ફરકાવ્યો.

૧૭૬૦ ઉદગીરનું યુદ્ધ; સદાશિવરાવ ભાઉએ નિઝામને હરાવ્યો.
૧૭૬૧ પાણીપતનું છેલ્લું યુદ્ધઃ શાહ દુરાનીએ મરાઠાઓને હરાવ્યા.
બાલાજી બાજીરાવનું મરણ. માધવરાવ પેશ્વા ગાદીએ બેઠો.
૧૭૬૯ ચેરકુલીનું યુદ્ધઃ માધવરાવે હૈદરને હરાવ્યો.
૧૭૭૨ માધવરાવનું મરણ. ૧૭૭૩ નારાયણરાવનું ખૂન.
૧૭૭૧–૮૨ પહેલો મરાઠા વિગ્રહ.
૧૭૭૫ રાઘોબા સાથે સુરત મુકામે મુંબઈ સરકારના કરાર.
૧૭૭૬ ગ૦ જ૦ વોરન હેસ્ટિંગ્સના પેશ્વા સાથે પુરંધર મુકામે કરાર.
૧૭૮૨ સાલબાઈનું તહનામું. ૧૭૯૪ મહાદજી સિંધીઆનું મરણ.
૧૭૯૫ કુર્દલાનું યુદ્ધઃ એકત્ર મરાઠી સૈન્યોએ નિઝામને હરાવ્યો.
૧૭૯૫ સવાઈ માધવરાવની આત્મહત્યા. ૧૮૦૦ નાનાફડનવીસનું મરણ.
૧૮૦૨ બાજીરાવ બીજો અંગ્રેજોને શરણે ગયો. વસઈના કરાર.
૧૮૦૩–૪ બીજો મરાઠા વિગ્રહઃ સિંધીઆ તથા ભોંસલે સાથે.
૧૮૦૩ અસાઈનું યુદ્ધઃ જનરલ વેલેસ્લિએ સિંધીઆ અને ભોંસલેને હરાવ્યા.
લાસવારીનું યુદ્ધ.
દેવગામની સંધિઃ ભોંસલે સાથે કરાર.
સિરંજી અંજે ગામની સંધિઃ સિંધીઆ સાથે કરાર.
૧૮૦૪ ત્રીજો મરાઠા વિગ્રહઃ હોલકર સાથે.
૧૮૦૪ ફરૂકાબાદનું યુદ્ધઃ જનરલ લેઈકે હોલકરને હરાવ્યો.
૧૮૧૧ જશવંતરાવ હોલકરનું મરણ. ૧૮૧૬ રઘુજી ભોંસલેનું મરણ.
૧૮૧૭–૧૮ ચોથો મરાઠા વિગ્રહ.
૧૮૧૮ ખડકીનું યુદ્ધઃ એલ્ફિન્સ્ટને બાજીરાવ બીજાને હરાવ્યો.
સીતાબલ્દીનું યુદ્ધઃ નાગપુરના લશ્કરની હાર.
મહીદપુરનું યુદ્ધઃ હોલકરના સરદારોની હાર.
કોરેગામનું યુદ્ધઃ પેશ્વાની હાર. બાજીરાવ પેશ્વાને પદભ્રષ્ટ કર્યો.
પેશ્વાનો મુલક ખાલસા થયો. બાજીરાવ પેશ્વાને પેન્શન બાંધી આપ્યું.

## રાજ્યકર્તાઓની પરંપરા.

## મ્હૈસુર રાજ્યઃ વિજયનગરના હિંદુ રાજ્યનો ભાગ.

( ઇ. સ. ૧૫૬૫ સુધી )

ઇ. સ. ૧૫૬૫: વિજયનગરનું હિંદુ રાજ્ય તૂટયું.

**મ્હૈસુરમાં વોડિયાર રાજ્યની સ્થાપના.**

ઇ. સ. ૧૭૬૦

[ મ્હૈસુર નરેશ ] કૃષ્ણરાજ: નંદરાજ [ દિવાન ]

( રાજા પદભ્રષ્ટ ) ( દિવાન કારાવાસમાં )

**( મ્હૈસુરમાં મુસલમાની અમલ )**

**હૈદરઅલ્લી.**

ઇ. સ. ૧૭૬૧–૧૭૮૨

**ટીપુ સુલતાન.**

ઇ. સ. ૧૭૮૨–૧૭૯૯

**મ્હૈસુરમાં પુન: હિંદુ રાજા: ઇ. સ. ૧૭૯૯**

[ બાળકુંવર: ૧૮૦૦–૧૮૧૦ ] કૃષ્ણ રાજા: [ ઇ. સ. ૧૮૧૧–૧૮૩૦ ]

[ કૃષ્ણ રાજા પદભ્રષ્ટ ] ઇ. સ. ૧૮૩૦ [ મ્હૈસુરમાં કમિશન ]

**કમિશનથી વહીવટ: ઇ. સ. ૧૮૩૦–૮૦**

કમિશનનો અંત: ઇ. સ. ૧૮૮૧: **ચામરાજેન્દ્ર.**

**કૃષ્ણરાજેન્દ્ર (હાલના મ્હૈસુરનરેશ)**

# પ્રકરણ ૧ લું.

## હૈદરઅલ્લી.

( જીવન-સમય: ઇ. સ. ૧૭૦૨-૮૨ )

| | |
|---|---|
| મ્હૈસુરનું હિંદુ રાજ્ય. | મ્હૈસુરનો ૧ લો વિગ્રહ. |
| હૈદરઅલ્લીઃ લુટારામાંથી સુલતાન. | મ્હૈસુરનો ૨ જો વિગ્રહ. |

**મ્હૈસુરનું હિંદુ રાજ્ય**:—અસલના વખતમાં એટલે કે મધ્ય યુગમાં મ્હૈસુર એ વિજયનગરના હિંદુ રાજ્યનો એક ભાગ હતું; પણ જ્યારે ઇ. સ. ૧૫૬૫ માં તે રાજ્યનો નાશ થયો, ત્યારે મ્હૈસુરનું રાજ્ય એક બીજા વંશના હિંદુ રાજાને હાથ ગયું. તે પછી લગભગ ૧૮મા સૈકાના મધ્ય કાળ સુધી મ્હૈસુર ઉપર હિંદુ રાજાઓએ રાજ્ય કર્યું, પણ વખત જતાં કેટલાક રાજાઓ નબળા આવતા ગયા, અને છેવટની અંધાધુંધીનો લાભ લઈ હૈદરઅલ્લી નામનો મુસલમાન સરદાર તે રાજ્યનો ધણી થઈ બેઠો, એટલે કે મ્હૈસુરનો સુલતાન થયો.



હૈદરઅલ્લી.

**હૈદરઅલ્લી**:—હૈદર ઇ. સ. ૧૭૦૨ માં જન્મ્યો હતો, અને શરૂઆતમાં લૂટફાટનો ધંધો કરતો હતો. ત્યાર બાદ પોતાની બહાદુરી અને હોશિયારીથી તેણે મ્હૈસુરના હિંદુ રાજ્યમાં લશ્કરના સૈનિકની જગા મેળવી, અને ધીમે ધીમે પોતે એટલી બધી ચડતીમાં આવ્યો, કે તેને લશ્કરના ઉપરી અમલદારની જગા મળી. આમ લશ્કરનો કાબુ પોતાને હસ્તક આવતાં તેણે રાજ્યમાં ચાલતી અંધાધુંધીનો લાભ લીધો. તેણે યુવાન રાજા અને વૃદ્ધ પ્રધાન વચ્ચે ખટપટ ઉભી કરાવી, અને પરિણામે રાજાને કેદ કરી તે રાજ્યનો

ધણી થઇ બેઠો. ગાદીએ આવ્યા પછી તેણે રાજ્યનો વિસ્તાર વધારવા માંડયો. તેણે બેદર જીતી લીધું. પરંતુ માધવરાવ પેશ્વા સાથે તેને યુદ્ધ કરવાની ફરજ પડી, તેમાં તે હાર્યો અને મરાઠાઓને ૩૨ લાખ રૂપીઆ આપવાના ઠરાવી સલાહ કરી.

**મ્હૈસુરનો ૧ લો વિગ્રહ:** ( ઇ. સ. ૧૭૬૭–૧૭૬૯ )

**કારણો:**—હૈદરે મ્હૈસુરની આસપાસના મરાઠા અને નિઝામના પ્રદેશો ઉપર ચડાઈ કરી. વળી તે કંપનિ સરકારની વિરુદ્ધ ફ્રેંચો સાથે ખાનગી મસલત ચલાવતો હતો, તેથી મરાઠા, નિઝામ અને કંપનિ સરકારે મળી તેના ઉપર ચડાઈ કરી.

**યુદ્ધવર્ણન:**—હૈદર ત્રણે દુશ્મનો સાથે એકી વખતે ઝંપલાવે એવો નહોતો. તેણે મરાઠા અને નિઝામને દ્રવ્ય આપી ફોડયા, તેથી સામા પક્ષમાં અંગ્રેજો એકલાજ રહ્યા. પછી હૈદરે ચંગામ આગળ કર્નલ સ્મિથ ઉપર હલ્લો કર્યો, પણ તેને પાછા હઠવું પડયું, અને ત્રિંકોમાલી આગળ તો તેનો પરાજય થયો. આમ હૈદરની હાર થતાં નિઝામને પાછી અંગ્રેજોની બીક લાગી. તે હૈદરના પક્ષમાંથી ખસી ગયો, અને તેણે ઉત્તર સરકારનો પ્રાંત અંગ્રેજોને આપ્યો. ત્યાર બાદ હૈદરે સ્મિથ ઉપર અંબુર મુકામે હલ્લો કર્યો, પણ તેને પાછા હઠવું પડયું. હૈદરે પાછું યુદ્ધ કર્યું તેમાં થોડો ઘણો વિજય મેળવ્યો, અંગ્રેજોને બેંગલોર આગળ હરાવ્યા, અને મદ્રાસને ઘેરો ઘાલ્યો. આવી ઉપરા ઉપરી ચડાઈઓને લીધે મદ્રાસના ગવર્નરે ગભરાઇને સલાહ કરી.

**મદ્રાસની સલાહ:**—મદ્રાસના તહમાં કંઇ મહત્વની વાત નહોતી. માત્ર એમ ઠરાવવામાં આવ્યું, કે બન્ને પક્ષે એક બીજાના જીતેલા મુલક પાછા આપવા, અને યુદ્ધમાં એક બીજાને મદદ કરવી.

**મ્હૈસુરનો ૨ જો વિગ્રહ:** ( ઇ. સ. ૧૭૮૦–૧૭૮૪ )

**કારણો:**—મદ્રાસની સુલેહ થયા પછી મરાઠા અને હૈદર વચ્ચે યુદ્ધ થયું. ઇ. સ. ૧૭૬૯ માં માધવરાવ ૧ લાએ હૈદરને હરાવી ૩૨ લાખ રૂપીઆ આપવા ફરજ પાડી, પણ હૈદરે ખંડણી આપતાં વખત લગાડયો, તેથી મરાઠાઓએ તેને ચેરકુલી આગળ હરાવ્યો.

મદ્રાસની સલાહ પ્રમાણે હૈદરે મરાઠા સાથે લડવામાં કંપનિ સરકારની મદદ માગી, પણ જેવી રીતે હૈદરને મદદ કરવા અંગ્રેજોએ વચન આપ્યું હતું, તેવી રીતે મરેઠાને પણ મદદ કરવી એ તેઓની ફરજ હતી; કારણ કે મરાઠાઓની સાથે પણ તેવીજ સલાહ કરવામાં આવી હતી. આવું ધર્મ-સંકટ આવતાં અંગ્રેજ સરકારે હૈદરને મદદ આપવા ના પાડી, તેથી મરાઠા-ઓએ હૈદરને હરાવ્યો, અને ખંડણીની મોટી રકમ ભરવા ફરજ પાડી.

હૈદર હવે અંગ્રેજો ઉપર વેર લેવાની રાહ જોઈ રહ્યો હતો. તેવામાં એક પ્રસંગ ઉભો થયો, અને તે એ કે યુરોપમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે લડાઈ સળગી હતી. આથી ઈંગ્લાંડથી મળેલી સૂચના પ્રમાણે હેસ્ટિંગ્સે મલબાર કાંઠે આવેલું માહી નામનું ફ્રેંચ બંદર જીતી લીધું. હૈદરને તે રૂચ્યું નહિ; કારણ કે તે બંદરેથીજ તેને ફ્રેંચો તરફથી જોઈતી મદદ મળતી હતી. આથી છેવટે તેણે નિઝામ અને મરાઠાને પોતાના પક્ષમાં લઇ અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો.

**યુદ્ધવર્ણનઃ**— ઇ. સ. ૧૭૮૦ માં હૈદરે ચંગામ થઇને કર્ણાટક ઉપર હલ્લો કર્યો, અને કાંજેવરમ લઈ લીધું. ટીપુએ પોલીલોર આગળ કર્નલ બેલી-ની સરદારી હેઠળના બ્રિટિશ લશ્કરને હરાવ્યું; ઉપરાંત હૈદરે વેલોર કબજે કર્યું. હેસ્ટિંગ્સને હવે મદ્રાસની સ્થિતિનું ભાન થયું. તેણે યુક્તિપ્રયુક્તિથી નિઝામને ગંતુર આપી પોતાના પક્ષમાં લીધો, અને વરાડના ભોંસલેને સમજાવી બંગાળાનો પણ બચાવ કર્યો. તેણે એક લશ્કર સર આયર કૂટની સરદારી નીચે જળમાર્ગે મોકલ્યું, અને બીજું કર્નલ પીઅર્સની સરદારી નીચે જમીનમાર્ગે મોકલ્યું.

ઇ. સ. ૧૭૮૧ માં સર આયર કૂટે હૈદરને પોર્ટોનોવો આગળ હરાવ્યો, અને કર્નલ પીઅર્સે પણ તેને પોલીલોર, શોલીંગર અને તેલીચેરી પાસે હરાવ્યો. હૈદરે ફ્રેંચ લશ્કરની મદદ માગી, પણ ઇ. સ. ૧૭૮૨ માં આર્ની આગળ હાર્યો, અને તેજ વર્ષે તે મરણ પામ્યો.

વળી તેજ વર્ષે અંગ્રેજ સરકારે મરાઠાઓ સાથે સાલબાઇની સલાહ કરી, તેથી મરાઠાઓ પણ હૈદરના પક્ષમાંથી ખસી ગયા. આથી કરી ટીપુ

વિચારમાં પડયો, કે વિગ્રહ જારી રાખવો કે સલાહ કરવી. પ્રથમ વિચારે તો તેણે યુદ્ધ જારી રાખ્યું, અને ઇ. સ. ૧૭૮૩માં બેદનૂર અને માંગલોરની લડાઈઓમાં ટીપુએ જીત મેળવી. પરંતુ બ્રિટિશ લોકોએ ડીંડીગલ, પાલઘાટ અને કોઇમ્બતુર લીધાં. દરમિઆન સર આયર કૂટ મરી ગયો, અને મદ્રાસના ગવર્નર લોર્ડ મેકાર્ટનીએ હેસ્ટિંગ્સની ઇચ્છા વિરુદ્ધ ટીપુ સાથે મેંગલોર મુકામે સલાહ કરી, ઇ. સ. ૧૭૮૪.

**મેંગલોરની સંધિઃ**—આ સુલેહ પ્રમાણે બન્ને પક્ષે એક બીજાના જીતી લીધેલા મુલક પાછા આપવા ઠરાવ્યું, અને એક બીજાના કેદીઓને છોડી મૂકવા ઠરાવ કર્યો.

**ઉપસંહારઃ**—મ્હૈસુર વિજયનગરના હિંદુ રાજ્યનો એક ભાગ હતું, અને ૧૮ મા સૈકા સુધી હિંદુ રાજાઓ ત્યાં રાજ્ય કરતા હતા. છેવટે અંધાધુંધીનો લાભ લઇ હૈદરઅલી નામનો મુસલમાન સરદાર તે રાજ્યનો ધણી થઇ બેઠો. તેણે અંગ્રેજો સાથે બે વિગ્રહ કર્યા. પહેલા વિગ્રહને અંતે મદ્રાસની સલાહ થઈ, ને બીજા વિગ્રહ દરમિઆન તે મરણ પામ્યો. તેના મરણ પછી બેએક વર્ષ વિગ્રહ ચલાવ્યા બાદ તેના પુત્ર ટીપુએ અંગ્રેજો સાથે મેંગલોર મુકામે સલાહ કરી. હૈદરને અંગ્રેજો પ્રત્યે દુશ્મનાવટ હતી, અને બ્રિટિશ પ્રજાને હિંદમાંથી હાંકી કાઢવાના તે મનોરથ કરતો. તેની પછી તેનો પુત્ર ટીપુ મ્હૈસુરનો સુલતાન થયો, જે કંપનિ સરકારનો કટ્ટો વિરોધી હતો, અને તેને લઇને ટુંક સમયમાં તેનો નાશ થયો, તે તમને હવે પછીના પ્રકરણમાં જણાશે.

## પ્રશ્નો.

(૧) મ્હૈસુરના રાજ્યનો ટુંક ઇતિહાસ લખો.

(૨) પહેલા અને બીજા મ્હૈસુર વિગ્રહનું વર્ણન કરો. તેનું શું પરિણામ આવ્યું ?

(૩) સર આયર કૂટ અને હૈદરઅલીના જીવન વિષે ટુંકી હકીકત આપો.

(૪) મદ્રાસની સંધિમાં શી ખામી હતી ? એ ખામીને લીધે કયો પ્રસંગ ઉત્પન્ન થયો, ને તેનું શું પરિણામ આવ્યું ?

# પ્રકરણ ૨ જું.

## ટીપુ સુલતાન.

( ઇ. સ. ૧૭૮૨ થી ઇ. સ. ૧૭૯૯ )

| | |
|---|---|
| મ્હૈસુરનો ૩ જો વિગ્રહ. | મ્હૈસુરમાં પુનઃ હિંદુ રાજા. |
| મ્હૈસુરનો ૪ થો વિગ્રહ. | હૈદર અને ટીપુના ગુણદોષ. |

**મ્હૈસુરનો ૩ જો વિગ્રહ:** ( ઇ. સ. ૧૭૯૦ થી ઇ. સ. ૧૭૯૧ )

**કારણો:**—બીજા મ્હૈસુર વિગ્રહને અંતે મેંગલોર મુકામે કરેલી સલાહ પ્રમાણે ટીપુ વર્ત્યો નહિ, તેથી ફરીથી બન્ને પક્ષ વચ્ચે ત્રીજો વિગ્રહ થયો.

આ વિગ્રહ માટે નીચેનાં ખાસ કારણો જણાઈ આવે એવાં છેઃ—

(૧) ટીપુએ મેંગલોરની સલાહ પ્રમાણે બ્રિટિશ કેદીઓને છોડયા નહિ.

(૨) તેણે ફ્રેંચ લોકોની સાથે ગુપ્ત મિત્રાચારી રાખી કાવતરાં કરવાનું જારી રાખ્યું. ફ્રેન્ચ શહેનશાહ નેપોલિઅન સાથે મૈત્રી બાંધી ગુપ્ત મસલત ચલાવવા લાગ્યો.

(૩) વળી તેણે તુર્કસ્તાનના સુલતાનની મદદ માગી.

(૪) તેણે અંગ્રેજોના મિત્ર ત્રાવણકોરના રાજા પર હલ્લો કર્યો.

ટીપુની યોજના હિંદુસ્તાન પોતાને હાથ કરવાની હતી, અને તે પોતાના પ્રબળ સૈન્યથી મદાંધ થઈ ગયો હતો. જ્યારે લૉર્ડ કૉર્નવૉલિસે નિઝામને મદદ કરવાની ના પાડી, ત્યારે તો તેના અભિમાનની સીમા રહી નહિ. ત્રીજા વિગ્રહ વખતે નિઝામ અને મરાઠાએ અંગ્રેજોનો પક્ષ લીધો, અને વિગ્રહને અંતે ટીપુ તરફથી મળેલો મુલક સરખે ભાગે વહેંચી લેવો એવો ઠરાવ કર્યો.

**યુદ્ધનું વર્ણન:**—આ વિગ્રહમાં અંગ્રેજ લશ્કરની સરદારી ગવર્નર જનરલે પંડે લીધી હતી. ઇ. સ. ૧૭૯૧ માં જનરલ મેડોઝે ડીંડીગલ લઈ લીધું, મુંબઈના લશ્કરે મલબાર જીતી લીધું, અને લૉર્ડ કૉર્નવૉલિસે બેંગલોર જીતી લઈ ટીપુને અરીકેરા પાસે હરાવ્યો. જો કે લૉર્ડ કૉર્નવૉલિસ પાસે લશ્કર અને માણસો પુરતાં નહિ હોવાથી તેને થોડા વખત સુધી બેંગલોરમાં બીજી મદદ આવી પહોંચી ત્યાં સુધી રાહ જોવી પડી, પરંતુ થોડા માસ

પછી શ્રીરંગપટ્ટણ ઉપર ચડાઇ કરી અને તેને ઘેરો ઘાલ્યો. આથી ટીપુને સલાહ કરવાની ફરજ પડી.

**શ્રીરંગપટ્ટણની સલાહ:** ( ઇ. સ. ૧૭૯૨ ) ઠરાવો:—

(૧) ટીપુએ પોતાનું અર્ધું રાજ્ય કંપનિ સરકારને આપી દેવું.

(૨) તે ઉપરાંત કંપનિ સરકારને ત્રણ કરોડ રૂપીઆ આપવા.

(૩) જ્યાં સુધી સરત ન પાળે ત્યાં સુધી ટીપુએ પોતાના બે દીકરાઓને બ્રિટિશ હકુમતમાં સોંપવા.

**પરિણામ:**—આ સલાહથી કંપનિ સરકારને મલબાર, બારમહાલ તેલીચેરી, ડીંડીગલ અને કુર્ગ મળ્યાં. નિઝામને કડપા અને તુંગભદ્રાની ઉત્તરનો મુલક મળ્યો. મરાઠાઓને પણ તેઓનો હિસ્સો મળ્યો. મદ્રાસ ઇલાકાના પ્રદેશો મેળવવામાં આ સલાહ એ બીજું પગથીઉં હતું.

**મ્હૈસુરનો ૪ વિગ્રહ:**—( ઇ. સ. ૧૭૯૮ થી ઇ. સ. ૧૭૯૯ )

ટીપુ ૩ જા મ્હૈસુર વિગ્રહ પછી શાંત બેસી રહ્યો નહોતો. કંપનિ સરકાર ઉપર વેર લેવાને તલપી રહ્યો હતો, અને અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવા માટે તલપાપડ થઈ રહ્યો હતો. તેવામાં તેને ફરીથી એક વાર કંપનિ સરકાર સાથે લડાઇમાં ઉતરવાની તક મળે, એટલે તેમાં વિજયી થવા માટે તેણે નીચે મુજબ જુદી જુદી પેરવી કરવા માંડી.

(૧) તેણે પંજાબના શાહ જમાનશાહ સાથે ખાનગી મસલત ચલાવી અને તેની મદદ માગી.

(૨) મોરીશ્યસના ફ્રેંચ ગવર્નરને પણ પોતાની મદદે આવવા કહ્યું.

(૩) તેના લશ્કરનાં માણસોને તાલીમ આપવાને માટે તેણે ફ્રેંચ અમલદારોને લશ્કરી નોકરીમાં રાખ્યા.

(૪) મહાન્ નેપોલિઅન તેજ વખતે આખા યુરોપને ધ્રુજાવી રહ્યો હતો, ને દુનિયાનો બાદશાહ થવાનો ઇરાદો ધરાવતો હતો. તે આ વખતે ઇજીપ્તમાં હતો. નેપોલિઅન સાથે ટીપુ ખાનગી પત્રવ્યવહાર ચલાવતો હતો, અને તેને હિંદુસ્તાન પર ચડી આવવા આમંત્રણ આપતો હતો.

આ વખતે યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે લડાઈ ચાલતી હતી, તેથી લોર્ડ વેલેસ્લિએ ટીપુને ફ્રેંચો સાથે મિત્રાચારી નહિ રાખવા સૂચવ્યું,

અને સહાયકારી સૈન્યની યોજના ગ્રહણુ કરવાને માટે કહ્યું. ટીપુએ તેમ કરવા ના પાડી, તેથી લડાઇ શરૂ થઈ. નિઝામે આ લડાઇમાં કંપનિ સરકારને મદદ કરી.

**લડાઇ:**—શરૂઆતમાં જનરલ હેરીસ મદ્રાસથી અને જનરલ સ્ટુઅર્ટ મલબારથી લશ્કર લઈ નીકળ્યા. ઈ. સ. ૧૭૯૯ માં જનરલ સ્ટુઅર્ટે સદાશીરની લડાઈમાં તેમજ જનરલ હેરીસે માલવેલી આગળ ટીપુને હરાવ્યો, અને શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. અંતે શ્રીરંગપટ્ટણનો બચાવ કરતાં ટીપુ મરાયો.

**પરિણામ:**—

(૧) ટીપુના બન્ને પુત્રોને વર્ષાસન બાંધી આપવામાં આવ્યું, ને તેઓને વેલોર મોકલી રાજકેદી તરીકે રાખ્યા.

(૨) મ્હૈસુરની ગાદીએ તેના જુના હિંદુ રાજાના વંશજને બેસાડવામાં આવ્યો.

(૩) કાનડા, કોઇમ્બતુર અને વાઇનડ કંપનિ સરકારને મળ્યાં.

(૪) "સીડેડ" પ્રાંતને નામે ઓળખાતો પ્રદેશ નિઝામને મળ્યો. આ વિગ્રહને અંતે લૉર્ડ વેલેસ્લિએ સંપૂર્ણ મદ્રાસ ઈલાકો બનાવ્યો.

**મ્હૈસુરમાં પુનઃ હિંદુ રાજા:**—ચોથા વિગ્રહને અંતે ટીપુ મરણ પામ્યો, અને અંગ્રેજોએ મ્હૈસુરની ગાદીએ જુના હિંદુ રાજાના વંશજને બેસાડયો. પરંતુ હિંદુ રાજા બાળ વયનો હતો, તેથી તે મોટો થાય ત્યાં સુધી પૂરનીઆ નામના બ્રાહ્મણુ મંત્રીને તેની વતી રાજ્ય ચલાવવા નીમ્યો. ઇ. સ. ૧૮૧૧ માં રાજાએ રાજ્યનો કાબુ હાથમાં લીધો પણુ તે રાજ્ય કરવાને અશક્ત હોવાથી ઇ. સ. ૧૮૩૧ માં લૉર્ડ બેન્ટિકે મ્હૈસુર કંપનિ સરકારના રક્ષણુ નીચે મૂકયું. ૫૦ વરસ આવી રીતે કારભાર ચાલ્યા પછી લૉર્ડ રિપને ઇ. સ. ૧૮૮૧ માં વોડિયાર વંશના રાજાને ગાદી આપી. ત્યાર પછી મ્હૈસુરનું રાજ્ય ધીમે ધીમે આબાદ સ્થિતિ પર આવતું ગયું, અને હાલ તો હિંદનાં દેશી રાજ્યોમાં આગળ પડતા રાજ્ય તરીકે તેની ગણુના થાય છે.

**હૈદરના ગુણુદોષ:**—હૈદરઅલી અભણુ, પણુ દૃઢ મનોબળવાળો હતો. તે આત્મબળથીજ મ્હૈસુરના સુલતાન જેટલી ઉંચી પાયરી ઉપર ચડયો હતો. તે તીક્ષ્ણુ બુદ્ધિવાળો પણુ વહેમી હતો, અને કોઈ કોઈ

વખત ઘાતકીપણું વાપરતો હતો. શિવાજીની માફક લોકોનાં મન હરણ કરવાની શક્તિ તેનામાં નહોતી, તેમજ કોઇ પણ પ્રકારની વ્યવસ્થિત લશ્કરી તાલીમથી તે આગળ વધ્યો નહોતો. તેની રાજ્યવ્યવસ્થા વિષે પણ સારી આશા રાખવા જેવું જણાયું નથી. તેણે માત્ર લુટારાની જિંદગી શરૂ કરી હિંદુ રાજાને દગાથી કેદ કરી સુલતાનપદ મેળવ્યું, અને ખાસ કરીને કંપનિ સરકાર સાથે વિગ્રહોમાં ઉતરી હારજીત મેળવી. તે લડાયક બુદ્ધિ અને શક્તિ ધરાવતો હતો.

**ટીપુના ગુણદોષ:**—ટીપુ હિંમતવાળો અને જબરો તિરંદાજ હતો. ઘણી વખતે તે પોતાની બુદ્ધિનો સારો ઉપયોગ કરતો હતો. તે ઉદ્યોગી અને નિયમિત હતો, અને જો કે તે તેના દુશ્મનો તરફ અને કેદીઓ તરફ ક્રૂરતા બતાવતો, પણ તેની રૈયત ઉપર તે મમતા રાખતો. તે સુશિક્ષિત હતો, અને ફારસી, ઉર્દુ અને કાનડી ભાષા બોલી જાણતો હતો. વળી તેની પાસે પુસ્તકોનો તો ભંડાર હતો. તેણે દિવાની તથા ફોજદારી કાયદાના વિષયો ઉપર લેખો લખેલા છે. તે ચુસ્ત મુસલમાન હતો. પોતે બહાદુર હોવા છતાં એક અચ્છા સરદાર તરીકે તે હૈદર જેટલો બહાદુર નહોતો. તેનામાં સમય ઓળખીને વર્તવાની આવડત થોડી હતી એમ ગણી શકાય. બ્રિટિશ પ્રજાને હિંદમાંથી હાંકી કાઢવાના પોતાના મનોરથ સફળ કરવા તેણે યુક્તિપ્રયુક્તિ તો ઠીક રચી, પણ કાળબળને ઓળખતાં ન આવડવાથી તે કાળના મોંમાં સપડાયો. આમ તેના મિથ્યાભિમાન સાથે તેની મહત્વાકાંક્ષાનો થોડામાં અંત આવ્યો.



ટીપુ સુલતાન.

## પ્રશ્નો.

(૧) ત્રીજા અને ચોથા મ્હૈસુર વિગ્રહોનાં કારણો આપો.
(૨) મ્હૈસુરના ત્રીજા અને ચોથા વિગ્રહથી કંપનિ સરકારને શા શા લાભ થયા ?
(૩) હાલનો મદ્રાસ ઇલાકો કયે કયે પગથીએ જુદા જુદા મુલકો મળીને થયો, તે નકશો દોરીને સમજાવો.
(૪) હૈદર અને ટીપુના ગુણદોષ ગણાવો.
(૫) શિવાજી અને હૈદરનો મુકાબલો કરો.
(૬) શિવાજીએ ટુંકી જિંદગીમાં રાજ્ય સ્થાપીને તેને દૃઢ કર્યું, અને હૈદરે લુટારાની જિંદગી શરૂ કરી રાજ્ય પચાવી પાડયું. એથી શાં શાં પરિણામ આવ્યાં તે સકારણ સમજાવો.
(૭) હૈદર અને ટીપુના મનોરથ રેતીમાં નાવ ચલાવવા જેવા નીવડયા, એ દાખલા લઈ સાબીત કરો.

---

## જાણવા જોગ તવારીખ.

૧૭૦૨ હૈદરનો જન્મ.
૧૭૬૦ મ્હૈસુરના હિંદુ રાજાને પદભ્રષ્ટ કરી હૈદર ગાદીએ બેઠો.
૧૭૬૧–૧૭૮૨ મ્હૈસુરની ગાદીએ હૈદરઅલ્લી.
૧૭૬૭-૬૯ મ્હૈસુરનો ૧ લો વિગ્રહ.
૧૭૬૭ ચંગામનો હલ્લોઃ કર્નલ સ્મિથે હૈદરને હઠાવ્યો.
,, ત્રિનોમાલીનું યુદ્ધઃ હૈદરની હાર.
૧૭૬૯ મદ્રાસના કરાર.
૧૭૬૯ માધવરાવ ૧ લાએ હૈદરને હરાવ્યો.
૧૭૮૦–૮૪ મ્હૈસુરનો ૨ જો વિગ્રહ.
૧૭૮૦ હૈદરે કાંજેવરમ જીત્યું.
૧૭૮૧ પોર્ટોનોવોનું યુદ્ધઃ સર આયર કૂટે હૈદરને હરાવ્યો.

૧૭૮૧ પોલીલોર, શોલિંગર ને તેલીચેરીનાં યુદ્ધ: કર્નેલ પીઅર્સે હૈદરને હરાવ્યો.

૧૭૮૨ આર્ની આગળથી હૈદરનું પાછા હઠવું: હૈદરનું મરણ.

૧૭૮૨–૧૭૯૯ ટીપુ સુલતાન.

૧૭૮૩ બેદનૂર અને મેંગલોરનાં યુદ્ધ: ટીપુની જીત.

૧૭૮૪ મેંગલોરની સંધિ.

૧૭૯૦–૯૨ મ્હૈસુરનો ૩ જો વિગ્રહ.

૧૭૯૧ બેંગલોર ને શ્રીરંગપટ્ટણનાં યુદ્ધ.

૧૭૯૨ શ્રીરંગપટ્ટણની સંધિ: ટીપુએ અંગ્રેજોને સેલમ, મલબાર, મદુરા આપ્યાં.

૧૭૯૮–૯૯ મ્હૈસુરનો ૪ થો વિગ્રહ.

૧૭૯૯ સદાશીરની લડાઈ: જનરલ સ્ટુઅર્ટે ટીપુને હરાવ્યો.

„ માલવેલીનું યુદ્ધ: જનરલ હેરીસે ટીપુને હરાવ્યો.

„ શ્રીરંગપટ્ટણનો ઘેરો: ટીપુનું મરણ.

„ મ્હૈસુરમાં પુનઃ હિંદુ રાજા: બળરાજા.

„ ટીપુના રાજ્યમાંથી અંગ્રેજોને કાનડા ને કોઈમ્બતુર મળ્યાં.

૧૭૯૯–૧૮૧૧ બ્રાહ્મણ મંત્રી પૂરનીઆનો રાજ્યકારભાર.

૧૮૧૧ રાજાએ કારભાર સંભાળ્યો.

૧૮૩૧ મ્હૈસુર કંપનિ સરકારના રક્ષણ હેઠળ: મ્હૈસુરમાં કમિશન.

૧૮૮૧ લૉર્ડ રિપને વોડિયાર વંશના રાજાને ગાદી આપી.

# વિભાગ ૬ ઠ્ઠો.

## યુરોપી પ્રજાનું હિંદમાં આગમન
## અને
## કંપનિ સરકારનો ઉદય.

[ ઇ. સ. ૧૪૯૮ થી ઇ. સ. ૧૭૭૩ ]

# પ્રકરણ ૧ લું.

## પોર્ટુગીઝ લોકો.

હિંદનો પ્રાચીન વ્યાપારમાર્ગ.
સ્પેન–પોર્ટુગલના પ્રયત્ન.
પોર્ટુગીઝ લોકોનું આગમન.
વહાણવટીઓ અને સુબાઓ.
પોર્ટુગીઝોની ચડતીનાં કારણો.
પોર્ટુગીઝોની પડતીનાં કારણો.
અર્વાચીન હિંદમાંનાં પોર્ટુગીઝ [સંસ્થાનો.
ઉપસંહાર.

**હિંદનો પ્રાચીન વ્યાપારમાર્ગ:**—સૌથી પહેલાં સાતમા સૈકામાં અરબોએ જ્યારે હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી, ત્યારે યુરોપ અને હિંદુસ્તાન વચ્ચે દરિઆઈ વ્યાપારમાર્ગ ખૂલ્યો. તેની પહેલાંના કેટલાક સમયથી હિંદ અને યુરોપ વચ્ચે જમીનમાર્ગે અફઘાનિસ્તાન અને ઈરાનમાં થઈને ઘણો ખરો વ્યાપાર ચાલતો હતો, અને થોડે ઘણે અંશે રાતા સમુદ્રને રસ્તે થઈને એલેકઝાંડ્રિઆ બંદર મારફતે વેનિસ અને જીનોઆમાં થઈ યુરોપ સાથે વ્યાપાર ચાલતો હતો. આને લઈને એલેકઝાંડ્રિઆ એક મોટું વ્યાપારઉદ્યોગનું સ્થળ થઈ પડયું હતું, અને જે માલ ત્યાં થઈને જતો, તેના ઉપર ઈજીપ્ટનો સુલતાન મરજી પડે તેટલી જકાત લેતો હતો. પરંતુ આવી રીતે હદ ઉપરાંતની જકાત આપવાથી યુરોપી પ્રજાને બહુ સહન કરવું પડતું હતું. તે જકાત ન આપવી પડે તેટલા માટે યુરોપી પ્રજા હિંદુસ્તાન આવવાનો પરભાર્યો દરિઆઈ માર્ગ શોધવાને અનેક અનેક રીતે મથતી હતી.

**સ્પેન–પોર્ટુગલના પ્રયત્ન:**—જો કે હિંદુસ્તાનનો જળમાર્ગ શોધવા ઘણા ઘણા પ્રયત્નો થયા છે, પણ તે બધામાં નોંધવા લાયક બાબત એ છે, કે સ્પેનના રાજાએ *કોલંબસને હિંદુસ્તાન સાથે વ્યાપાર કરવાનો દરિઆઈ માર્ગ શોધવા મોકલ્યો. પરંતુ તેનાં વહાણો પવનના સપાટાથી

* ઇ. સ. ૧૪૯૨ માં કોલંબસે ‘નવી ભૂમિ’ શોધી. કોલંબસની સફર વિષેનો પાઠ તમે પાંચમી ચોપડીમાંથી શીખી ગયા છો તે યાદ કરો. કોલંબસ પછી ‘અમેરિગો વેસપુસી’ નામનો વહાણવટી એક ખંડસ્થ ભૂમિમાં ગયો. આથી ખંડનું નામ અમેરિકા પડયું.

પશ્ચિમ તરફ ઘસડાતાં તેને હિંદુસ્તાનનો જળમાર્ગ હાથ આવવાને બદલે 'નવી ભૂમિ' ( અમેરિકા ખંડ ) જડી આવી. આને પરિણામે અને વળી હિંદુસ્તાન સાથેના વ્યાપારથી વેનિસ ધનાઢ્ય બન્યું હતું, તે જોઈ પોર્ટુગીઝ લોકોએ પણ હિંદુસ્તાન સાથે વ્યાપાર ચલાવવા વિચાર કર્યો, ને તેટલા માટે બાર્થોલોમ્યુ–ડી–આઝ નામના વહાણવટીને મોકલ્યો. તેણે ઇ. સ. ૧૪૮૭ માં ×કેપ–ઑવ્‌ ગુડ–હોપ નામની ભૂશિર સુધી મુસાફરી કરી. પોર્ટુગીઝ લોકોનો મુખ્ય ઉદ્દેશ હિંદમાં વ્યાપાર કરવાનો હતો, અને પોતાની સ્થિતિ દૃઢ કરવા તેઓને સંસ્થાનો સ્થાપવાની, મુલકો જીતવાની અને પોતાનો ધર્મ ફેલાવવાની જરૂર પડી.

## પોર્ટુગીઝ લોકોનું આગમનઃ વહાણવટીઓ અને સુબાઓઃ—

**(૧) વાસ્કો–ડી–ગામાઃ**—બાર્થોલોમ્યુ–ડી–આઝના અધુરા પણ આશાભર્યા પ્રયત્ન પછી ઇ. સ. ૧૪૯૭ માં પોર્ટુગલના રાજાએ વાસ્કો–ડી–ગામાને હિંદુસ્તાનનો જળમાર્ગ શોધવા મોકલ્યો. તે કેપ–ઑવ્‌–ગુડ હોપથી આગળ વધીને ઇ. સ. ૧૪૯૮ ના મેની ૨૦ મી તારીખે કાલીકટ બંદરે આવી પહોંચ્યો. કાલીકટના રાજા ઝામોરીને તેને સારો આવકાર આપ્યો. ગામાએ ઝામોરીનને પોતાના રાજ્ય તરફનું નજરાણું પણ ધર્યું, જે તેને પોતાનેજ આ દેશના રાજા આગળ મૂકતાં કંઈક હલકી પ્રતિનું લાગ્યું. આ વખતે અરબ લોકો હિંદમાં વેપાર કરતા હતા. તેઓએ જ્યારે પોર્ટુગીઝોને વ્યાપાર અર્થે હિંદમાં આવેલા જોયા, ત્યારે તેઓ તેમની સામા થયા, ને ઝામોરીનને સમજાવ્યો. અરબો અને પોર્ટુગીઝોની વચ્ચે ઝપાઝપી થઇ, અને વાસ્કો–ડી–ગામાને પોર્ટુગલ પાછા જવાની ફરજ પડી. તે કાનાનોર થઇ લિસ્બન ગયો, ને પાછો ઇ. સ. ૧૫૨૪ માં વાઇસરોય (હાકેમ) તરીકે હિંદમાં આવ્યો, પરંતુ તેજ વરસે તે મરણ પામ્યો.

× આ ભૂશિર આગળ તોફાન નડવાથી ડીઆઝે તેનું નામ 'તોફાની ભૂશિર' (Stormy Cape) પાડયું; પણ પોર્ટુગલના રાજાને આશા બંધાવાથી તેણે કેપ–ઑવ્‌–ગુડ–હોપ–'સારી આશાની ભૂશિર' એવું નામ પાડયું.

(૨) અલ્વરઝ કેબ્રાલ:—ઇ. સ. ૧૫૦૦ માં પોર્ટુગલના રાજાએ અલ્વરઝ કેબ્રાલને મોકલ્યો. તેને પણ વાસ્કો-ડી-ગામા જેવીજ મુશ્કેલી નડી; એટલે કે તેને પણ અરબ લોકો સાથે લડાઈ કરવાની જરૂર પડી, અને પરિણામે તેને કાલીકટ છોડવું પડયું. છેવટે તેણે કોચીન અને કાનાનોરમાં કોઠી સ્થાપી. તેની પછી ડયુઅરટે પાહેકો આવ્યો. તેણે ઝામોરીન સાથે લડાઈ કરી; લડાઇમાં ઝામોરીન હાર્યો, અને પોર્ટુગીઝો પાસેથી કોચીન પડાવી શકયો નહિ. આટલેથી પોર્ટુગીઝો કંઈક સત્તામાં આવ્યા.

(૩) આલ્મઇડા:—ઇ. સ. ૧૫૦૫ માં તે પોર્ટુગીઝ લોકોના પહેલા વાઇસરોય (હાકિમ) તરીકે હિંદુસ્તાનમાં આવ્યો. અરબો હજી પણ પોર્ટુગીઝોને સુખે વ્યાપાર કરવા દેતા નહોતા, તેથી તેણે તેઓની સાથે લડાઈ કરી. પહેલી લડાઈમાં તેને ફતેહ મળી નહિ, પણ પછી દીવ મુકામે તેણે મૂર લોકોને હરાવ્યા. આ રીતે તેણે ઇ. સ. ૧૫૦૮ માં હિંદુસ્તાનના દરીઆ ઉપર પોર્ટુગીઝ સત્તા સ્થાપી.

(૪) આલ્ફોન્ઝો આલ્બુકર્ક:—બીજેજ વર્ષે આલ્મઇડા પછી આલ્ફોન્ઝો આલ્બુકર્ક વાઇસરોય તરીકે આવ્યો. તેણે પૂર્વના પ્રદેશોમાં પોર્ટુગીઝ સંસ્થાનો સ્થાપ્યાં. તેણે આસપાસના પ્રદેશો જીતી લઇ બંદરો હાથ કરી પોર્ટુગીઝ લોકોની સત્તા જમાવવા વિચાર કર્યો. તેણે વિચાર્યું કે જો પોર્ટુગીઝોને સત્તાધીશ થવું હોય, તો માત્ર કોઠીઓ નાખવી એટલુંજ નહિ, પણ સાથે સાથે સંસ્થાનો પણ સ્થાપવાં. લગભગ આખા સોળમા સૈકામાં પોર્ટુગીઝોએ આ એકજ રાજનીતિ ગ્રહણ કરી, અને તેથી કરીને તેઓ ફતેહમંદ થયા. આને લઈને તેઓ આફ્રિકા, અરબસ્તાન, હિંદુસ્તાન, સિલોન, સુમાત્રા, માડાગાસ્કર, જાવા, બોાનઓ, સેલીબીસ વગેરે સ્થળોએ પોતાની સત્તા જમાવી શકયા. તેઓએ કિલ્લાઓ પણ બાંધ્યા, અને વ્યાપારના ઘણાખરા માર્ગો પણ તેઓના કાબુમાં આવ્યા. આલ્બુકર્કની દીર્ઘદૃષ્ટિને લીધેજ પોર્ટુગીઝ લોકો પોતાનાં સંસ્થાનો હિંદમાં સ્થાપી શકયા, એમ કહીએ તો કંઈ પણ ખોટું નથી. પરંતુ ઈ. સ. ૧૫૧૫ માં આલ્બુકર્કને તેના હોદ્દા ઉપરથી બરતરફ કરવામાં આવ્યો. ગમે તેમ હો, પણ સબળ

કારણ વિના તેને પોતાના હોદ્દા ઉપરથી દૂર કરવાથી તેને હૃદયમાં ધ્રાસકો લાગ્યો, અને તેને પરિણામે તે મરણ પામ્યો.

**પોર્ટુગીઝોની ચડતીનાં કારણોઃ**—(૧) પોર્ટુગીઝ પ્રજાએ પોતાની સાહસિકતાને લીધે વ્યાપારના નવા માર્ગો અને નવા નવા દેશો શોધી કાઢ્યા. વળી સાહસિકતાને લીધે તેઓ વધારે ને વધારે બહાદુર અને દૃઢ મનના થતા ગયા.

(૨) પોર્ટુગીઝ લોકો હિંદમાં આવ્યા તે પહેલાં અરબોએ હિંદુસ્તાનનો સઘળો વ્યાપાર હાથ કર્યો હતો, અને જો કે બીજી કોઈ પણ પ્રજાને તેઓ પોતાની સાથે હરિફાઇ કરવા દેતા નહોતા, તોપણ પોર્ટુગીઝ લોકોનાં સાહસિક કાર્યોથી અને તેઓની બહાદુરીથી મુસલમાનો પોર્ટુગીઝો સામે ટક્કર ઝીલી શકયા નહિ.

(૩) જેવો દારૂગોળો અને લડાઈનાં સાધનો પોર્ટુગીઝો પાસે હતાં, તેવાં દેશીઓ પાસે નહોતાં; તેથી પણ પોર્ટુગીઝો ફાવી શકયા.

(૪) આલ્બુકર્ક જેવા દીર્ઘદૃષ્ટિવાળા માણસો તેઓની પાસે હોવાથી પોર્ટુગીઝ લોકો તેઓની સત્તા સ્થાપીને દૃઢ કરી શકયા. તેણે ગોવા, મલાક્કા અને ઓરમઝ જીતી લીધાં, અને ઠેકાણે ઠેકાણે કોઠીઓ નાખી સંસ્થાનો સ્થાપ્યાં.

(૫) દેશી રાજ્યોમાં અંદર અંદર કુસંપ હતો, તેથી પોર્ટુગીઝ લોકોએ તેનો લાભ લીધો, અને તેઓ પોતાની સત્તા દૃઢ કરતા ગયા.

**પોર્ટુગીઝોની પડતીનાં કારણોઃ**—(૧) ઇ. સ. ૧૫૮૦ ની સાલમાં પોર્ટુગલ સ્પેનના રાજ્ય સાથે જોડાયું, તેથી તેઓની સત્તાને સખત ફટકો લાગ્યો. બન્ને રાજ્યો સંયુક્ત થયાં તેથી પોર્ટુગલને યુરોપમાં લડાઈ કરવી પડી, એટલે પોર્ટુગીઝો હિંદમાં પૂરતું ધ્યાન આપી શકયા નહિ.

(૨) મોગલ બાદશાહ જહાંગીરની સાથે તેઓ સંબંધ જાળવી શકયા નહિ, તેથી જહાંગીરની તેઓના ઉપર કફા થઇ, અને તેણે તેઓની કોઠીઓ તોડી પાડવા ફરમાન કાઢ્યું.

(૩) બ્રિટિશ અને ડચ લોકોની પણ દરિઆઈ સત્તા વધતી જતી હતી, અને પોર્ટુગીઝ લોકોની સત્તા કરતાં તેઓની ઘણે દરજ્જે ચઢિઆતી હતી, તેથી પણ તેઓ ફાવી શકયા નહિ.

(૪) પોર્ટુગલના રાજ્યનો અંદરનો વિસ્તાર બહુ ફેલાએલો ન હોવાથી પણ તેઓને સહન કરવું પડયું.

(૫) મરાઠા લોકોની સત્તા પણ હિંદમાં બહુ વધી ગએલી હતી. તેઓએ પોર્ટુગીઝોને હરાવી પૈસાની મોટી રકમ આપવા ફરજ પાડી, અને વસઇનો કિલ્લો પણ મરાઠાઓએ લઇ લીધો.

(૬) કેટલાક ઇતિહાસકારો કહે છે, કે તેઓએ હિંદુઓ ઉપર ઘાતકી-પણું વાપર્યું, અને તેઓને ખ્રિસ્તી ધર્મમાં લાવવા યુક્તિઓ કરી; તેથી હિંદુઓ તે સહન કરી શકયા નહિ, ને પરિણામે તેઓને સહન કરવું પડયું. કેટલે દરજ્જે તે વાત સાચી છે તેનો આપણે ચોક્કસ નિર્ણય કરી શકતા નથી, તોપણ તેઓના પાદરીઓ ખ્રિસ્તી ધર્મ ફેલાવવાને ભાષણો કરતા હતા, એમ આપણા વાંચવામાં આવે છે. જો કે આલ્બુકર્ક જેવા તેઓના મહાન્ પુરુષે હિંદુઓ તરફ સમાન દૃષ્ટિ રાખી હતી, અને તેઓને સમાન ગણી શકાય તેટલા માટે હિંદુઓ સાથે લગ્નનું સંગઠન કરવા તેઓ મથતા હતા.

(૭) આલ્બુકર્ક જેવા મહાન્ પુરુષની પછીના જે હાકેમો હિંદમાં આવ્યા, તે તેના જેવા દીર્ઘદૃષ્ટિવાળા ન હોતાં નબળા હતા, તેથી પોર્ટુગીઝ પ્રજાનું હિત તેઓ જાળવી શકયા નહિ.

**અર્વાચીન હિંદમાંનાં પોર્ટુગીઝ સંસ્થાનો:**–હાલમાં પોર્ટુગીઝોને તાબે હિંદુસ્તાનમાં ફક્ત *દીવ, દમણ, અને ગોવા એ ત્રણ સંસ્થાનો છે. તેમાં ગોવાનો ટાપુ સૌથી મોટો છે ને અગત્યનો છે. તે બધાં સંસ્થાનો ઉપર પોર્ટુગીઝ વાઇસરોય રહે છે, અને તેની નીમણુક પોર્ટુગલનું પ્રજાસત્તાક રાજ્ય કરે છે.

**ઉપસંહાર:**—આરબો હિંદનો વેપાર પચાવી પડયા હતા, અને યુરોપી પ્રજા સાથે અફઘાનિસ્તાન થઈ ઈરાનના જમીનમાર્ગે, અને રાતા સમુદ્રમાં થઇને વેનિસ અને જીનોઆ સાથે વેપાર ચલાવતા હતા. હિંદના આવા બહોળા વ્યાપાર-ના ફેલાવાથી યુરોપી પ્રજાનું મન હિંદમાં વેપાર ચલાવવાનું થયું, અને પોર્ટુગીઝ

* "દીવ, દમણ ને ગોવા, પોર્ટુગીઝ બેઠા રોવા." એ ઉક્તિ પોર્ટુગીઝોની ચડતી–પડતીનો ખ્યાલ આપે એમ છે.

લોકોએ કરેલા સાહસને સાથી પહેલવહેલી ફતેહ મળી. તેઓએ ડીઆઝ, ગામા, કેબ્રલ વગેરે વહાણવટીઓને મોકલ્યા. અરબ લોકો તેઓની સામા થયા, પણ થોડે ઘણે અંશે તેઓ વ્યાપારની કોઠીઓ સ્થાપવામાં ફતેહમંદ થયા. ત્યાર પછી આલ્મીડા અને આલ્બુકર્ક નામના હાકેમો આવ્યા. આલ્બુકર્કની નીતિ ઉત્તમ હતી. તેણે સંસ્થાનો સ્થાપવાનો અને પોર્ટુગીઝ રાજ્ય ફેલાવવાનો નિશ્ચય કર્યો. પોર્ટુગીઝોની ચડતી તેની યોજનાને લઈનેજ થઈ હતી. સોળમા તથા સત્તરમા સૈકાના થોડા ભાગમાં તેઓની સત્તા પ્રબળ હતી, પણ પાછળથી બ્રિટિશ અને ડચ લોકોની વધારે પ્રબળ સત્તાને લઇને તેમજ પોર્ટુગીઝ હાકેમો નબળા હોઇ તેઓની વૃત્તિમાં ફેરફાર થએલો હોવાથી તેઓની પડતી થઇ. તેઓએ હિંદમાં લગભગ ૩૦ કોઠીઓ સ્થાપી હતી, પરંતુ અંતે તે તમામ નાશ પામી, અને પોર્ટુગીઝ સત્તા તારાજ થઈ. આજે હિંદમાં માત્ર દીવ, દમણ ને ગોવા પોર્ટુગીઝ લોકોની સત્તા નીચે છે.

### પ્રશ્નો.

(૧) હિંદના જળમાર્ગના સંશોધનનો ટુંક ઇતિહાસ આપો.

(૨) પોર્ટુગીઝ લોકોએ હિંદમાં આવ્યા પછી કેવી રીતે પોતાની સત્તા વધારી?

(૩) પોર્ટુગીઝ લોકોની હિંદમાં થએલી ચડતીપડતી સકારણ સમજાવો.

(૪) આલ્ફોન્ઝો આલ્બુકર્કે પોર્ટુગીઝ સત્તા દૃઢ કરવાને કયા ઉપાયો યોજ્યા હતા? તેની રાજનીતિ કેવી હતી?

(૫) હિંદનો જળમાર્ગ શોધવામાં કોઈ અણધાર્યો બનાવ બન્યો છે? એને પરિણામે શું બની આવ્યું? એ કાર્યનું માન કોને ઘટે છે?

---

## પ્રકરણ ૨ જું.

---

### ડચ લોકો.

---

ડચ લોકોનું હિંદમાં આવવું. | ડચ સત્તાને યુરોપમાં ધક્કો.
ડચ લોકોની પડતીનાં કારણો. | અંગ્રેજો સાથે લડાઈ.

**ડચ લોકોનું હિંદમાં આવવું:**—પોર્ટુગીઝ પ્રજાને હિંદમાં છૂટથી વ્યાપાર કરતી જોઈ *ડચ લોકોને પણ વેપાર અર્થે આવવાનું મન થયું. તેઓ બહાદુર અને નૌકાસૈન્યના કામમાં બહુ હોશિયાર હતા, તેથી હિંદમાં આવી વેપારમાં આગળ વધ્યા. તેમણે પોર્ટુગીઝોની સત્તાને જડમૂળથી ઉખેડી નાખી. પ્રથમ તેઓમાંનો કોર્નેલીયસ હોટમેન નામનો માણસ કેપ ઑવ્–ગુડ–હોપની આસપાસ મુસાફરી કરી ઇ. સ. ૧૫૯૬ માં જાવા પહોંચ્યો. ત્યાંથી ડચ લોકોએ હિંદમાં આવવાનો પ્રયત્ન કર્યો, ને છેવટે ઇ. સ. ૧૬૦૨ માં 'ધી ડચ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ' ને નામે હિંદમાં કોઠી નાખી. ત્યાર પછી ઇ. સ. ૧૬૧૯ માં જાવામાં બટેવીઆ મુકામે કોઠી નાખી અને વેપાર કરવા લાગ્યા. ઇ. સ. ૧૬૩૮-૫૮ નાં વર્ષો દરમિઆન સિલોન પણ ડચ લોકોના કાબુ નીચે હતું, અને સત્તરમા સૈકાના પૂર્વાર્ધમાં પૂર્વના જળમાર્ગ ઉપર ડચ લોકોએ પોતાની સત્તા જમાવી. હિંદુસ્તાનમાં તેઓનાં મુખ્ય મથક નેગાપટ્ટણ, પુલિકટ, મચ્છલીપટ્ટણ અને ચિન્સુરામાં હતાં.

**ડચ લોકોની પડતીનાં કારણો:**—જે કારણોથી પોર્ટુગીઝ લોકો પોતાની સત્તા ખોઈ બેઠા, તેજ કારણોથી ડચ લોકોએ પણ પોતાની સત્તા ગુમાવી. તેઓએ લગભગ અર્ધા સૈકા કરતાં પણ વધારે વખત સુધી હિંદમાં વેપાર કર્યો અને પોતાની સત્તા જમાવી. વેપારનો બધો નફો તેઓ લેતા હતા, અને તેમના નફામાં બીજી કોઈ પણ પ્રજા ભાગ પડાવે તે તેઓ ઇચ્છતા નહોતા. તેઓ એકહથ્થુ વેપાર ઇચ્છતા હતા, પણ તેમનાથી પણ ચઢિઆતી બ્રિટિશ પ્રજાએ તેઓની સાથે લડત ચલાવી વેપાર કરવો શરૂ કર્યો. વળી બ્રિટિશ પ્રજાને ડચ લોકોની સાથે યુદ્ધ કરવાનું એક બીજું પણ કારણ હતું. મલાયા દ્વીપકલ્પમાં આમ્બોયના મુકામે ૯ અંગ્રેજો, ૯ જાપાની લોકો અને એક પોર્ટુગીઝ પર ડચ કિલ્લો જીતી લેવાની ચળવળ કરવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો, અને ડચ લોકોએ તેઓના પર કામ ચલાવી તેઓને ફાંસી દીધી. આથી બ્રિટિશ લોકોએ ડચ લોકો સાથે યુદ્ધ કરી તેઓને હરાવ્યા.

---

* યુરોપના હોલૅન્ડ નામના એક નાનકડા દેશના રહેવાસીઓ 'ડચ' કહેવાય છે.

**ડચ સત્તાને યુરોપમાં ફટકો:**—આ ઉપરાંત યુરોપમાં પણ ડચ લોકોને ફ્રાન્સના રાજા લુઈ ૧૪ માની સાથે લડાઈ થઈ, અને તેમાં તેઓની સત્તા નબળી પડી. આ વખતે યુરોપમાં અમેરિકાનું સ્વાતંત્ર્ય નિભાવવા માટે અમેરિકા અને ઇંગ્લેન્ડ વચ્ચે મહાન્ વિગ્રહ ચાલતો હતો. તે વિગ્રહ-માં ડચ લોકોએ પણ અંગ્રેજો સામે ભાગ લીધો હતો. છેવટે વર્સેલ્સ મુકામે સલાહ થવાથી તે વિગ્રહની સમાપ્તિ થઈ. તેમાં થએલી સલાહના ઠરાવ પ્રમાણે ડચ લોકોને હિંદુસ્તાનમાં આવેલાં ડચ મથકો ઇ. સ. ૧૭૮૩માં બ્રિટિશ લોકોને આપી દેવાની ફરજ પડી. સિલોનમાં પણ ડચ લોકોએ બ્રિટિશ વિરુદ્ધ ફ્રેન્ચ પ્રજાનો પક્ષ લીધો, તેથી ઇ. સ. ૧૭૯૬ માં તેઓએ ત્રિંકોમાલી ગુમાવ્યું.

**અંગ્રેજો સાથે લડાઈ:**—પ્લાસીના યુદ્ધ પછી બંગાળાના બ્રિટિશ ગવર્નર લૉર્ડ કલાઇવે મીરજાફરને ગાદીએ બેસાડયો. મીરજાફરે જાણ્યું કે કલાઇવ તેની સત્તા પડાવી લેશે, તેથી તેણે ડચ લોકો સાથે કાવતરૂં રચ્યું. ડચ લોકોનું મથક ચિન્સુરા હતું, અને અંગ્રેજો સાથેની હરિફાઈને લીધે તેઓને વેપારમાં મોટું નુકસાન થતું હતું; તેથી તેઓએ મીરજાફરને મદદ કરવા હા પાડી. ડચ લોકોનો એક નાનો કાફલો હુગલી નદીમાં આવ્યો. કલાઈવે તે સામે વાંધો લીધો પણ તેનું ચાલ્યું નહિ, તેથી તેણે તે કાફલાને હરાવ્યો અને ડચ લોકોને સલાહ કરવાની ફરજ પડી. તેઓએ પૈસાની મોટી રકમ બ્રિટિશને આપી, અને ચિન્સુરામાં કિલ્લો નહિ બાંધવા કબુલ કર્યું.

ઉપર પ્રમાણે ચારે તરફથી ડચ લોકોની સત્તા ઉપર પ્રહાર થવાથી તેઓની સત્તા તદ્દન નાશ પામી.

### પ્રશ્નો.

(૧) ડચ લોકોનો ઇતિહાસ ટુંકામાં લખો.

(૨) ડચ લોકોની પડતીનાં કારણો આપો.

(૩) વર્સેલ્સની સલાહ અને આમ્બોયનાની કતલ વિષે શું જાણો છો ?

# પ્રકરણ ૩ જું.

## ફ્રેંચ પ્રજા.

| | |
|---|---|
| ફ્રેંચોનું હિંદમાં આગમન. | કર્ણાટકનો ૨ જો વિગ્રહ. |
| કર્ણાટકનો ૧ લો વિગ્રહ. | કર્ણાટકનો ૩ જો વિગ્રહ. |
| | ઉપસંહાર. |

**ફ્રેંચોનું હિંદમાં આગમનઃ**—પોર્ટુગીઝ, ડચ અને બ્રિટિશ વગેરે પ્રજાઓને હિંદમાં વ્યાપાર કરતી જોઈ ફ્રેંચોને પણ હિંદમાં વ્યાપારાર્થે આવવાની સ્વાભાવિક ઇચ્છા થઈ. તેઓનો વિચાર હિંદમાં આવી બીજી પ્રજાઓ સાથે હરિફાઈમાં ઉતરવાનો હતો. કેટલાક સમય સુધી બ્રિટિશ અને ફ્રેંચો વચ્ચે સખત હરિફાઈ ચાલી. ફ્રેંચ લોકોએ ઠેરઠેર સારો પગ-પેસારો કર્યો હતો, અને ઘણાંખરાં મોટાં દેશી રાજ્યોમાં પણ તેઓની લાગ-વગ હતી. આને લીધે પરિણામે ફ્રેંચોને બીજી યુરોપી પ્રજા સાથે અદેખાઈ થવા લાગી, અને પોતાનો વેપાર એકહથ્થુ કરવાની અને પ્રસંગે મુલક મેળવવાની તેમને ઇચ્છા થઈ.

ઇ. સ. ૧૭૦૨ માં ઈંગ્લેન્ડની એન રાણીએ બ્રિટિશ કંપનિને સનંદ આપી, અને તેમાં કંપનિ પોતાના રક્ષણ માટે લશ્કર ઉભું કરી શકે એવી પરવાનગી આપી. આમ થવાનું કારણ અંગ્રેજોનો વિચાર માત્ર વેપાર કરવા તરફજ નહોતો, પણ હિંદુસ્તાનમાં કાયમને માટે પોતાનો પગ રહી શકે તેવી રીતે પ્રદેશો જીતવાનો અને રાજ્યકર્તા તરીકે પ્રસિદ્ધ થવાનો હતો.

ફ્રેંચોને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેઓને પણ હિંદુસ્તાનના રાજ્યકર્તા થવાની ઇચ્છા થઈ, અને તેટલા માટે ડુપ્લેને હિંદુસ્તાનમાં આવેલાં ફ્રેંચ સંસ્થાનોનો ગવર્નર જનરલ નીમવામાં આવ્યો. તે ઇ. સ. ૧૭૪૧ માં હિંદુસ્તાનમાં આવ્યો, કે તરતજ તેનો વિચાર અંગ્રેજોને હિંદ-માંથી હાંકી કાઢવાનો થયો. ફ્રેંચ લોકોની સત્તા દૃઢ કરવાનો અને દેશી રાજાઓમાં ચાલતા કુસંપનો લાભ લઈ તેઓના કામમાં વચ્ચે પડી બધી સત્તા પોતાને હાથ કરવાનો ડુપ્લેનો વિચાર હતો, પણ અંગ્રેજ લોકોને

હિંદમાંથી હાંકી કાઢવાને અને દેશી રાજાઓની તકરાર સમાવવાને તેની પાસે પુરતું લશ્કર નહોતું. પોતાના થોડા ઘણા ફ્રેંચ સૈનિકો સિવાય બીજું લશ્કર નહોતું, તેથી તેણે હિંદી સૈનિકો કેળવી પોતાના લશ્કરમાં દાખલ કરવાનો ઠરાવ કર્યો, અને તેને માલમ પડયું કે જો હિંદુસ્તાનના સિપાઇઓને બરાબર તાલીમ આપવામાં આવે, તો તેઓ યુરોપી યોદ્ધાઓ જેટલી-જ બાહોશી ધરાવી કામ કરી શકે તેવા છે.

ફ્રેંચોએ ઇ. સ. ૧૬૦૪ માં સુરત મુકામે કોઠી નાખી હતી. તે પછી માર્ટીને ઇ. સ. ૧૬૭૪ માં પોંડીચેરીમાં આડત સ્થાપી, અને ઇ. સ. ૧૬૮૩માં પોડીચેરીને ફ્રેંચોની રાજ્યધાની બનાવ્યું. વળી ઇ. સ. ૧૬૮૮ માં ચંદ્રનગર લીધું. આ પ્રમાણે ફ્રેંચોએ હિંદુસ્તાનમાં પોતાનો પગપેસારો કર્યો હતો. વળી તેઓ આવ્યા ત્યારથીજ બ્રિટિશ લોકોની સાથે હરિફાઇમાં ઉતર્યા હતા, અને એક બીજા વચ્ચે યુદ્ધો થયાં હતાં. યુરોપમાં પણ આ વખતે ઈંગ્લેન્ડ અને ફ્રાન્સ વચ્ચે યુદ્ધ ચાલતું હતું; તેને પરિણામે હિંદુસ્તાનમાં પણ બન્ને પ્રજા વચ્ચે દુશ્મનાવટ થઇ. પરંતુ એ દુશ્મનાવટને પરિણામે ૧૮ મો સૈકો પુરો થતા પહેલાં તો ફ્રેંચ સત્તાનો હિંદુસ્તાનમાંથી નાશ થયો.

**કર્ણાટકનો ૧ લો વિગ્રહ:** (ઇ. સ. ૧૭૪૬–૪૮)

**કારણો:**—અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે વ્યાપારને માટે સખત હરિફાઇ ચાલતી હતી, અને એકબીજાનો વેપાર તોડી પાડવાને માટે બંને પ્રજા એક બીજા સાથે યુદ્ધ કરવાને તલપી રહી હતી. પરંતુ એમ કરવાને માટે કોઈ બહાનું મળ્યા સિવાય યુદ્ધ શી રીતે થાય? તેવામાં યુરોપમાં ઑસ્ટ્રિઆની ગાદીને માટે તકરાર થઇ. (વૉર ઑવ્ ધી ઑસ્ટ્રિઅન સકસેશન) તે તકરારમાં ઈંગ્લેન્ડ અને ફ્રાન્સ એકબીજાની વિરુદ્ધ હતાં, તેથી હિંદુસ્તાનમાં પણ બન્ને વચ્ચે વિગ્રહ શરૂ થયો. તે કર્ણાટકનો ૧ લો વિગ્રહ કહેવાય છે; કારણ કે એ વિગ્રહને અંગે ઘણે ભાગે કર્ણાટક પ્રદેશમાંજ યુદ્ધો થયાં હતાં.

**બનાવો:**—જ્યારે બ્રિટિશ લોકોએ ફ્રેંચોનું પાંડીચેરી લઈ લીધું, ત્યારે ફ્રેંચ ગવર્નર લાબોર્ડોનેે ઇ. સ. ૧૭૪૬ માં અંગ્રેજોનું મદ્રાસ જીતી લીધું. પરંતુ અંગ્રેજો તેના બદલામાં પૈસાની મોટી રકમ આપે તો મદ્રાસ પાછું આપવું

એવું લાબોર્દોને જણાવ્યું, અને સાથે સાથે લાબોર્દોને પોતાના અંગત સ્વાર્થની પણ વાત કરી. જો કે દુપ્લેએ તે સલાહ સ્વીકારી નહિ અને મદ્રાસ લઇ લીધું.

આ વખતે કર્ણાટકનો નવાબ અન્વરૂદ્દીન હતો. તે એ બંનેનો સર્વોપરિ હતો. તે એમ જાણતો હતો કે ફ્રેંચો જે જીત મેળવશે તે તેની સલાહ અને સૂચના મુજબ મેળવશે. પરંતુ ફ્રેંચોએ મદ્રાસ જીત્યું, ત્યારે નવાબને પૂછ્યું પણ નહિ. આવી રીતે બંને વેપારી પ્રજા તેના રાજ્યમાં માંહોમાંહે લડે તે તેના હકને નુકસાનકર્તા હતું, તેથી અન્વરૂદ્દીન ગુસ્સે થયો અને ફ્રેંચો સાથે મોટી લડાઇ કરી; પણ સેંટ થોમેની લડાઈમાં નવાબે સખત હાર ખાધી. દરમિઆન દુપ્લેએ ફોર્ટ–સેંટ–ડેવિડ ઉપર હલ્લો કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ. તેવામાં યુરોપમાં એ–લા–શાપેલ મુકામે ઇ. સ. ૧૭૪૮માં બન્ને પ્રજા વચ્ચે સલાહ થઇ, તેથી હિંદુસ્તાનમાં પણ સલાહ કરવાની જરૂર પડી.

**પરિણામઃ**—સલાહ પ્રમાણે મદ્રાસ અંગ્રેજ લોકોને પાછું આપવામાં આવ્યું, પણ હિંદુસ્તાનના દેશી રાજાઓની નજરે દુપ્લે મહા પરાક્રમી અને શૂરવીર દેખાયો, અને તેની કીર્તિનાં વખાણ થવા લાગ્યાં. વળી સેંટ થોમેની લડાઇમાં માલમ પડ્યું, કે નવાબની પાસે મોટું લશ્કર હોવા છતાં ફ્રેંચોના થોડા પણ કેળવાએલા સૈનિકો સાથે નવાબનાં માણસો ટક્કર ઝીલી શક્યાં નહિ. ફ્રેંચો પાસે દેશી માણસો હતાં, પણ તેઓને સારી કવાયત આપવામાં આવી હતી. લશ્કરી તાલીમ વગરનાં ઘણાં માણસોને થોડાં પણ તાલીમ લીધેલાં માણસો ખુલ્લા મેદાનની લડાઇમાં અડગ રહી ચોક્કસ હરાવી શકે, એ વાત આ વિગ્રહમાં ખુલ્લેખુલ્લી રીતે પુરવાર થઈ.

**કર્ણાટકનો ૨ જો વિગ્રહઃ** ( ઇ. સ. ૧૭૫૦–૫૩ )

**કારણોઃ**—કર્ણાટકના ૧લા વિગ્રહને અંતે થએલી સલાહ પ્રમાણે બંને પ્રજા વચ્ચે વધારે વખત શાંતિ રહી શકી નહિ. દરમિઆન વિગ્રહ ચલાવ-વાનાં કારણો મળી આવે એવા બે બનાવો બની આવ્યા. (૧) ઇ. સ. ૧૭૪૮માં નિઝામ અસફજાહ મરણ પામ્યો, અને ગાદીને માટે તેના પુત્ર નાસીરજંગ અને પૌત્ર મુજફ્ફરજંગ વચ્ચે તકરાર થઈ. (૨) વળી અસફજાહે અન્વરૂદ્દીનને કર્ણાટકનો નવાબ બનાવ્યો હતો, પણ પદભ્રષ્ટ કરેલા નવાબના

જમાઈ ચંદાસાહેબે અન્વરૂદ્દીનને અંબુરની લડાઈમાં મારી નાખ્યો, અને પોતે નવાબ થઇ બેઠો. આથી અન્વરૂદ્દીનનો પુત્ર મહંમદઅલી સામો થયો. ચંદાસાહેબ ફ્રેંચોનો મિત્ર હતો, અને અન્વરૂદ્દીન બ્રિટિશનો મિત્ર હતો, તેથી મહંમદઅલીએ અંગ્રેજોની મદદ માગી. આવી રીતે ફરીથી અંગ્રેજો અને ફ્રેંચો સામસામા પક્ષમાં લડવાને માટે તૈયાર થયા.

**યુદ્ધવર્ણન:**—નિઝામની ગાદી માટે ઉભી થએલી ખટપટનો લાભ લઈ પ્રથમ તો ડુપ્લેએ નાસીરજંગને હરાવ્યો અને મુજફ્ફરજંગને નિઝામ બનાવ્યો. તેના બદલામાં મુજફ્ફરજંગે ફ્રેંચોને 'ઉત્તર સરકાર' આપ્યો. એટલામાં મુજફ્ફરજંગનું ખૂન કરવામાં આવ્યું, અને નાસીરજંગનો પુત્ર સલાબતજંગ નિઝામ થયો. દરમિઆન ફ્રેંચોએ લગભગ કૃષ્ણાથી કન્યાકુમારિકા ભૂશિર સુધી ફ્રેંચ સત્તા જમાવી હતી. વળી માત્ર ત્રિચીનોપલ્લી સિવાય આખું કર્ણાટક પણ ફ્રેંચો અને ચંદાસાહેબના અમલ નીચે હતું. ત્રિચીનોપલ્લીમાં મહંમદઅલી બ્રિટિશ મદદને આધારે ટકી રહ્યો હતો. હવે ચંદાસાહેબ અને ફ્રેંચોએ ત્રિચીનોપલ્લીને ઘેરો ઘાલ્યો. આથી મામલો ગંભીર બન્યો, ને મહંમદઅલી તથા અંગ્રેજો ત્રિચીનોપલ્લીનો કેવી રીતે બચાવ કરવો તેને માટે વિચારમાં પડયા. તેવામાં કંપનિ સરકારમાં મદ્રાસ મુકામે નોકરી કરતા તરુણ ક્લાઇવને યુક્તિ સૂઝી. તેણે મદ્રાસના ગવર્નરને કહ્યું કે જો આપણે ચંદાસાહેબની રાજધાની આર્કોટ ઉપર હલ્લો કરીશું, તો ચંદાસાહેબ પોતની રાજધાનીને બચાવવા ત્રિચીનોપલ્લી છોડી આર્કોટ આવશે ને મહંમદઅલી છુટો થશે. મદ્રાસના ગવર્નરને આ વાત પસંદ પડી, અને તેણે ક્લાઇવને એક નાના લશ્કર સાથે આર્કોટ મોકલ્યો.

ક્લાઇવે ચઢાઇ કરી સહેલાઇથી આર્કોટ સર કર્યું. ચંદાસાહેબને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તેણે પોતાના પુત્ર રાજાસાહેબને ૧૦,૦૦૦ માણસના લશ્કર સાથે અંગ્રેજોની સામે લડાઈ કરવા મોકલ્યો. રાજાસાહેબે આર્કોટને ઘેરો ઘાલ્યો, પણ કંઈ વળ્યું નહિ. એટલામાં બીજું અંગ્રેજ લશ્કર આવે છે એમ ખબર પડતાં તેણે છેલ્લો પ્રયત્ન કર્યો, તેમાં તે હાર્યો અને નાઠો, એટલે ક્લાઇવે તેની પૂઠે પડી આર્ની આગળ હરાવ્યો.

વળી ઇ. સ. ૧૭૫૨માં કલાઇવે કાંજેવરમ લીધું અને ફ્રેંચોને કાવેરીપાક પાસે હરાવ્યા, તેમજ કલાઇવે અને લોરેન્સે મળી ચંદાસાહેબને નસાડયો. ચંદાસાહેબ તાંજોર નાસી ગયો ત્યાં તેનું ખૂન કરવામાં આવ્યું, અને અંતે ફ્રેંચો સાથે પોંડીચેરી મુકામે સલાહ થઇ.

**પરિણામ:**—પોંડીચેરીની સલાહ પ્રમાણે ઠરાવ થયો, કે (૧) ફ્રેંચોએ અને અંગ્રેજોએ દેશી રાજાઓની તકરારમાં વચ્ચે પડવું નહિ, (૨) એક બીજાના જીતેલા મુલકો પાછા આપવા, અને (૩) મહંમદઅલીને કર્ણાટકના નવાબ તરીકે સ્વીકારવો. વિગ્રહને પરિણામે ફ્રેંચોની સત્તા હવે નરમ પડી ગઈ, દુપ્લેને ફ્રાન્સ બોલાવી લેવામાં આવ્યો, અને બ્રિટિશ લોકોની સત્તા વધારે દૃઢ થઈ.

**કર્ણાટકનો ત્રીજો વિગ્રહ:** (ઇ. સ. ૧૭૫૮–૧૭૬૧)—ફ્રેંચો હજુ તદ્દન નિરાશ થયા નહોતા. તેઓ પોતાની ક્ષીણ થતી જતી સત્તાને ફરીથી સ્થાપવા મહેનત કરી રહ્યા હતા, અને બ્રિટિશ લોકો સાથે હરિફાઈમાં ઉતર્યા હતા. પોંડીચેરીની સલાહ પછી ત્રણ વરસ સુધી શાંતિ રહી હતી; પણ લાલી હવે સમજ્યો હતો કે ફ્રેંચોની પ્રતિષ્ઠાને ખૂબ ધોકો લાગ્યો હતો, તેથી તે ફ્રેંચ આબરૂને જાળવી રાખવાને મથતો હતો. તેવામાં યુરોપમાં ફ્રાન્સ અને ઈંગ્લેન્ડ વચ્ચે અમેરિકામાં આવેલાં સંસ્થાનો માટે લડાઈ થઈ, તેથી હિંદુસ્તાનમાં પણ બન્ને પક્ષ વચ્ચે ફરીથી લડાઇ શરૂ થઈ. આમાં ફ્રેંચોએ પુનઃસત્તા સ્થાપવાનો છેલ્લો ઉપાય અજમાવ્યો.

**યુદ્ધવર્ણન:**—શરૂઆતમાં લાલીએ ફોર્ટ–સેંટ–ડેવિડનો કિલ્લો લઈ લીધો. એ વિજયથી ફુલાઈ જઈ બુસીને ઉત્તર સરકારમાંથી પોતાની મદદે બોલાવ્યો. આમ કરવામાં તેણે ગંભીર ભૂલ કરી. જેવું બુસીએ ઉત્તર સરકાર છોડયું, કે તરતજ વિઝીઆનાગ્રમના રાજાએ બંડ કર્યું. અંગ્રેજોએ તેને મદદ કરી, અને પરિણામે ફ્રેંચોએ ઉત્તર સરકાર ખોયું. સલાબતજંગ પણ અંગ્રેજોના પક્ષમાં જઈ મળ્યો. હવે ફ્રેંચ સત્તાની પડતી છેક નજીક આવી પહોંચી. કર્નલ કલાઇવ અને વોટસને ચંદ્રનગર જીતી લીધું, અને જો કે લાલીએ આર્કાટ લઈ લીધું અને મદ્રાસ લેવાની તૈયારીમાં હતો, પણ ઇ.

સ. ૧૭૫૯ માં તેને ઘેરો ઉઠાવી લેવો પડયો. કર્નલ કૂટે વાંદીવાશ લઈ લીધું. લાલીએ તે પાછું લેવા પ્રયત્ન કર્યો, પણ ઇ. સ. ૧૭૬૦ માં કૂટે તેને હરાવ્યો અને લાલી નિરાશ થયો. અંગ્રેજોએ આર્કાટ, દેવીકોટા, અને કારીકલ લઈ લીધાં, અને ઇ. સ. ૧૭૬૧ માં પોંડીચેરી પણ લઈ લીધું. તેવામાં યુરોપમાં બન્ને પ્રજા વચ્ચે પારિસ મુકામે સલાહ થઈ, તેથી હિંદુસ્તાનમાં પણ લડાઈ બંધ થઈ.

**પરિણામઃ**—પારિસની સલાહથી દરીઆપારના દેશોમાં રાજ્ય સ્થાપવાની ફ્રેંચોની મુરાદ પડી ભાગી. હિંદુસ્તાનમાં પોંડીચેરી અને બીજા કેટલાક પ્રદેશો તેમને પાછા આપવામાં આવ્યા. લાલીને પાછો બોલાવવામાં આવ્યો, અને તેના ઉપર કામ ચલાવી તેને ફાંસી દેવામાં આવી. કર્ણાટક અને ઉત્તર સરકાર બ્રિટિશના અમલ નીચે આવ્યાં. વાંદીવાશની લડાઈથી ફ્રેંચોની આબરૂનો નાશ થયો. ડુપ્લે, માર્ટીન અને ડુમાસે રાજ્ય સ્થાપવાની અને ફ્રેંચ અમલ પ્રસરાવવાની જે મુરાદ રાખી હતી તે બર આવી નહિ, અને હંમેશને માટે તેઓને નામોશી સહન કરવી પડી.

ઉપસંહારઃ—જેવી રીતે પોર્ટુગીઝો અને ડચ લોકો હિંદમાં આવ્યા હતા, તેવી રીતે ફ્રેંચો પણ વેપાર કરવાના ઇરાદાથી આવ્યા હતા. તેઓએ ઇ. સ. ૧૬૦૪ માં સુરતમાં કોઠી નાખી, અને ચંદ્રનગર અને પોંડીચેરી મેળવી ત્યાં પણ કોઠી નાખી; પણ તે વખતે બ્રિટિશ સત્તા પ્રબળ હોવાથી ફ્રેંચ લોકોને તેમની સાથે હરિફાઈમાં ઉતરવું પડયું. ફ્રેંચ સરદારોએ દેશી રાજાઓની તકરારમાં માથું મારવા માંડયું. દેશી સિપાઇઓને કેળવણી આપવા માંડી, અને અંગ્રેજોને હિંદમાંથી કાઢી મૂકવાનો નિશ્ચય કર્યો. એથી બન્ને પ્રજા વચ્ચે યુદ્ધો થયાં; જો કે યુરોપમાં પણ તેજ વખતે બન્ને પ્રજા સામસામી હતી. હિંદમાં થએલાં બધાં યુદ્ધો કર્ણાટકના વિગ્રહો તરીકે ઓળખાય છે. વળી યુરોપના વિગ્રહની હિંદમાં પણ અસર થઇ એ ખરું, પણ ખરું કારણ તો એ હતું કે બન્ને પ્રજા વચ્ચે હિંદમાં વેપાર કરવાની અને છેવટે અમલ બેસાડવાની હરિફાઈ ચાલતી હતી. પરિણામે ફ્રેંચો હાર્યા, અને તેઓએ પોતાની સત્તા ગુમાવી. વાંદીવાશની લડાઇથી તેઓના અમલને સખત ફટકો વાગ્યો, અને તેઓની સત્તા પડી ભાંગી. ડુપ્લે અને લાલી જેવા વીર નરોની મહત્વાકાંક્ષા ધૂળમાં મળી.

## પ્રશ્નો.

(૧) હિંદમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે યુદ્ધો થવાનાં કારણો ગણાવો.
(૨) ત્રણે કર્ણાટકના વિગ્રહનાં કારણો આપો; તે દરેકનું શું પરિણામ આવ્યું?
(૩) સેંટ થોમે અને વાંદીવાશની લડાઇથી ફ્રેંચ લોકોને શું સહન કરવું પડયું?
(૪) કર્ણાટકના ત્રણે વિગ્રહોને પરિણામે ફ્રેંચ સત્તાની પડતી થઇ, અને અંગ્રેજ સત્તાની ચડતી થઇ એ સકારણ સમજાવો.

# પ્રકરણ ૪ થું.

## ફ્રેન્ચ સરદારો અને ફ્રેન્ચોની પડતી.

**વાંદીવાશની લડાઇ પછીનો ફ્રેન્ચોનો ઇતિહાસ.**
**જાણીતો ફ્રેન્ચ ગવર્નર દુપ્લે.**
**લાલી અને બુસી.**
**ફ્રેન્ચોની પડતીનાં કારણો.**

**વાંદીવાશની લડાઇ પછીનો ફ્રેંચોનો ઇતિહાસ:**—ઇ. સ. ૧૭૭૮ માં ફ્રેંચોએ અમેરિકાનાં સંસ્થાનોમાં રહેનારાઓને મદદ કરી, તેથી બ્રિટિશ લોકોએ પોંડીચેરી લઈ લીધું; પણ ઇ. સ. ૧૭૮૩ માં વર્સેલ્સ મુકામે સલાહ થઈ તેથી પોંડીચેરી ફ્રેંચોને પાછું મળ્યું.

બીજા મ્હૈસુર વિગ્રહમાં હૈદરઅલીએ ફ્રાન્સના રાજા લુઈ ૧૬ માને તેની સાથે મૈત્રી બાંધવા લખ્યું, અને પોતાના લશ્કરમાં ફ્રેંચ અમલદારોને રાખ્યા; પરંતુ હૈદર આર્નીની લડાઇમાં હાર્યો, તેથી ફ્રેંચો ફાવી શકયા નહિ.

ટીપુએ પણ ફ્રેંચોની સાથે મૈત્રી બાંધીને એક બીજાને મદદ કરવી એવું ઠરાવ્યું, અને ફ્રેંચો લગભગ બધાં મોટાં રાજ્યમાં ભરાયા હતા, પણ લૉર્ડ વેલેસ્લિએ દરેક દેશી રાજ્યને સહાયકારી સૈન્યની યોજના સ્વીકારવા ફરજ પાડી; તેથી દરેક રાજ્યમાંથી ફ્રેંચોનો પગપેસારો નીકળી ગયો, અને કાયમની ડખલગીરી દૂર થઈ.

ઇ. સ. ૧૭૯૩માં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે લડાઈ થઈ, તેથી હિંદુસ્તાનમાં અંગ્રેજોએ પાંડીચેરી લઈ લીધું; પણ ઇ. સ. ૧૮૦૨ માં એમીન્સની સલાહ થઈ, તેથી પાંડીચેરી પાછું આપવું પડયું. ઇ. સ. ૧૮૦૭–૧૩ સુધીમાં નેપોલિઅન હિંદુસ્તાન પર ચડી આવશે એવી ધાસ્તી અંગ્રેજોને રહેતી હતી, તેથી હિંદના ગવર્નર જનરલ લોર્ડ મિન્ટોએ ઇરાન, અફઘાનિસ્તાન અને સિંધમાં પોતાના અમલદારોને મોકલ્યા, ને ત્યાંના રાજકર્તાઓને અંગ્રેજો સાથે મૈત્રી બાંધવાનું કહાવ્યું. ત્યાર પછી કોઈ દિવસ ફ્રેંચોએ હિંદુસ્તાનમાં અંગ્રેજોની સામે ટક્કર ઝીલવાનો યત્ન કર્યો નથી. આજે હિંદમાં ફ્રેંચોને તાબે માત્ર પોંડીચેરી, ચંદ્રનગર, માહી, કારીકલ અને યાનાન છે.

**જાણીતો ફ્રેન્ચ ગવર્નર ડુપ્લે:**—ડુપ્લે પહેલાં ચંદ્રનગરના સંસ્થાનનો ડાઇરેકટર હતો. પછી પોતાની શક્તિને લીધે પોંડીચેરીનો ગવર્નર અને ફ્રેંચ સંસ્થાનોનો ડાઇરેકટર જનરલ થયો. તેની મહત્વાકાંક્ષા હિંદુસ્તાનમાંથી અંગ્રેજોને કાઢી મૂકવાની અને ફ્રેંચ સતા સ્થાપવાની અને દૃઢ કરવાની હતી.

કર્ણાટકના ૧લા વિગ્રહમાં તેણે લાબોર્દોને કરેલી સલાહ માન્ય કરી નહિ. અંગ્રેજોને તેણે હરાવ્યા, તેથી દેશી રાજ્યોમાં તેણે સારી નામના મેળવી. દેશી રાજાઓની માંહોમાંહેની તકરારનો લાભ લઈ ફ્રેંચ અમલ ફેલાવવા તે ઇચ્છા રાખતો હતો. તેણે દેશી સિપાઇઓને કેળવણી આપી, અને લગભગ બધાં મોટાં રાજ્યોમાં ફ્રેંચ અમલદારો દાખલ કર્યા. તે યુક્તિપ્રયુક્તિથી મુજફ્ફરજંગને નિઝામ બનાવવામાં અને ચંદાસાહેબને કર્ણાટકનો નવાબ બનાવવામાં ફતેહમંદ થયો; પણ જ્યારે લૉર્ડ કલાઇવે ઉપરાઉપરી વિજયો મેળવવા માંડયા, ત્યારે ફ્રેંચ આબરૂને ધોકો પહોંચ્યો. એટલું થતાં પણ ડુપ્લેએ આબરૂ જાળવી રાખવા ઘણા પ્રયત્નો કર્યાં; પણ ફ્રેંચ રાજ્યની તેને જોઇએ તેટલી મદદ મળી નહિ, તેથી તે ફાવી શકયો નહિ. જ્યારે તેને હિંદુસ્તાનમાં રહેવાની ઘણીજ જરૂર હતી, ત્યારે રાજ્યના અધિકારીઓએ તેને ફ્રાન્સ પાછો બોલાવી લીધો, અને તેમ કરવામાં તેઓએ ગંભીર ભૂલ કરી હતી.

તેણે હિંદુસ્તાનમાં ફ્રેંચ અમલ ફેલાવવાને લગભગ પોતાના પદરના ૩,૦૦,૦૦૦ પૌંડ ખરચ્યા હતા, પણ ફ્રેંચ રાજ્યે તે માન્ય કર્યું નહિ, અને

તેને છેક નિરાધાર સ્થિતિમાં મૂકયો. ફ્રાન્સ પહોંચ્યા પછી તે ઇ. સ. ૧૭૬૪ માં અત્યંત ગરિબાઇમાં મરણ પામ્યો.

**લાલી**:—તે એક મહાન્ ફ્રેંચ યોદ્ધો હતો, અને ફોન્ટે નામની લડાઈમાં પ્રખ્યાત થયો હતો. કર્ણાટકના ૩જા વિગ્રહમાં લાલીએ ફોર્ટ–સેંટ–ડેવિડ જીતી લઈ ત્યાંનો કિલ્લો જમીનદોસ્ત કર્યો. પરંતુ બુસીને ઉત્તર સરકારમાંથી પોતાની મદદે બોલાવવાની તેણે ભૂલ કરી હતી. આખરે સર આયરકૂટે તેને વાંદીવાશની લડાઇમાં હરાવ્યો, અને તેજ લડાઇથી ફ્રેંચ સત્તાનો નાશ થયો. આથી જ્યારે તે ફ્રાન્સ પાછો ફર્યો, ત્યારે તેના પર કામ ચલાવવામાં આવ્યું, અને તેને ફાંસી દેવામાં આવી.

**બુસી**:—તે પણ પ્રખ્યાત ફ્રેંચ સૈનિક હતો. તેણે ઇ. સ. ૧૭૫૦ માં જીંજીનો કિલ્લો જીતી લીધો હતો. તેણે સલાબતજંગને હૈદ્રાબાદની ગાદી પર બેસાડયો, અને તેના બદલામાં ઉત્તર સરકારનો મુલક મેળવ્યો. છેવટે તે પણ વાંદીવાશની લડાઈમાં હાર્યો અને કેદ પકડાયો. જ્યારે વિગ્રહ પુરો થયો ત્યારે તેને મુકત કરવામાં આવ્યો, અને તે ફ્રાન્સ ગયો. વળી પાછો તે ઇ. સ. ૧૭૮૩ માં હિંદુસ્તાનમાં આવ્યો, પણ તરતજ મરી ગયો. તેણે ઇ. સ. ૧૭૫૦–૮૩ સુધી ફ્રાન્સના રાજ્યની ઘણીજ વખાણવા લાયક નોકરી કરી હતી.

**ફ્રેંચોની પડતીનાં કારણોઃ**—(૧) ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિઆ કંપનિનું જેવું બંધારણ હતું તેવું ફ્રેંચ કંપનિનું નહોતું, તેથી કેટલેક દરજ્જે ફ્રેંચ કંપનિમાં અનિયમિતપણું ચાલતું.

(૨) બ્રિટિશ કંપનિને માતૃભૂમિમાંના રાજ્યકર્તાની સંપૂર્ણ મદદ હતી, જ્યારે ફ્રેંચ કંપનિના માણસો સ્વાર્થી હોઈ કંપનિને અણીને વખતે તેવી મદદ આપી શકતા નહિ.

(૩) બ્રિટિશ કંપનિના અમલદારો બાહોશ ને હોશિયાર હતા, જ્યારે ફ્રેંચ કંપનિના અમલદારોમાં માત્ર ડુપ્લે અને બુસી સિવાય તેવા કુશળ અને રાજદ્વારી પુરુષો ન હતા.

(૪) બ્રિટિશ પ્રજાનું નૌકાબળ પણ સમર્થ હતું, જ્યારે ફ્રેંચોનું તેવું બળવાન અને ટક્કર ઝીલે તેવું નહોતું.

(૫) ફ્રેંચ અમલદારો તરફ ફ્રાન્સના રાજ્યની નીતિ કઢંગી હોવાનું જણાય છે. જ્યારે જ્યારે હિંદમાં જેમની જરૂર હોય, ત્યારે ત્યારે તેઓને ફ્રાન્સ પાછા બોલાવી લેવામાં આવે, અને એકાદ ભૂલને પરિણામે તેમની ગેરહાજરીમાં ગંભીર નુકસાન થાય, એટલે તે માટે તેમને જવાબદાર ગણીને કામ ચલાવવામાં આવે. ડુપ્લેની મહત્વાકાંક્ષા માત્ર સ્વપ્નવત્ હતી, જ્યારે અંગ્રેજોએ પોતાની સત્તા દૃઢ રીતે સ્થાપી હતી.

### પ્રશ્નો.

(૧) વાંદીવાશની લડાઈ પછીનો ફ્રેંચ ઇતિહાસ ટુંકામાં આપો.

(૨) ડુપ્લેનું ચારિત્ર્ય ટુંકામાં લખો. તેની ધારણા કેવા પ્રકારની હતી? પોતાની ધારણા પાર પાડવામાં તે કેમ નિષ્ફળ ગયો, તે સકારણ સમજાવો.

(૩) લાલી અને બુસીના જીવનનો ટુંક હેવાલ આપો.

(૪) ફ્રેંચોની પડતીનાં કારણો ગણાવો.

## પ્રકરણ ૫ મું.

### અંગ્રેજ પ્રજાનું હિંદમાં આગમન.

### બ્રિટિશ સત્તાનો પાયો નાખનાર રોબર્ટ ક્લાઈવ.

ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિઆ કંપનિ.
કંપનિનું પૂર્વવૃત્તાંત.
યુનાઇટેડ ઇસ્ટ ઈંડિઆ કંપનિ.
હિંદમાંની અંગ્રેજ કોઠીઓ.
અઢારમા સૈકામાં હિંદની સ્થિતિ.
બ્રિટિશ સત્તાનો પાયો નાખનાર રોબર્ટ ક્લાઇવ.
કંપનિની ફ્રેંચો સાથે હરિફાઈ.

ઇંગ્લિશ ઇસ્ટ ઈંડિઆ કંપનિઃ—હિંદના વેપારથી લોભાઈ પોર્ટુગીઝ, ડચ અને ફ્રેંચ આદિ યુરોપી પ્રજા કેવી રીતે આપણા દેશમાં આવી, અને તેમનું શું થયું તે આપણે વાંચી ગયા. હવે અંગ્રેજો કેવી રીતે આવ્યા, અને વેપાર કરતાં કરતાં તેઓ કેવી રીતે સર્વોપરિ થયા તે જોઈએ. ડચ લોકો ધમધોકાર વેપાર ચલાવતા

હતા, અને હિંદુસ્તાનમાંના માલના યુરોપમાં મનમાન્યા પૈસા લેતા હતા. તેઓ ખાસ કરીને તેજાનાનો વેપાર કરતા હતા, અને મરી જેવી ચીજનો ભાવ એટલો બધો લેતા હતા, કે અંગ્રેજો તે સહન કરી શક્યા નહિ. અંતે તેઓએ પણ પૂર્વના દેશો જોડે વેપાર કરવાનો નિશ્ચય કર્યો. દુનીઆમાં મોટા બનાવો માત્ર નજીવા કારણમાંથી કેવી રીતે બને છે તે આ દૃષ્ટાંતથી સાબીત થાય છે. ડચ લોકોએ મરીનો ભાવ વધાર્યો, માટે અંગ્રેજોએ હિંદ સાથે વેપાર કરવા ઇસ્ટ ઇંડિઆ કંપનિ સ્થાપી, એમ કહીએ તો તે અયોગ્ય તો નહિજ ગણાય.

**કંપનિનું પૂર્વવૃત્તાંતઃ—**ઇ. સ. ૧૬૦૦ માં જ્યારે હિંદુસ્તાનમાં મહાન્ અકબર રાજ્ય કરતો હતો, ત્યારે ઈંગ્લેન્ડમાં રાણી ઇલિઝાબેથ રાજ્ય કરતી હતી. તે વખતે લંડનના કેટલાક વેપારીઓએ રાણી ઇલિઝાબેથને હિંદુસ્તાનમાં વેપાર કરવા માટે પરવાનગી આપવા અરજી કરી. રાણીએ તેઓને વેપાર કરવાની સનંદ આપી, અને ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિઆ કંપનિ સ્થપાઈ.

ત્યાર પછી ઇ.સ. ૧૬૦૮ માં કેપ્ટન હોકિન્સ ઇંગ્લેન્ડના ૧લા જેમ્સ રાજાનો પત્ર લઈ જહાંગીર બાદશાહ પાસે હિંદુસ્તાનમાં આવ્યો. તેણે ઇ. સ. ૧૬૧૨ માં સુરતમાં પહેલવહેલી અંગ્રેજ વેપારીઓની કોઠી સ્થાપી. પોર્ટુગીઝ લોકોથી આ સહન થઈ શક્યું નહિ, તેથી વારંવાર બન્ને પ્રજા વચ્ચે તકરાર થતી. એક વખત સુરત પાસે આવેલા સુહાલી ગામ પાસે બન્નેના કાફલાને લડાઈ થઈ, પણ તેમાં પોર્ટુગીઝ લોકો હાર્યા. તે પછી ઇ.સ. ૧૬૧૫ માં જેમ્સ ૧લાએ સર ટોમસ રોને જહાંગીરના દરબારમાં એલચી તરીકે મોકલ્યો. જહાંગીર તેની વાતચીત ઉપરથી ખુશી થયો, અને તેને ૩૦,૦૦૦ રૂપીઆના વર્ષાસનથી ૪૦૦ ઘોડેસવારોનો મનસબદાર બનાવ્યો. જહાંગીરે અંગ્રેજોને તમામ મોગલ રાજ્યમાં વેપાર કરવાની છૂટ આપી.

આગળ જતાં ઇ. સ. ૧૬૩૯ માં ચંદ્રગિરિના રાજા પાસેથી અંગ્રેજોએ જમીનનો એક કકડો ખરીદ કર્યો, અને ત્યાં ફોર્ટ–સેંટ–જ્યોર્જ નામનો કિલ્લો બાંધ્યો. તે જગાએ હાલનું મદ્રાસ શહેર આવેલું છે. ત્યાર બાદ ઇ. સ. ૧૬૫૧ માં હુગલીમાં અંગ્રેજ લોકોએ કોઠી સ્થાપી. વળી ઇ. સ. ૧૬૬૨

માં ઇંગ્લેન્ડના રાજા ચાર્લ્સ ૨ જાનાં પોર્ટુગલના રાજાની કુંવરી વેરે લગ્ન થયાં. આપણું હાલનું મુંબઈ શહેર તે વખતે ભવ્ય શહેર નહોતું, પણ માત્ર ૧૦૦ માછીઓનાં ઝુંપડાંનું ગામડું હોઈ પોર્ટુગીઝ લોકોના તાબામાં હતું. પોર્ટુગલના રાજાએ મુંબઈ ભેટ પોતાની પુત્રીને પહેરામણીમાં આપ્યો, અને ચાર્લ્સ ૨ જાએ તેને 'ઇસ્ટ ઇંડિઆ કંપનિ' ને ૧૦ પાઉન્ડને ગણોતે આપ્યો. છેવટે ઇ. સ. ૧૬૯૦ માં જોબ કાર્નોક નામના માણસે કલકત્તામાં કોઠી સ્થાપી, અને સુરતમાંથી કોઠી બદલી ત્યાં લઈ ગયા. કલકત્તામાં તેઓએ ફોર્ટ–સેંટ–વિલિયમ નામનો કિલ્લો બાંધ્યો. આ રીતે અંગ્રેજોએ હિંદુસ્તાનમાં મુખ્ય મથકો હાથ કર્યાં.

**યુનાઇટેડ ઇસ્ટ ઇંડિઆ કંપનિઃ**—ઉપર પ્રમાણે ઇસ્ટ ઇંડિઆ કંપનિએ પૂર્વના પ્રદેશો સાથે બહોળો વેપાર ચલાવવા માંડયો. તેઓને વેપારમાં નફો મેળવતા જોઈ ઇંગ્લેન્ડના બીજા વેપારીઓની પણ હિંદુસ્તાન સાથે વેપાર કરવાની ઇચ્છા થઈ, અને તેઓએ પણ એક જુદી કંપનિ સ્થાપવાનો વિચાર કર્યો. ઇ. સ. ૧૬૩૪ માં ચાર્લ્સ ૧ લાએ બીજી કંપનિને પણ સનંદ આપી. દસ વર્ષ સુધી તો બન્ને કંપનિ વચ્ચે હરિફાઈ ચાલી, અને બન્ને કંપનિના નોકરો એક બીજાનો વેપાર તોડી પાડવા પ્રયત્ન કરવા લાગ્યા. બંને કંપનિ વચ્ચે એટલી હદ સુધી ઝઘડો થયો, કે છેવટે બન્ને કંપનિને એકઠી કરી દેવાની ઇંગ્લેન્ડને જરૂર પડી. આવી રીતે એકત્ર કંપનિ થયા પછી કંપનિના વેપારની સ્થિતિ સુધરી, અને છેવટે ઇ. સ. ૧૭૦૨ માં તેને "યુનાઇટેડ ઇસ્ટ ઇંડિઆ કંપનિ" એટલે કે "સંયુક્ત વ્યાપારી મંડળ" એવું નામ આપવામાં આવ્યું. આ કંપનિએ ઇંગ્લેન્ડના રાજા પાસેથી હિંદના વેપારનો કુલ ઇજારો મેળવ્યો, અને એટલેથી હવે કોઈ પણ બીજી કંપનિ ઉભી થવાનું હંમેશને માટે બંધ થયું.

**હિંદમાંની અંગ્રેજ કોઠીઓઃ**—અઢારમા સૈકાની શરૂઆતમાં અંગ્રેજોએ હિંદુસ્તાનમાં કેટલાંક સંસ્થાનો સ્થાપ્યાં. તેઓએ હિંદના પશ્ચિમ કિનારે અમદાવાદ, ભરૂચ, સુરત, સુંવાલી, મુંબઇ, તેલીચેરી અને કાલીકટ મુકામે કોઠીઓ સ્થાપી. વળી પૂર્વ કિનારે મદ્રાસ, કડલોર અને મચ્છલીપટ્ટણમાં મોટાર

સંસ્થાનો સ્થાપ્યાં, અને બંગાળામાં કલકત્તા, પટણા, ઢાકા, રાજમહાલ અને કાસિમબજારમાં વેપારી કોઠીઓ નાખી. એક વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે, કે અંગ્રેજોએ જે ગામમાં કોઠીઓ સ્થાપી હતી, તેની જમીન તેઓની માલીકીની નહોતી. તે જમીન તેઓએ જુદા જુદા રાજાઓ પાસેથી અથવા તો મોગલ શહેનશાહો પાસેથી ભાડે લીધેલી હતી. એક ફક્ત મુંબઈ તેઓનું પોતાનું હતું, પણ તેનો એ જમાનામાં ઉદય થયો નહોતો.

**અઢારમા સૈકામાં હિંદની સ્થિતિ:**—અંગ્રેજોનો ખાસ ઉદ્દેશ તો હિંદુસ્તાનમાં વેપાર કરવાને જ હતો. પરંતુ તેઓને પોતાનાં સંસ્થાનો વધારવાની, કિલ્લાઓ બાંધવાની અને દૃઢ રાજ્યસત્તા પ્રાપ્ત કરવાની શી જરૂર પડી, તે અઢારમા સૈકાની શરૂઆતની હિંદની આંતર સ્થિતિ તપાસવાથી જણાઈ આવે છે. ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબના મૃત્યુ પછી મોગલ સલ્તનતના પાયા ડગમગવા લાગ્યા. મરાઠાઓનું પ્રાબલ્ય વધવા લાગ્યું. રજપુતો સ્વતંત્ર થવા લાગ્યા, અને પંજાબમાં સીખ લોકો પોતાની સત્તા જમાવવા લાગ્યા. ઔરંગઝેબના મૃત્યુ પછી સુબાઓ સ્વતંત્ર થઈ ગયા, અને હિંદમાં ઠેરઠેર અંધાધુંધી ચાલી. ઠામ ઠામ બંડ થવા લાગ્યાં અને લોકોના જાનમાલની સહીસલામતી ઘટવા લાગી. મરાઠાઓ ત્રાસ વર્તાવવા લાગ્યા, અને ચોથ ઉઘરાવવા લાગ્યા. ઇ. સ. ૧૭૩૯ માં નાદિરશાહ આ દેશ ઉપર ચડી આવ્યો, અને દિલ્હીમાં લૂંટ ચલાવી ઇરાન પાછો ગયો.

આ બધાં તોફાનો શાંત પાડવાને માટે એક મહાન્ સત્તાની જરૂર હતી. આવા પ્રસંગનો લાભ જે પરદેશી પ્રજાઓ હિંદમાં હતી તેમનેજ લેવાનો હતો. અંગ્રેજો અને ફ્રેંચો બન્ને મળેલો લાભ લેવા ચૂકયા નહિ. ડુપ્લે દેશી રાજાઓના લશ્કરને તાલીમ આપવા લાગ્યો, અને તેની મદદથી અંગ્રેજ લોકોને હિંદમાંથી હાંકી કાઢવાનો વિચાર કરવા લાગ્યો. હવે અંગ્રેજોને પણ પોતે સ્થાપેલાં સંસ્થાનો જાળવી રાખવા માટે તૈયાર રહેવાની ફરજ આવી પડી. અને તેમ કરવાથી દેશમાં અંદર અંદરના ઝઘડાઓમાં ઉતરવાની જરૂર પડી. જ્યારે ફ્રેંચો એક પક્ષકારને મદદ કરતા, ત્યારે અંગ્રેજો તેના સામા પક્ષકારને મદદ કરતા. જો ફ્રેંચ લોકોએ સર્વોપરિ થવાની

# હિંદમાં શરૂઆતનાં પરદેશી વેપારી થાણાં.

આકાંક્ષા ન રાખી હોત, તો અંગ્રેજોને વેપાર સિવાય દેશી રાજ્યોમાં માથું મારવાની જરૂર પડત નહિ.

**બ્રિટિશ સત્તાનો પાયો નાખનાર રોબર્ટ ક્લાઇવઃ**—તે ઇ. સ. ૧૭૨૫ની ૨૯ મી સપ્ટેમ્બરે જન્મ્યો હતો. બાળપણમાં તે બહુ તોફાની હતો. શાળામાં પણ તે કંઈ શીખ્યો નહિ, તેથી તેના પિતાએ તેને હિંદુસ્તાનમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિમાં કારકુન તરીકે મોકલ્યો. તે ઇ. સ. ૧૭૪૪ માં મદ્રાસ આવ્યો. એ કામથી તે એટલો બધો કંટાળી ગયો હતો, કે તેણે એક વખત તો આપઘાત કરવાનો ઇરાદો કર્યો હતો. પરંતુ તેના નસીબે ગોળી છટકી ગઈ; તે ઉપરથી તેણે જાણ્યું કે તે પોતે કોઈ મોટું કામ કરવાને સરજાએલો હોવો જોઈએ. કર્ણાટકના ૧લા વિગ્રહમાં બ્રિટિશ લોકોએ પોંડીચેરીને ઇ. સ. ૧૭૪૮ માં ઘેરો ઘાલ્યો હતો, તે વખતે ક્લાઇવે બહુ બહાદુરી બતાવી આપી હતી. આર્કોટના ઘેરા વખતે પણ તેણે બુદ્ધિ વાપરી ફ્રેંચોનો પરાજય કર્યો હતો. તે ઇ. સ. ૧૭૫૩ માં ઇંગ્લેન્ડ ગયો. પછી ઇ. સ. ૧૭૫૬ માં ફોર્ટ-સેંટ-ડેવિડના ગવર્નર તરીકે પાછો આવ્યો, અને તેણે ઘેરીઆનો કિલ્લો જીતી લીધો. જ્યારે તેણે કલકત્તાની અંધારી કોટડી વિષેના દીલગીરી ભરેલા સમાચાર સાંભળ્યા, ત્યારે તે લશ્કર લઈ કલકત્તે ગયો, કલકત્તા લઈ લીધું, હુગલી પર છાપો માર્યો, અને બંગાળાના નવાબ સિરાજ-ઉદ્-દૌલાને સલાહ કરવાની ફરજ પાડી. ફરીથી તેણે નવાબને પ્લાસીના યુદ્ધમાં ઇ. સ. ૧૭૫૭ માં હરાવ્યો, અને હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાખ્યો. ત્યાર પછી તેને બંગાળાનો ગવર્નર બનાવવામાં આવ્યો.

**કર્નલ ક્લાઇવઃ બંગાળાનો ગવર્નરઃ** (ઇ. સ. ૧૭૫૭-૧૭૬૦)

કર્નલ ક્લાઇવે અલીગોહરને પટણાનો ઘેરો ઉઠાવી લેવા ફરજ પાડી, અને તેણે કરેલી મદદના બદલામાં કલકત્તાની આસપાસના પ્રદેશો મીરજાફર પાસેથી કંપનિ માટે મેળવ્યા. ઉત્તરમાંથી ફ્રેંચોને નસાડી મૂકવા તેણે વિજાગાપટ્ટણના રાજાને મદદ કરી અને સલાબતજંગ સાથે સલાહ કરી, તેથી કરીને મચ્છલીપટ્ટણ અને બીજો મુલક કે જેની ૪ લાખ રૂપીઆની

વાર્ષિક ઉપજ હતી તે અંગ્રેજોને મળ્યો. વળી તેણે ડચ લોકોને હરાવ્યા, ને પૈસાની મોટી રકમ આપવા ફરજ પાડી.

ત્યાર પછી ઇ. સ. ૧૭૬૦ માં તે ઇંગ્લેન્ડ ગયો. ત્યાં તેનો સારો સત્કાર કરવામાં આવ્યો, અને તેને ઉમરાવ (લૉર્ડ)ની પદવી આપી.

**લૉર્ડ કલાઇવ: બીજી વાર બંગાળાનો ગવર્નર:** (ઇ. સ. ૧૭૬૫–૬૭)–કલાઇવિના પહેલી વખત ઇંગ્લેન્ડ ગયા પછી તેની ગેરહાજરીમાં કંપનિની રાજ્ય–વ્યવસ્થામાં ઘણી અંધાધુંધી ચાલી હતી. એથી ઇ. સ. ૧૭૬૫ માં લૉર્ડ કલાઇવિને બંગાળાના ગવર્નર અને સેનાધિપતિ તરીકે બીજી વાર મોકલવામાં આવ્યો. આ વખતે અયોધ્યાનો નવાબ શુજાદૌલા અને મોગલ પાદશાહ શાહઆલમ બન્ને કંપનિના બંધીવાન હતા, તેમને કલાઇવે મુક્ત કર્યા. વળી શાહઆલમ પાસેથી બંગાળા, બહાર અને ઓરિસ્સા પ્રાંતની દિવાની મેળવી. એ પછી તેણે કંપનિની રાજ્યપદ્ધતિમાં ઘણા સુધારા કર્યા. કંપનિના નોકરોના પગારમાં સુધારાવધારા કરી તેમને લાંચરૂશ્વત લેતાં અટકાવ્યા, અને કંપનિની સત્તાને દૃઢ કરી સર્વોપરિ બનાવી. પછી તે ઇ. સ. ૧૭૬૭ માં ઇંગ્લેન્ડ ગયો. તેણે દેશની મહાન્ અને વખાણવા લાયક સેવા કરી. આખરે પોતાની જિંદગીથી કંટાળી તેણે ઇ. સ. ૧૭૭૪ માં આપઘાત કરી જિંદગીનો અંત આણ્યો.

**કંપનિની ફ્રેન્ચો સાથે હરિફાઇ:**—જુદી જુદી યુરોપી પ્રજાઓ હિંદમાં વેપાર અર્થે આવેલી, તેમાં છેવટે માત્ર બેજ પ્રજાને એટલે કે અંગ્રેજો અને ફ્રેન્ચોને સખત હરિફાઇમાં ઉતરવું પડયું હતું. પાછલાં પ્રકરણોમાં કર્ણાટકના વિગ્રહો અને નિઝામના પ્રસંગોમાં આપણે જોયું, કે અંગ્રેજો અને ફ્રેન્ચો એક બીજાની સામે શી રીતે લડાઈઓમાં ઉતર્યા. ફ્રેંચ ગવર્નર ડુપ્લે અને અંગ્રેજ ગવર્નર રોબર્ટ કલાઇવે પોતપોતાની માતૃભૂમિ માટે શું શું કર્યું, અને છેવટનું પરિણામ શું આવ્યું તે પણ આપણે જાણ્યું. આ બધી બાબતો વિષે તમે એક વાર ફરીથી વિચાર કરી જોશો, અને સમગ્ર વાત ધ્યાનમાં લેશો. એટલુંજ કહેવું બસ થઈ પડશે.

### પ્રશ્નો.

(૧) 'ઈંગ્લિશ ઈસ્ટ ઈંડિઆ કંપનિ' અને 'યુનાઈટેડ ઈસ્ટ ઈંડિઆ કંપનિ'નો ટુંક ઈતિહાસ આપો.

(૨) કંપાનની જુદી જુદી કોઠીઓ ગણાવી તે વિષે જાણવાજોગ હકીકત લખો.

(૩) રોબર્ટ ક્લાઈવનું જીવનચરિત્ર ટુંકમાં લખો.

(૪) રોબર્ટ કલાઈવ અને ડુપ્લેનો મુકાબલો કરો.

(૫) ક્લાઇવની મુરાદ બર આવી, અને ડુપ્લેને નાસીપાસી મળી, એ વાત સકારણ સમજાવો.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### બંગાળાના નવાબો અને કંપનિ સરકાર.

**બંગાળાના ઈતિહાસની રૂપરેખા.**
**કલકત્તાનું કારાગૃહ.**
**પ્લાસીનું યુદ્ધ.**
**મીરજાફર અને મીરકાસમ.**
**બંગાળા, બહાર, ને ઓરિસ્સાની દિવાની.**
**દ્વિરાજ્યપદ્ધતિ.**
**કલાઈવના સુધારા.**
**પુનરાવર્તન.**

**બંગાળાના ઈતિહાસની રૂપરેખા:**—બંગાળામાં અસલ હિન્દુ રાજાઓ રાજ્ય કરતા હતા. સૌથી પહેલાં શાહબુદ્દીન ઘોરીના એક સરદાર બખત્યાર ખિલજીએ બંગાળાના રાજા લક્ષ્મણસેનને ઈ. સ. ૧૨૦૩ માં હરાવ્યો, ત્યારથી ત્યાં મુસલમાની સત્તાની શરૂઆત થઈ. પઠાણ અમલ દરમિઆન ત્યાંના મુસલમાન રાજ્યકર્ત્તાઓ સ્વતંત્ર જેવા હતા. આખરે શેરશાહે બંગાળા જીત્યું, પણ તેની પછી અકબરે તે દેશ જીત્યો ત્યાં સુધી ત્યાંના હાકેમોએ પોતાની સ્વતંત્રતા ટકાવી રાખી હતી.

આમ અકબરની જીતથી બંગાળા મોગલ સલ્તનતનો એક ભાગ ગણાયો, અને પાદશાહની વતી અમલ ચલાવવા ત્યાં સુબા નીમવામાં

આવતા. પરંતુ જેમ જેમ મોગલ રાજ્યસત્તા નબળી પડવા લાગી, તેમ તેમ બંગાળાના સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા આખરે મુર્શિદકુલીખાં નામના બાહોશ સુબાએ ઘણેખરે અંશે સ્વતંત્રતા જાહેર કરી. ઇ. સ. ૧૭૪૨ માં અલીવર્દીખાં નામના બહારના દિવાને મુર્શિદકુલીખાંના પૌત્રને ગાદી પરથી ઉઠાડી મૂકી બંગાળાની સત્તા પોતાના હાથમાં લીધી. તે ઘણો કાબેલ રાજ્યકર્તા હતો. પરદેશી વેપારીઓ પાસેથી પુષ્કળ દ્રવ્ય લઇ તેના બદલામાં તેઓનું તે રક્ષણ કરતો હતો. ઇ. સ. ૧૭૫૬ માં તેના મૃત્યુ પછી તેનો દૌહિત્ર સિરાજ-ઉદ્-દૌલા ગાદીએ આવ્યો. તે ઘણોજ હઠીલો, મિજાજી, સ્વચ્છંદી અને અવિચારી હતો. અંગ્રેજોને તે ધિક્કારતો હતો, અને તેમને દેશમાંથી હાંકી કાઢવાનો લાગ જોતો હતો. તેનો એ મનસુબો કવખતનો હતો.

**કલકત્તાનું કારાગૃહ:** (ઇ. સ. ૧૭૫૬)—સિરાજ-ઉદ્-દૌલા પોતાના બાળ ભત્રીજાના દિવાનના પુત્ર કીસનદાસને બહુ ત્રાસ આપતો હતો, અને તેનો નાશ કરવા નવાબે ધાર્યું. આથી તે અંગ્રેજોને શરણે ગયો. નવાબે તેની માગણી કરી, પણ અંગ્રેજોએ તે સ્વીકારી નહિ. વળી આ વખતે યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે લડાઇ ચાલતી હતી, તેથી હિન્દુસ્તાનમાં પણ ફ્રેંચ લોકોથી સાવધાન રહેવાની અંગ્રેજોને જરૂર હતી. આ કારણથી અંગ્રેજો બંગાળામાં ફોર્ટ વિલિયમ નામના કિલ્લાને સમરાવવા લાગ્યા. નવાબે અંગ્રેજોને કિલ્લો સમારાવવા ના પાડી, છતાં અંગ્રેજોએ તેનું કહ્યું માન્યું નહિ. આમ બળતામાં ઘી હોમાયું. નવાબે અંગ્રેજો પર હલ્લો કરી કાસિમબજારની કોઠી સર કરીને કલકત્તા પર હુમલો કર્યો. આ વખતે અંગ્રેજો પાસે બચાવ કરવાનાં પુરતાં સાધનો નહોતાં, છતાં કિલ્લાનું રક્ષણ કરવા તેઓએ ટક્કર ઝીલી. છેવટે નાસભાગ થતાં કેટલાક હોડીઓમાં બેસી નાઠા. બાકી રહ્યા તે બહાદુરીથી લડયા, પણ નવાબના વચનથી આખરે તેઓ શરણે થયા. નવાબે વચનભંગ કરી શરણે થએલાઓને કેદમાં નાખવા હુકમ કર્યો, એટલે ૧૪૬ અંગ્રેજોને એક નાની અંધારી કોટડીમાં પૂરવામાં આવ્યા. કોટડીમાં હવા આવવા માટે ફક્ત બે નાની બારીઓ

હતી, અને ઉનાળાના દિવસો હતા, તેથી ગરમી પણ અસહ્ય હતી. આવી નિર્દય રીતે તેઓને ગોંધી રાખવામાં આવ્યા, અને ઇન્સાફની વાત વહાણુ પર મુલતવી રાખવામાં આવી. ગરમીથી કંટાળેલા અને પીવાના પાણી માટે વલખાં મારતા અંગ્રેજો અંદરની ખરાબ હવાનો ભોગ થઇ પડયા, અને જ્યારે બીજે દિવસે સવારે બારણું ઉઘાડવામાં આવ્યું, ત્યારે માત્ર ૨૩ માણસો જીવતાં નીકળ્યાં. આ ત્રાસદાયક બનાવ ઇતિહાસમાં 'કલકતાનું કારાગૃહ'–'અંધારી કોટડી' ને નામે પ્રસિદ્ધ છે.

**પ્લાસીનું યુદ્ધ:** (ઇ. સ. ૧૭૫૭)—કલકત્તાના કારાગૃહના માઠા સમાચાર જ્યારે મદ્રાસ પહોંચ્યા, ત્યારે મદ્રાસના ગવર્નરે ક્લાઇવ અને વૉટસનની સરદારી હેઠળ મોટું લશ્કર મોકલ્યું. તેઓએ આવી કલકત્તાની કોઠી સર કરી, એટલે સિરાજ-ઉદ્-દૌલાએ અંગ્રેજો સાથે સંધિ કરી; પરંતુ ક્લાઇવને નવાબ વિષે અવિશ્વાસ હતો. દરમિઆન નવાબ ફ્રેંચો સાથે મળી જઇને અંગ્રેજોને હાંકી કાઢવા ખટપટ કરે છે, એમ ક્લાઇવિના સમજવામાં આવ્યું. આથી તેણે નવાબના સેનાપતિ મીરજાફર સાથે ખાનગી મસલત ચલાવી એક બેત રચ્યો. એ કાવતરામાં ક્લાઇવ અને મીરજાફરે એવો ઠરાવ કર્યો, કે યુદ્ધ દરમિઆન અંગ્રેજો અને નવાબનાં લશ્કર સામસામાં મળે, તે વખતે મીરજાફરે તેના સિપાઇઓ સાથે ક્લાઇવિને આવી મળવું, અને તેના બદલામાં ક્લાઇવે મીરજાફરને બંગાળાનો નવાબ બનાવવો.

આ કાવતરામાં અમીચંદ નામનો ધનાઢય વેપારી સામેલ થયો. પહેલાં તો તેણે તે કાવતરૂં ફોડી નાખવાની ક્લાઇવિને ધમકી આપી, પણ તેને શાંત રાખવા ક્લાઇવે તેને ૩૦ લાખ રૂપીઆ આપવા કબુલ્યા. ક્લાઇવે બે દસ્તાવેજો તૈયાર કર્યાં; એક ખરો અને બીજો ખોટો. ખરા દસ્તાવેજ ઉપર તેણે સહી કરી નહિ, પણ ખોટા દસ્તાવેજ જે અમીચંદને બતાવવાનો હતો તેના ઉપર તેણે સહી કરી; પરંતુ પ્રમાણિક વૉટસને સહી કરવા ના પાડી, ત્યારે તેની વતી ક્લાઇવિની સૂચનાથી એક અંગ્રેજે વૉટસનના નામની સહી કરી. અંતે નવાબની સાથે સમાધાની કરવાની વાત પડતી મૂકી

ક્લાઇવે લડાઈ જાહેર કરી. પ્લાસીના મેદાનમાં બન્ને લશ્કર સામસામાં મળ્યાં. નવાબ પાસે ૫૦,૦૦૦ પાયદળ, ૧૮,૦૦૦ ઘોડેસવાર ને ૧૦૦ તોપો હતી. અંગ્રેજ લશ્કર પ્રમાણમાં નાનું પણ કેળવાએલું હતું. મીરજાફરે પહેલાં તો મદદ કરી નહિ; કારણ કે કઈ બાજુ જીતમાં છે તેની તે રાહ જોતો હતો. આખરે તેણે જોયું કે અંગ્રેજો જીતશે ત્યારે તે ક્લાઇવને આવી મળ્યો. પ્લાસીના યુદ્ધમાં માત્ર થોડાક કેળવાએલા અંગ્રેજ સિપાઇઓએ નવાબના મોટા લશ્કરને હરાવ્યું. નવાબનો વફાદાર સરદાર મીરમર્દીખાન મરાયો, એટલે નવાબે મીરજાફરને ખોળે પાઘડી મૂકી, પણ આખરે આશા છોડી નવાબ નાઠો. પ્લાસીના વિજય પછી સિરાજ–ઉદ્–દૌલાને બદલે મીરજાફરને બંગાળાનો નવાબ બનાવવામાં આવ્યો. પાછળથી સિરાજ–ઉદ્–દૌલાને મારી નાખવામાં આવ્યો. અંગ્રેજ કંપનિના નોકરોને મીરજાફરે મોટાં ઇનામો આપ્યાં, અને કંપનિને જાગીર તરીકે કલકત્તાની આસપાસનો "ચોવીસ પરગણાં" ના નામથી ઓળખાતો મુલક આપ્યો. આવી રીતે પ્લાસીના યુદ્ધવિજયથી બંગાળામાં અંગ્રેજોને જાગીર મળી, ને બંગાળામાં અંગ્રેજ સત્તાનો પાયો નંખાયો. અમીચંદ શેઠને ૩૦ લાખ રૂપીઆની માગણી વખતે ક્લાઇવે માત્ર ખોટો દસ્તાવેજ બતાવ્યો. અમીચંદની બધી આશા પડી ભાગી; તે ગાંડા જેવો થઇ ગયો, ને હેબક ખાઇ મરણ પામ્યો. નાણાંના લોભે દેશદ્રોહના કામમાં ભાગ લેનારને એથી બીજી વિશેષ શિક્ષા શું હોઇ શકે?

**મીરજાફર અને મીરકાસમ:**—હવે ક્લાઇવને બંગાળામાં અંગ્રેજી કંપનિનો ગવર્નર બનાવવામાં આવ્યો. તે ઇ. સ. ૧૭૬૦ માં ઇંગ્લેન્ડ ગયો, અને ત્યાં તેને મોટું માન આપવામાં આવ્યું. તેને ઉમરાવ ( Lord ) બનાવવામાં આવ્યો. ક્લાઇવના સ્વદેશગમન પછી કંપનિનો કારભાર વાન્સીટાર્ટ નામનો અમલદાર ચલાવતો. તે મીરજાફર ઉપર કાબુ રાખી શક્યો નહિ, તેથી મીરજાફર ખરાબ રીતે રાજ્ય ચલાવવા લાગ્યો. લોકોની સ્થિતિ પણ ગંભીર થઇ પડી. કંપનિના માણસો મરજી મુજબ લાંચરૂશ્વત લેતા, અને તેથી કરીને કંપનિને બહુ ખોટ આવવા લાગી.

મિ. વાન્સીટાર્ટે મીરજાફરને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો, અને તેના જમાઇ મીરકાસમને નવાબ બનાવ્યો. મીરકાસમે તેના બદલામાં કંપનિને બરદ્વાન, ચિતેગોંગ, અને મેદનીપુરની જાગીરો આપી. એટલામાં મોગલ શહેનશાહ શાહઆલમે બહાર ઉપર ચડાઇ કરી, પણ મીરકાસમે મેજર કર્નાકની મદદથી તેને હરાવ્યો.

પરંતુ મીરકાસમ અને કંપનિ વચ્ચે ઝઘડો ઉભો થયો. મીરકાસમે કંપનિના માલ ઉપર જકાત માફ કરી હતી, પણ કંપનિને નામે કંપનિના નોકરો પણ ખાનગી માલ મંગાવતા, અને જકાત આપતા નહોતા. ઉપર પ્રમાણે બીજા કેટલાક વેપારીઓએ પણ કંપનિને નામે માલ મંગાવવા માંડયો, અને એ રીતે દાણચોરી શરૂ થઇ. મીરકાસમની આવકને એથી ધોકો પહોંચ્યો.

મીરકાસમે બંદોબસ્ત કરવા પ્રયત્ન કર્યો, પણ જ્યારે તે ફાવ્યો નહિ ત્યારે તેણે સઘળા લોકોની જકાત માફ કરી. પરંતુ કંપનિના માણસોથી તે પણ સહન થઇ શકયું નહિ; કારણ કે કંપનિના માણસોની ઇચ્છા એવી હતી, કે નવાબ કંપનિ પાસેથી જકાત ન લે, પણ બીજા વેપારીઓ પાસેથી તો તેણે જકાત લેવીજ જોઇએ. નવાબની એવી રાજનીતિથીજ કંપનિને વેપારમાં લાભ મળે એમ હતું. આથી મીરકાસમ અને કંપનિ વચ્ચે અણબનાવ થયો, અને લડાઇનાં કારણોની રાહ જોવાવા લાગી. એટલામાં એવું બન્યું કે ઇ. સ. ૧૭૬૩ માં મોંગીર મુકામે કંપનિનું એક વહાણ ૫૦૦ બંદુકો સાથે આવ્યું. મીરકાસમે તેને આગળ વધતાં અટકાવ્યું. આ ઉપરથી મિ. એલીસે પટણા ઉપર હલ્લો કર્યો અને શહેર લઇ લીધું. નવાબના લશ્કરે પટણા પાછું સર કર્યું, કેટલાક અંગ્રેજોને કેદ કર્યા, અને કાસિમબજારમાં આવેલી અંગ્રેજ કોઠી તાબે કરી.

મેજર એડમ્સે નવાબને ઘેરીઆ મુકામે હરાવ્યો અને મોંગીર લઇ લીધું. નવાબે આ ઉપરથી ધમકી આપી, કે જો તમે તમારો હુમલો જારી રાખશો, તો પટણામાં બંદીવાન બનેલા બધા અંગ્રેજોને મારી નાખવામાં આવશે. મેજર એડમ્સ આગળ વધ્યો, ને નવાબે ઘાતકી રીતે અંગ્રેજોની

કતલ કરી. આ બનાવ 'પટણાની કતલ'ને નામે પ્રસિદ્ધ છે. અંગ્રેજોએ પટણું લઇ લીધું, એટલે નવાબ મીરકાસમ અયોધ્યાના નવાબને શરણે ગયો.

ઇ. સ. ૧૭૬૪ માં બકસર મુકામે યુદ્ધ થયું. તેમાં અયોધ્યાનો નવાબ હાર્યો, અને અંગ્રેજોને શરણે ગયો. મીરકાસમ નાસી ગયો, અને મીરજાફરને ફરીથી નવાબ બનાવ્યો, પણ તે ઇ. સ. ૧૭૬૫ માં મરણ પામ્યો. તેજ વખતે લૉર્ડ ક્લાઇવ ઇંગ્લેન્ડથી પાછો આવ્યો.

**બંગાળા, બહાર અને ઓરિસ્સાની દિવાની:**—ઉપર પ્રમાણે ચાલેલી અવ્યવસ્થાની ખબર જ્યારે ઈંગ્લેન્ડ પહોંચી, ત્યારે ક્લાઈવને વ્યવસ્થા કરવાને હિંદુસ્તાનમાં પાછો મોકલવામાં આવ્યો. ક્લાઇવ ઇ. સ. ૧૭૬૫માં પાછો આવ્યો, અને શાહઆલમને અને શુજાદૌલાને મળવા અલ્લાહાબાદ ગયો. ત્યાં તેઓની સાથે સલાહ કરી. અલ્લાહાબાદ અને કોરા શાહઆલમને આપ્યાં, અને શાહઆલમે વાર્ષિક ૨૫ લાખ રૂપીઆ લેવાની સરતે કંપનિને બંગાળા, બહાર અને ઓરિસ્સાની દિવાની આપી. 'દિવાની' એટલે જમીનનું મહેસુલ વસુલ કરવાનો હક, અને દિવાની તકરારોનો નિર્ણય કરવાનો અધિકાર.

**દ્વિરાજ્યપદ્ધતિ:**—કંપનિને દિવાની મળી એટલે તેના બદલામાં કંપનિએ બંગાળા, બહાર અને ઓરિસ્સામાં રક્ષણ કરવું જોઇએ. વળી શાહઆલમે પણ જોવું જોઇએ કે બંગાળાનો નવાબ સારી રીતે રાજ્ય ચલાવે છે કે નહિ. આમ નવાબ પણ રાજ્ય ચલાવે, અને કંપનિ પણ અધિકાર ભોગવે. મહેસુલ એકઠું કરવાને માટે દેશી અમલદારોને નીમવામાં આવ્યા, પણ મહેસુલ એકઠું કરવાની સાથે તેઓને રાજ્યનાં બીજાં કામોમાં પણ ધ્યાન આપવાનું હતું. આવી રીતે બેવડું રાજ્ય ચાલતું અને તે સાત વરસ સુધી ચાલ્યું, પણ પરિણામ સારૂં આવ્યું નહિ. પાછળથી વૉરન હેસ્ટિંગ્સે આ પદ્ધતિ નાબુદ કરી હતી.

**ક્લાઈવના સુધારા:**—હવે ક્લાઇવે કંપનિની આંતર સ્થિતિ ઉપર લક્ષ આપવું શરૂ કર્યું. તેણે કંપનિના નોકરોને લાંચ લેવાની તથા ખાનગી વેપાર કરવાની ને બક્ષીસો સ્વીકારવાની પણ મના કરી. અત્યાર સુધી કંપનિના

જે અમલદારો યુદ્ધમાં ભાગ લેતા હતા, તેમને તેઓના પગાર ઉપરાંત ભત્થું મળતું. નવાબે તે ભત્થું બમણું કર્યું હતું, પણ ક્લાઇવે તે ભત્થામાં ઘટાડો કર્યો, અને કંપનિનું ખર્ચ કમી કર્યું. આથી કેટલાક સિપાઇઓએ બળવો કર્યો, કેટલાક અમલદારોએ રાજીનામાં આપ્યાં, પણ ક્લાઇવ તેના નિશ્ચયથી જરા પણ ડગ્યો નહિ. આખરે પાછી શાંતિ થઈ, અને અંગ્રેજી રાજ્યસત્તાને બંગાળામાં દૃઢ કરીને ક્લાઇવ ઇંગ્લેન્ડ ગયો, ઇ. સ. ૧૭૬૭.

**પુનરાવર્તન:**—બંગાળાના છેલ્લા રજપુત રાજા લક્ષ્મણસેનને બખત્યાર ખિલજીએ હરાવી મુસલમાની સત્તા સ્થાપી. તે પછી પઠાણ અમલ દરમિઆન હાકેમો સ્વતંત્ર હતા. શેરશાહે બંગાળા જીત્યું, પણ પાછળથી રાજ્યકર્તાઓ સ્વતંત્ર થયા. પછી અકબર પાદશાહે દેશ જીત્યો, ને મોગલ સુબાઓનો અમલ બેઠો. આખરે મુર્શિદકુલીખાં સ્વતંત્ર થયો, ને સિરાજ-ઉદ્-દૌલાનાં અવિચારી કામોથી અંગ્રેજ કંપનિની સત્તા સ્થપાઇ. મીરજાફર અને મીરકાસમ કંપનિના હિતમાં આડે આવતાં તેમને પણ સહન કરવું પડયું. અંતે લૉર્ડ ક્લાઇવે દિવાની મેળવી, સુધારા કર્યા, દ્વિરાજ્યપદ્ધતિ દાખલ કરી, ને બ્રિટિશ સત્તાનો પાયો નાખ્યો. હિંદમાં બ્રિટિશ રાજ્યનો પાયો નાખવાનું માન લૉર્ડ ક્લાઇવને ઘટે છે.

## પ્રશ્નો.

(૧) બંગાળાના ઇતિહાસનો ટુંક હેવાલ આપો.

(૨) સિરાજ-ઉદ્-દૌલા, મીરજાફર, અને મીરકાસમના ચારિત્ર્ય પરથી બંગાળાની મુસલમાન સત્તાનો નાશ થવાનાં કારણો ગણાવો.

(૩) કલકત્તાનું કારાગૃહ અને પ્લાસીના યુદ્ધનું વર્ણન કરો.

(૪) ક્લાઇવના સુધારા, 'દિવાની', અને 'દ્વિરાજ્યપદ્ધતિ' વિષે જાણો છો?

(૫) "લૉર્ડ ક્લાઇવે હિંદમાં બ્રિટિશ રાજ્યનો પાયો નાખ્યો" એ સત્ય તેની કારકીર્દિ લક્ષમાં લઇ સાબીત કરો.

# જાણવા જોગ તવારીખ.

૧૪૯૨ કોલંબસે નવી ભૂમિ–અમેરિકાની શોધ કરી.

૧૪૯૭ બાર્થોલોમ્યુ–ડી–આઝની સ્પેનથી કેપ ઑવ્ ગુડ હોપ સુધીની સફર.

૧૪૯૮ વાસ્કો–ડી–ગામા સ્પેનથી કાલીકટ બંદરે આવ્યો.

૧૬૦૦ ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ સ્થપાઈ. રાણી ઇલિઝાબેથે કંપનિને વેપાર કરવાની સનંદ 'આપી.

૧૬૦૨ ડચ ઇસ્ટ ઈન્ડિઆ કંપનિ સ્થપાઇ.

૧૬૧૫ સર ટોમસ રો જહાંગીરના દરબારમાં આવ્યો.

૧૬૩૯ કંપનિએ મદ્રાસ મેળવ્યું: ફોર્ટ–સેંટ–જ્યૉર્જ બાંધ્યો.

૧૬૫૧ કંપનિએ હુગલીમાં કોઠી નાખી.

૧૬૬૨ ચાર્લ્સ ૨ જાને મુંબઇ બેટ પહેરામણીમાં મળ્યો.

૧૬૬૮ ચાર્લ્સ ૨ જાએ મુંબઇ બેટ કંપનિને આપ્યો.

૧૬૯૦ કલકત્તામાં કોઠી: ફોર્ટ–વિલિયમ બાંધ્યો.

૧૭૦૨ યુનાઇટેડ ઇસ્ટ ઈન્ડિઆ કંપનિ.

૧૭૦૨ ઈંગ્લેન્ડની એન રાણીએ કંપનિને સનંદ આપી.

૧૭૩૯ નાદિરશાહની હિંદ પર ચઢાઈ.

૧૭૪૧ ડુપ્લેનું હિંદુસ્તાનમાં આગમન.

૧૭૪૪ કલાઇવ મદ્રાસ આવ્યો.

૧૭૪૬–૪૮ કર્ણાટકનો ૧લો વિગ્રહ.

૧૭૪૬ ફ્રેંચ ગવર્નર લાબોર્દોને મદ્રાસ જીતી લીધું.

૧૭૪૮ યુરોપમાં એ–લા–શાપેલની સંધિ.

૧૭૪૮ નિઝામ અસફ્જાહનું મરણ.

૧૭૫૦–૫૩ કર્ણાટકનો ૨જો વિગ્રહ.

૧૭૫૦ બુસીએ જીંજીનો કિલ્લો સર કર્યો.

૧૭૫૨ આર્કાટનો ઘેરો: ક્લાઈવે આર્કાટ લીધું.
આર્કાટ, આર્ની ને કોવરેપાકનાં યુદ્ધો.
ક્લાઇવ અને લોરેન્સના વિજય.

૧૭૫૬ કલકત્તાનું કારાગૃહ.

૧૭૫૭ પ્લાસીનું યુદ્ધ.

૧૭૫૮-૬૧ કર્ણાટકનો ત્રજો વિગ્રહ.

૧૭૫૯ ફ્રેંચ સરદાર લાલીએ આર્કાટ લીધું.

૧૭૬૦ વાંદિવાશનું યુદ્ધ: સર આયર કૂટે લાલીને હરાવ્યો.

૧૭૬૩ યુરોપમાં પારિસની સંધિ.

૧૭૬૩ પટણાની કતલ.

૧૭૬૪ બકસરનું યુદ્ધ.

૧૭૬૫ અલ્લાહાબાદના કરાર: ક્લાઈવે બંગાળા, બહાર ને ઓરિસ્સાની દિવાની મેળવી.

૧૭૬૭ ક્લાઇવનું છેલ્લું સ્વદેશગમન.

૧૭૭૨ રેગ્યુલેટિંગ એક્ટ.

૧૭૭૪ ક્લાઇવનો આત્મઘાત.

૧૭૮૩ યુરોપમાં વર્સેલ્સની સંધિ.



# વિભાગ ૭ મો.

## બ્રિટિશ હિંદમાં કંપનિ સરકારનો અમલ.

### ગવર્નર જનરલોની કારકીર્દિ.

( ઇ. સ. ૧૭૭૪ થી ઇ. સ. ૧૮૫૭ )

# પ્રકરણ ૧ લું.

## વૉરન હેસ્ટિંગ્સઃ ૧ લો ગવર્નર જનરલ.

### (ઇ. સ. ૧૭૭૪ થી ઇ. સ. ૧૭૮૫)

### રાજ્યવ્યવસ્થા અને આર્થિક સ્થિતિમાં સુધારા.



**કલાઇવ પછીનો કંપનિનો કારભાર.**
**વૉરન હેસ્ટિંગ્સે કરેલા સુધારા.**
**રોહિલા લોકો પર જીત.**
**મ્હેસુરનો ૧ લો વિગ્રહ.**
**રેગ્યુલેટિંગ ઍક્ટઃ નિયામક ધારો.**
**મરેઠી ૧ લો વિગ્રહ.**
**મ્હેસુરનો ૨ જો વિગ્રહ.**
**હેસ્ટિંગ્સ પર મૂકેલાં આરોપો.**
**હેસ્ટિંગ્સનું ચારિત્ર્ય.**
**પિટ્ટનો કાયદોઃ બોર્ડ ઑફ્ કન્ટ્રોલ.**

**કલાઇવ પછીનો કંપનિનો કારભારઃ**—સને ૧૭૬૭ માં કલાઇવ ઇંગ્લેન્ડ ગયો. ત્યાર પછી કંપનિનો રાજ્યકારભાર વ્યવસ્થિત ચાલતો ન હતો. કંપનિના નોકરો દેશી માણસો પાસેથી લાંચરૂશ્વત લેતા હતા, અને જે અમલદારોને મહેસુલ ઉઘરાવવા નીમ્યા હતા, તેઓ કંપનિને પુરેપુરાં નાણાં આપતા ન હતા. વળી જેઓ અમલદારોને વધારે પૈસા આપે, તેઓનેજ ન્યાય મળતો હતો. બંગાળામાં આ વખતે ભયંકર દુષ્કાળ પડ્યો, તેને લીધે લોકોના જાનમાલની પણ ખુવારી થવા લાગી. આ બધાં કારણોથી કંપનિને નાણાંની ભીડ પડી. આવી આવી અનેક મુશ્કેલીઓને પહોંચી વળવા અને કંપનિને સારી સ્થિતિમાં લાવવા માટે એક બાહોશ અને હોશિયાર સુકાનીની જરૂર પડી. કંપનિના વ્યવસ્થાપકોએ આ કામ માટે વૉરન હેસ્ટિંગ્સને બંગાળાના ગવર્નર તરીકે નીમ્યો. તેણે ઇ. સ. ૧૭૭૨ થી ઇ. સ. ૧૭૭૪ સુધી બંગાળાના ગવર્નર તરીકે કામ કર્યું.

**વૉરન હેસ્ટિંગ્સે કરેલા સુધારાઃ**—ગવર્નરના હોદ્દા પર આવ્યા પછી હેસ્ટિંગ્સની પહેલી ફરજ કંપનિને વ્યવસ્થિત બનાવવાની હતી, તેથી તેણે પોતાનું લક્ષ તે તરફ આપ્યું.

કલાઇવે સ્થાપેલી દ્વિરાજ્યપદ્ધતિથી દેશી અમલદારો પુરેપુરા પૈસા કંપનિને આપતા નહોતા, અને કંપનિને ઘણો ગેરફાયદો થતો હતો.


વૉરન હેસ્ટિંગ્સ.

હેસ્ટિંગ્સે આ દ્વિરાજ્ય-પદ્ધતિ નાબુદ કરી જમીનદારો પાસેથી મહેસુલ એકઠું કરવાને અંગ્રેજી અમલદારો નીમ્યા, અને તેઓ કલેકટર કહેવાયા. પાછળથી કલેકટરોના ઉપરી તરીકે કમિશનરો નિમાયા. શરૂઆતમાં તો ન્યાય આપવાનું કામ પણ કલેકટરોને સોંપવામાં આવ્યું, પરંતુ છેવટના ન્યાયને માટે કલકત્તામાં એક વરિષ્ટ કોર્ટ સ્થાપવામાં આવી. આ ઉપરાંત તેણે બીજા ઉપાયો લઈ કંપનિની તિજોરી તર કરી. વળી સાહિત્યના વિકાસ તરફ પણ તેણે પુરતું લક્ષ આપ્યું.

**રોહિલા લોકો પર જીત:**—પાણીપતના યુદ્ધ પછી પણ મરાઠાઓનું પ્રાબલ્ય વધતું જતું હતું, તેથી રોહિલખંડના રોહિલા લોકોએ અયોધ્યાના નવાબ શુજાઉદ્દૌલાને મરાઠાઓના ભયમાંથી દૂર રાખવા બદલ ૪૦ લાખ રૂપીઆ આપવાનું ઠરાવ્યું. જ્યારે તકરાર પતી રહી, ત્યારે રોહિલાઓએ ઠરાવેલા રૂપીઆ આપવાની ના પાડી, અને મરાઠાઓની સાથે ઐક્ય કરવા તૈયારી કરવા માંડી. આ બનાવથી અયોધ્યાના નવાબે વૉરન હેસ્ટિંગ્સની મદદ માગી. હેસ્ટિંગ્સે તેમ કરવા કબુલ કર્યું, અને રોહિલાઓની સામે એક બળવાન લશ્કર મોકલ્યું. રોહિલાઓએ પણ બહાદુરી બતાવી; પણ તેઓ કેળવાએલા બ્રિટિશ લશ્કર સામે ટક્કર ઝીલી શકયા નહિ, તેથી તેઓનો પરાજય થયો અને તેઓને નસાડી મૂક્યા.

+મ્હેસુરનો ૧ લો વિગ્રહઃ—આ વખતે હૈદરઅલી મ્હેસુરનો રાજ્યકર્તા થઇ પડયો હતો, અને તેણે દક્ષિણમાં કંપનિને અનેક રીતે રંજાડવા માંડયું હતું. વળી તેની વધતી જતી સત્તાથી કંપનિને ભવિષ્યની પીડામાં ઉતરવું પડે એમ હતું, તેથી તેની સાથે વિગ્રહ થયો. એ વિગ્રહમાં થએલાં યુદ્ધો, તેનું પરિણામ અને છેવટની સલાહ વિષે તમે હૈદરઅલીના પ્રકરણમાં પાછળ શીખી ગયા છો, છતાં એ વાતનો અહીં ફરીથી વિચાર કરવા માટે તે ભાગ પર નજર નાખશો, એટલે બસ થઈ પડશે.

રેગ્યુલેટિંગ ઍકટ યાને નિયામક ધારોઃ (ઇ. સ. ૧૭૭૪)—વૉરન હેસ્ટિંગ્સના અમલથી કંપનિની નાણાં સંબંધી સ્થિતિ સુધરી હતી, પરંતુ હજુ તે દેવામાંથી મુક્ત થઈ શકી નહોતી, તેથી તેના સંચાલકોએ પાર્લમેંટ પાસેથી ૧,૦૦,૦૦૦ પાઉન્ડ માગ્યા. તે ઉપરથી પાર્લમેંટે કંપનિ ઉપર દેખરેખ રાખવાનો નિશ્ચય કર્યો, અને ત્યારથીજ કંપનિ ઉપર ધીમે ધીમે પાર્લમેંટનો કાબુ આવવા લાગ્યો. આમ પાર્લમેન્ટે 'નિયામક ધારો' (રેગ્યુલેટિંગ ઍકટ) પસાર કર્યો. *રેગ્યુલેટિંગ ઍકટની મુખ્ય કલમો નીચે મુજબ હતીઃ—

(૧) બંગાળાના ગવર્નરને બ્રિટિશ હિંદનો ગવર્નર જનરલ ગણવો, અને મુંબઇ તેમજ મદ્રાસના ગવર્નરો પર તે હકુમત ચલાવે એમ ઠર્યું.

---

+ મ્હેસુરના ૧ લા વિગ્રહ માટે જુઓઃ—પૃષ્ઠ ૧૬૬

* રેગ્યુલેટિંગ ઍકટમાં નીચેના બીજા સિદ્ધાંતોનો પણ સમાવેશ થતો હતો.

(૧) કંપનિના ૨૪ ડીરેકટરોમાંથી દર વર્ષે વારાફરતી છને કમી કરવા, અને તેમને બદલે નવા છને ચુંટણીથી દાખલ કરવા. આથી ૨૪ ડીરેકટરોના મંડળની મુદત ચાર વર્ષની રહે એવું બન્યું.

(૨) ગવર્નર જનરલ અને કાઉન્સિલથી સુપ્રીમ કોર્ટના જડજો સ્વતંત્ર હતા.

(૩) પહેલા ગવર્નર જનરલ અને તેની કાઉન્સિલની નીમણુક પાર્લમેન્ટે કરી, પણ તે પછીની નીમણૂકો ડીરેકટરોના મંડળે રાજાની સંમતિ લઈ કરવી એમ ઠરાવવામાં આવ્યું.

(૪) કંપનિના નોકરોને રાજામહારાજા કે નવાબો પાસેથી અથવા કોઈ પણ રીતે ઇનામ લેવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો.

(૫) કંપનિના નોકરોને ખાનગી વેપાર કરવાની મના કરવામાં આવી.

(૨) ગવર્નર જનરલને મદદ કરવાને ચાર મેમ્બરોની એક કાઉન્સિલ નીમવી. ગવર્નરજનરલ અને સભ્યોની સત્તા કોંસિલમાં સમાન હતી.

(૩) ગવર્નર જનરલ અને કાઉન્સિલે મળીને બહુમતીથી કારોબાર ચલાવવો; પણ જો સમાન મત ઉપર વાત આવી જાય, તો ગવર્નર જનરલ પોતે એક વધુ મત આપી શકે એમ ઠરાવવામાં આવ્યું.

(૪) કલકત્તામાં વરિષ્ટ અદાલત ( સુપ્રીમ કોર્ટ ) સ્થાપવામાં આવી. એમાં એક વડો ન્યાયાધીશ ( ચીફ જસ્ટિસ ) અને ત્રણ મદદનીશ જડજો નીમવામાં આવ્યા. આ ન્યાયાધીશોની નીમણૂક ઈંગ્લેન્ડના રાજાના હાથમાં હતી.

*મરેઠી ૧ લો વિગ્રહ:—પેશ્વાની ગાદી માટે ઉભી થએલી તકરારોમાં એક પક્ષે રઘુનાથરાવ અને બીજે પક્ષે રાજ્યપ્રતિનિધિ નાનાફડનવીસ સાથે કંપનિને કેવી રીતે જોડાવું પડયું, તેમાં મુંબઈ સરકાર અને કલકત્તા સરકારને શું શું કરવું પડયું, કયાં કયાં યુદ્ધો થયાં, અને છેવટે સાલબાઈના તહથી વિગ્રહનો અંત કેવી રીતે આવ્યો, તે પાછળ મરાઠાઓના ઇતિહાસમાં તમે શીખી ગયા છો. એ સઘળી બાબતો આ પ્રકરણમાં પણ તેટલીજ અગત્યની હોવાથી તમારે તેનો ફરીથી વિચાર કરવો ઘટે છે.

+મ્હેસુરનો ૨ જો વિગ્રહ:—હૈદરઅલ્લી સાથે કંપનિ સરકારને બીજો વિગ્રહ શાથી થયો, વિગ્રહ દરમિઆન થએલાં યુદ્ધોમાં બંને પક્ષને કેવી હાર-જીત મળી, હૈદરનું મરણ થયું, અને ટીપુ સુલતાને વિગ્રહ જારી રાખ્યો, પણ અંતે સલાહ થઇ છેવટનું પરિણામ શું આવ્યું, એ વગેરે બાબતો તમે પાછળ જાણી ગયા છો, તેનો આ પ્રસંગે પુનઃ વિચાર કરવો જરૂરનો છે.

હેસ્ટિંગ્સ પર મૂકેલા આરોપો:—જ્યારે હેસ્ટિંગ્સ પોતાની જગાનું રાજીનામું આપી ઈંગ્લેન્ડ ગયો, ત્યારે તેના દુશ્મનોએ તેની સામે કાવતરૂં રચ્યું, અને તેના પર આક્ષેપો મૂકયા. (૧) કંપનિની તિજોરી તર કરવા સારૂ હેસ્ટિંગ્સે કાશીના રાજા ચૈયતસીંગ પાસેથી ૪૦ લાખ રૂપીઆ લીધા; તથા (૨) અયોધ્યાની બેગમો પાસેથી ૭૫ લાખ રૂપીઆ કઢાવ્યા.

---

*મરેઠી ૧ લા વિગ્રહ માટે જુઓ:-પૃષ્ઠ ૧૫૦-૧૫૧

+મ્હેસુરના ૨ જા વિગ્રહ માટે જુઓ:-પૃષ્ઠ ૧૬૬-૬૭-૬૮

**કાશીરાજ ચૈયતસીંગઃ**—કાશીનો રાજા ચૈયતસીંગ અયોધ્યાના નવાબની સત્તા નીચે હતો, અને નવાબે તેને બ્રિટિશનો રક્ષિત બનાવ્યો હતો. તેના રક્ષણને માટે ત્યાં બ્રિટિશ લશ્કર રાખવામાં આવ્યું હતું, તેના ખર્ચ પેટે તેણે એક વખત માત્ર ૫ લાખ રૂપીઆ આપ્યા હતા. જ્યારે હેસ્ટિંગ્સે બાકીના ખર્ચની ઉઘરાણી કરી, ત્યારે તે આપવા તેણે ના કહી. તે ઉપરથી હેસ્ટિંગ્સ જાતે બનારસ ગયો. ચૈયતસીંગને હરાવ્યો, અને તેની ગાદી તેના ભત્રીજાને આપી; તેના કિલ્લામાંથી હેસ્ટિંગ્સે કંપનિના લશ્કરી ખર્ચ પેટે ૪૦ લાખ રૂપીઆ લીધા.

**અયોધ્યાની બેગમોઃ**—અયોધ્યાના નવાબ શુજાદૌલા પછી તેનો પુત્ર અસફદૌલા ગાદીએ આવ્યો. તે કંપનિના લશ્કરનું ખર્ચ આપવા અશક્ત હતો. તેની મા અને દાદી પાસે પૈસો પુષ્કળ હતો. બેગમોએ કાશીના રાજા ચૈયતસીંગને મદદ કરી હતી, તેથી હેસ્ટિંગ્સે બેગમો ઉપર લશ્કર મોકલ્યું, અને ખર્ચ પેટે ૭૫ લાખ રૂપીઆ વસુલ લીધા.

**રાજા નન્દકુમારઃ**—તે ઉપરાંત (૩) નન્દકુમાર નામના બ્રાહ્મણને અયોગ્ય રીતે ફાંસી દીધી, એવો આરોપ હેસ્ટિંગ્સ ઉપર મૂકવામાં આવ્યો. નન્દકુમાર કારોબારી સભાના *સભ્યોનો માનીતો હતો, અને મિ. ફ્રાન્સિસની શિખવણીથી તેણે હેસ્ટિંગ્સ ઉપર રૂશ્વત લેવાનો આરોપ મૂકયો. તેવામાં કોઈ બીજા ખાનગી ગૃહસ્થે નન્દકુમાર ઉપર ખોટો દસ્તાવેજ કરવાનો આરોપ મૂકયો. તે તકનો લાભ લઈ હેસ્ટિંગ્સે તેના પર કામ ચલાવ્યું, અને તેને ફાંસીની શિક્ષા કરી.

ઉપર જણાવેલા ત્રણ આરોપો માટે હેસ્ટિંગ્સ ઉપર પાર્લમેન્ટ સમક્ષ સાત વર્ષ સુધી કામ ચલાવવામાં આવ્યું, પણ છેવટે તેને નિર્દોષ ઠરાવવામાં આવ્યો. હેસ્ટિંગ્સને એ કામમાં અઢળક ખર્ચ થયો હતો, અને અથાગ શ્રમ વેઠવો પડ્યો હતો. મિ. ફ્રાન્સિસે આ કામમાં હેસ્ટિંગ્સ વિરુદ્ધ ઘણો ભાગ લીધો હતો.

---

* મિ. બાર્વેલ, મિ. ફ્રાન્સિસ, જનરલ ક્લેવરિંગ અને કર્નલ મોન્સન એ ચાર કાઉન્સિલના સભ્યો હતા.

**હેસ્ટિંગ્સનું ચારિત્ર્ય:**—તે અઢાર વર્ષની ઉંમરે હિંદુસ્તાનમાં આવ્યો હતો, અને તેણે કંપનિની સારી સેવા બજાવી હતી. તેણે પોતાની હોશિયારીથી ઉપરી અમલદારોની પ્રીતિ મેળવી, અને ધૈર્યથી અને નિષ્પક્ષપાતપણાથી ગવર્નર જનરલની પદવી પ્રાપ્ત કરી. તેણે બ્રિટિશ રાજ્ય તરફ સારી વફાદારી બતાવી. કલાઇવે બ્રિટિશ રાજ્યનો નાખેલો પાયો તેણે દૃઢ કર્યો. તે ઈંગ્લૅન્ડ ગયે, ત્યારે બ્રિટિશ સત્તા નીચે બંગાળા, બહાર, ઓરિસ્સાનો થોડો મુલક, કાશી, ઉત્તર સરકાર, મદ્રાસ, મુંબઇ અને સુરત વગેરે સ્થળો હતાં.

*પિટ્ટનો કાયદો: બોર્ડ-ઑવ્-કન્ટ્રોલ: (ઇ. સ. ૧૭૮૪)—'રેગ્યુલેટિંગ ઍક્ટ' પ્રમાણે ગવર્નર જનરલના હાથમાં માત્ર નામનીજ સત્તા હતી; કારણ કે કારોબારી સભાના સભ્યો એકત્ર થઇ ગવર્ન પણ કામ બરાબર રીતે કરવા દેતા નહોતા. તે ઉપરથી પાર્લમેંટને હિંદુસ્તાન વિષે બીજો નવો કાયદો પસાર કરવાની જરૂર જણાઈ. લૉર્ડ પિટ્ટે એક ખરડો તૈયાર કરી પાર્લમેન્ટ સમક્ષ મૂક્યો અને તે પસાર થયો. તે ખરડા પ્રમાણે કંપનિને વેપાર કરવાની જે સત્તા હતી તે કાયમ રાખી, પણ રાજકીય સત્તા કંપનિના વ્યવસ્થાપકો પાસેથી પડાવી લઈ એક બીજી 'નિયામક સભા' (બોર્ડ ઑવ્ કન્ટ્રોલ) ના હાથમાં મૂકી. આ નિયામક સભાના સભ્યો કે જેઓની નીમણુક માત્ર રાજાજ કરી શકે,



વિલિયમ પિટ્ટ.

*ઇ. સ. ૧૭૮૩માં લૉર્ડ ફૉક્સે એક બિલ ઘડી કાઢ્યું હતું, પણ તેના મંત્રીમંડળનો અંત આવતાં તે ઉડી ગયું હતું. આથી નવા પ્રધાન લૉર્ડ પિટ્ટે લૉર્ડ ફૉક્સના બિલમાં ઘટતો ફેરફાર કરી પાર્લમેન્ટ સમક્ષ નવું બિલ રજુ કર્યું, અને તે પસાર થયું.

તેઓને સર્વ રાજકીય સત્તા સુપરત કરી. તેઓને પૂછ્યા સિવાય કોઇ પણ ગવર્નર જનરલ લડાઈ કે સલાહ કરી શકે નહિ એમ ઠર્યું. ગવર્નર જનરલની કારોબારી સભામાં ચાર સભ્યોને બદલે ત્રણ સભ્યો રાખવામાં આવ્યા.

## પ્રશ્નો.

(૧) વૉરન હેસ્ટિંગ્સ ગવર્નર થયો, ત્યારે કંપનિની શી સ્થિતિ હતી ?

(૨) વૉરન હેસ્ટિંગ્સે કંપનિના રાજ્યકારભારમાં શા શા સુધારા કર્યા ?

(૩) રેગ્યુલેટિંગ ઍક્ટ વિષે જે જાણતા હો તે લખો.

(૪) મ્હૈસુર ૨ જા વિગ્રહમાં અને મરેઠી ૧ લા વિગ્રહમાં કંપનિ સરકારે શો ભાગ લીધો ? એથી શા શા લાભ થયા ?

(૫) કંપનિની નાણાં સંબંધી મુશ્કેલીઓ દૂર કરવા વૉરન હેસ્ટિંગ્સે શા ઉપાયો યોજ્યા ? એથી એના કારભાર વિષે કેવો મત બંધાયો ?

(૬) પિટ્ટના કાયદાની મુખ્ય કલમો ગણાવો. રેગ્યુલેટિંગ ઍક્ટ પછી એ કાયદાથી કંપનિના અમલમાં શા શા ફેરફાર થયા ?

---

# પ્રકરણ ૨ જું.

## લૉર્ડ કૉર્નવૉલિસઃ ૨ જો ગવર્નર જનરલ.

(ઇ. સ. ૧૭૮૬ થી ઇ. સ. ૧૭૯૩)

### ટીપુની સત્તા પર અંકુશ અને બંગાળાનો જમીનદારવર્ગ.

લૉર્ડ કૉર્નવૉલિસ હોદ્દા પર.
લૉર્ડ કૉર્નવૉલિસે કરેલા સુધારા.
બંગાળામાં કાયમી જમાબંધી.
કાયમી જમાબંધીના ગેરફાયદા.
મ્હૈસુરનો ૩ જો વિગ્રહ.

**લૉર્ડ કૉર્નવૉલિસ હોદ્દા પરઃ**—વૉરન હેસ્ટિંગ્સ પછી કાઉન્સિલના એક સભ્ય મેકફર્સનના હાથમાં ગવર્નર જનરલની સત્તા રહી, પણ તેનાથી લાંબા વખત સુધી કામ ચલાવી શકાય તેમ નહોતું. કંપનિનો કારભાર

વધારે સુદૃઢ કરવા માટે બાહોશ અને હોશિયાર અમલદારની જરૂર હતી. વળી જેણે હિંદુસ્તાનમાં નોકરી ન કરી હોય તેવા અમલદારની જરૂર હતી, તેથી બોર્ડ ઑવ્ કન્ટ્રોલ તરફથી લૉર્ડ કૉર્નવૉલિસની નીમણૂક કરવામાં આવી.

પિટ્ના કાયદા પ્રમાણે ગવર્નર જનરલની સહાયક સભાના સભ્યોની સંખ્યામાંથી એક કમી કરીને ચારને બદલે ત્રણ સભ્યો રાખવામાં આવ્યા હતા, છતાં પણ લૉર્ડ કૉર્નવૉલિસે કહ્યું કે ઘણીજ અગત્યની બાબતમાં જો તેને તેની મદદનીશ સભાથી સ્વતંત્રપણે વર્તવા દેવામાં આવે, તોજ તે ગવર્નર જનરલનો હોદ્દો સ્વીકારવા તૈયાર છે. તે ઉપરથી તેને તેમ કરવાની છૂટ આપી, અને ત્યારથી ગવર્નર જનરલ મદદનીશ સભાની સંમતિ સિવાય કોઈ પણ અગત્યની બાબતમાં સ્વતંત્ર પગલું ભરી શકે એમ થયું. આ ઉપરાંત તેને હિંદના બ્રિટિશ લશ્કરના મુખ્ય સેનાપતિનો હોદ્દો પણ આપવામાં આવ્યો.

**લૉર્ડ કૉર્નવૉલિસે કરેલા સુધારા:**–(૧) કંપનિના અમલદારોના પગાર નિયમિત કર્યા, અને હિંદને માટે એક સનંદી મુલ્કી નોકરી બનાવી.

(૨) વૉરન હેસ્ટિંગ્સે કરેલા સુધારા પ્રમાણે કલેકટરો મહેસુલ ઉઘરાવતા અને ન્યાય પણ આપતા. લૉર્ડ કૉર્નવૉલિસે કલેકટરો પાસેથી ન્યાય આપવાનું કામ લઈ લીધું, અને તેઓને મહેસુલ ઉઘરાવવાનુંજ કામ સોંપ્યું. ન્યાયખાતા માટે તેણે જુદા ન્યાયાધીશો નીમ્યા.

(૩) ન્યાય આપવા માટે જુદી કચેરીઓ સ્થાપી. હિંદુ કાયદાના જ્ઞાન માટે પંડિતોને અને મુસલમાન કાયદાના જ્ઞાન માટે કાજી કે વ્યવહારવેત્તાને ન્યાયાધીશના કામમાં મદદ કરવા નીમ્યા. શુદ્ધ ન્યાય આપવાની ઉત્કંઠાથી લૉર્ડ કૉર્નવૉલિસે એકજ ભૂલ એ કરી કે હિંદુઓને મોટી નોકરીમાંથી દૂર રાખ્યા.

(૪) જમીનદારો ફોજદારી સત્તા ચલાવતા હતા તે બંધ કર્યું.

**બંગાળામાં કાયમી જમાબંધી:**—વૉરન હેસ્ટિંગ્સે જમીનદારોને પાંચ વરસને ગણોતે જમીન આપી હતી, પણ તેથી કંપનિને નુકસાન ખમવું પડતું હતું. કંપનિને નિયમિત આવક આવે તેટલા માટે લૉર્ડ કૉર્નવૉલિસે કાયમી જમાબંધીનો કાયદો પસાર કર્યો.

લૉર્ડ કૉર્નવાલિસે જમીનદારોનેજ સઘળી જમીન ગણોતે આપી દીધી, જમીનદારોને જમીનના માલિક બનાવી જમીનદારવર્ગ ઉભો કર્યો, અને કાયમને માટે અમુક રકમ જમીનદારો કંપનિને દર વર્ષે આપે તેમ ઠરાવ્યું. આ બાબતમાં જમીનદારોનેજ જવાબદાર ગણ્યા, અને તેથી ખેડુતોના હક તરફ તેણે જોઈએ તેટલું ધ્યાન આપ્યું નહિ.

કાયમી જમાબંધીથી ફક્ત એકજ ફાયદો થયો, અને તે એ હતો કે દર વર્ષે જમીનની માપણી કરવામાં અને મહેસુલ ઠરાવવામાં જે ધમાલ થતી હતી તે બંધ થઈ, અને તેથી કરીને ખેતી તથા વેપાર સારી રીતે ચાલવા લાગ્યાં.

**કાયમી જમાબંધીના ગેરફાયદાઃ-**

(૧) નાના ખેડુતોના હક ડૂબી ગયા.

(૨) રૈયતવર્ગ જે જમીન ખેડવા વગેરેમાં ખરેખરી મહેનત કરતો, તેને આથી ઘણું ખમવું પડયું.

(૩) જમીનદારો ગમે તેટલા પૈસા કમાય, તોપણ તેઓને તો માત્ર ઠરાવેલુંજ મહેસુલ આપવાનું હતું.

(૪) જમીનદારો તરફથી અમુક મુકરર રકમજ સરકારને મળતી, તેથી સરકારને બીજી ચીજો પર કર નાખવાની જરૂર પડી.

(૫) જમીનદારવર્ગ ઉભો થયા પછી તેઓએ પોતાના લાભ ખાતર પડતર જમીન સુધારી, ખેતીની આબાદી કરી પોતાનું ઉત્પન્ન વધાર્યું, અને સરકારને તો અસલની મુકરર રકમજ મળતી, એથી ભવિષ્યમાં સરકારની આવકને ધોકો પહોંચ્યો.

***મ્હેસુરનો ત્રીજો વિગ્રહઃ**—ટીપુ સુલતાને કંપનિ સરકાર સાથેની વર્તણુકમાં કેટલીક વિરુદ્ધતા દાખવી. મ્હેસુરનો ત્રીજો વિગ્રહ થતાં લૉર્ડ-કૉર્નવૉલિસે પંડે લશ્કરની આગેવાની લીધી. વિગ્રહ દરમિઆન થએલાં યુદ્ધો, બંને પક્ષની હારજીત, અને છેવટની સલાહ તથા તેના પરિણામ વિષે તમે પાછળ વાંચી ગયા છો. આ બાબતનો પુરેપુરો વિચાર આ સ્થળે કરીને સંબંધ જોડતાં તમારે શીખવું જોઈએ.

---

* મ્હેસુરના ૩ જા વિગ્રહ માટે જુઓઃ-પૃષ્ઠ ૧૬૯-૧૭૦

### પ્રશ્નો.

(૧) લૉર્ડ કૉર્નવૉલિસની નીમણુક શા માટે અગત્યની ગણાય છે?
(૨) કાયમી જમાબંધી એટલે શું? તેના ફાયદા તથા ગેરફાયદા લખો.
(૩) લૉર્ડ કૉર્નવૉલિસે કરેલા બીજા સુધારા ગણાવો.
(૪) મ્હૈસુરના ત્રીજા વિગ્રહનું વર્ણન ટુંકમાં કરો.

---

## પ્રકરણ ૩ જું.

## સર જોન શોરઃ ૩ જો ગવર્નર જનરલ.

(ઇ. સ. ૧૭૯૩ થી ઇ. સ. ૧૭૯૮)

### કંપનિ સરકારની તટસ્થ રાજ્યનીતિ.

**સર જોન શોરની નીમણુક.**
**તટસ્થ રાજ્યનીતિ.**
**તટસ્થ રાજ્યનીતિનાં પરિણામ.**
**મરેઠી રાજ્યોની નિઝામ પર જીત.**
**ટીપુના કાવાદાવા.**
**અયોધ્યાની ગાદીનો નિકાલ.**
**કંપનિના પટ્ટામાં ફેરફાર.**

**સર જોન શોરની નીમણુક:**—કંપનિએ પસાર કરેલી યોજના પ્રમાણે ગવર્નર જનરલ તરીકે જેણે હિંદુસ્તાનમાં નોકરી ન કરી હોય તેવા માણસને નીમવો જોઈએ; પણ પ્રસંગે તેવા ગવર્નર જનરલ તરીકે બાહોશ માણસો મેળવવા દુર્લભ થઈ પડતા, તેથી સર જોન શોરની નીમણુક કરવામાં આવી. સર જોન શોર ગવર્નર જનરલની મદદનીશ સભાનો મુખ્ય સભ્ય હતો, અને બાહોશ તથા શાંત પ્રકૃતિનો હતો. તેનો રાજ્યકારોબાર પણ શાંતિમાં પુરો થયો.

**તટસ્થ રાજ્યનીતિઃ**—પાર્લમેન્ટ તરફથી ગવર્નર જનરલને સૂચના મળેલી હતી, કે પાર્લમેંટની પરવાનગી વિના તેણે દેશી રાજાઓની સાથે લડાઈમાં ઉતરવું નહિ, તેમજ દેશી રાજાઓ અંદર અંદર લડે તેમાં કોઈને મદદ કરવી નહિ. કંપનિની મુખ્ય ઇચ્છા વેપાર ખીલવવાની હોવી જોઈએ; કંપનિએ રાજ્ય વધારવાની કે રાજ્ય સ્થાપવાની બાબતોમાં માથું મારવાનું નથી. સર જોન શોર આ રાજનીતિને અક્ષરશઃ વળગી રહ્યો. તેણે તટસ્થ રાજ્યનીતિનો અંગીકાર કર્યો.

**તટસ્થ રાજ્યનીતિનાં પરિણામઃ**—કંપાન સરકારે ભલે તટસ્થ રાજ્યનીતિ ધારણ કરી, પણ દેશી રાજાઓને શાંત બેસી રહેવું ગમ્યું નહિ. દેશી રાજાઓ કંપનિ સરકારની તટસ્થ રાજ્યનીતિનો લાભ લઈ પોતાની સત્તા જમાવવા લાગ્યા, અને અંદર અંદર લડવા લાગ્યા.

**મરેઠી રાજ્યોની નિઝામ પર જીતઃ**—પાંચે મરાઠા રાજ્યો એકત્ર થઈ નિઝામને પજવવા લાગ્યાં. નિઝામે ચાલતી રુઢિ મુજબ સર જોન શોરની મદદ માગી, પણ તેણે મદદ આપવા ના કહી. આથી પાંચે મરાઠા રાજ્યોએ નિઝામ ઉપર ચડાઈ કરી, અને તેમાં નિઝામ ઘણીજ શરમ ભરેલી રીતે ઇ. સ. ૧૭૯૫ માં કુર્દલા (ખડાં) ની લડાઈમાં હાર્યો, અને તેને પોતાનું અર્ધું રાજ્ય મરેઠાઓને આપી દેવું પડયું.

**ટીપુના કાવાદાવાઃ**—વળી તેજ રાજનીતિનો લાભ લઈ ટીપુ ફ્રેંચો તથા અફઘાનો સાથે ખાનગી મસલત ચલાવતો હતો, અને અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવા પ્રયત્ન કરતો હતો.

**અયોધ્યાની ગાદીનો નિકાલઃ**—વળી એક બીજો પણ બનાવ બન્યો, જેની અંદર સર જોન શોરને માથું મારવાની ફરજ પડી. અયોધ્યાનો નવાબ અસફદૌલા ઇ. સ. ૧૭૯૭ માં મરણ પામ્યો. તેની ગાદી વઝીરઅલી નામના સરદારે પચાવી પાડી, તેથી નવાબના ભાઈ સાદતઅલીએ સર જોન શોરની મદદ માગી. સર જોન શોર તપાસ કરવા અયોધ્યા ગયો. તેણે જાતે સંપૂર્ણ તપાસ કરી સાદતઅલીને ગાદી આપી અને વઝીરઅલીને વર્ષાસન બાંધી આપ્યું. ત્યાર પછી બીજે વર્ષે સર જોન શોર ઇંગ્લેન્ડ ગયો.

**કંપનિના પટ્ટામાં ફેરફારઃ**—ઇ. સ. ૧૭૯૩ માં કંપનિના પટ્ટાની ૨૦ વરસની મુદત પુરી થતાં કંપનિને નવો પટ્ટો કરી આપવામાં આવ્યો. તેમાં પૂર્વનો બધો વેપાર કંપનિને હસ્તક રહ્યો, પણ બીજા વેપારીઓને પૂર્વના પ્રદેશોમાંથી ૩,૦૦૦ ટન વજન જેટલો માલ ઇંગ્લેન્ડમાં લઈ જવાની છૂટ મળી. આ છૂટમાં એક પ્રતિબંધ મૂકવામાં આવ્યો, કે એ માલ કંપનિના માલના વેચાણના ધોરણે વેચાવો જોઈએ. વળી આ પટ્ટાથી હિંદના બ્રિટિશ લશ્કરના ઉપરી અમલદારને ડીરેકટરોની મંજુરી વિના કાઉન્સિલમાં હાજરી આપવાનું બંધ કરવામાં આવ્યું.

## પ્રશ્નો.

(૧) સર જોન શોરની તટસ્થ રાજ્યનીતિ વિષે શું જાણો છો?

(૨) તટસ્થ રાજ્યનીતિને લીધે દક્ષિણના દેશી રાજ્યકર્તાઓએ શું કર્યું?

(૩) સર જોન શોરે અયોધ્યાની ગાદીનો નિકાલ કેવી રીતે આણ્યો?

(૪) ઇ. સ. ૧૭૯૩ ના કંપનિના નવા પટ્ટા વિષે શું જાણો છો?

(૫) કુર્દલાના યુદ્ધનું વર્ણન કરો. પાંચે મરેઠી રાજ્યોનો એકત્ર બળે યુદ્ધ કરવાનો એ છેલ્લો પ્રસંગ હતો, એ સકારણ સમજાવો.

---

# પ્રકરણ ૪ થું.

## માર્કિવસ ઑવ્ વેલેસ્લિઃ ૪ થો ગવર્નર જનરલ.

(ઇ. સ. ૧૭૯૮ થી ઇ. સ. ૧૮૦૫)

### 'સહાયકારી લશ્કર'ની યોજનાથી દેશી રાજ્યોમાં લાગવગ.

### કંપનિ સરકારની રાજ્યસત્તામાં અજબ ફેરફાર.

આરંભમાં દેશની સ્થિતિ.
સહાયકારી લશ્કરની યોજના.
કંપનિ સરકારને મળેલા મુલકો.
નિઝામની મૈત્રીઃ બેલારી ને કડપા.
ચોથો મ્હેસુર વિગ્રહઃ ટીપુનો અંત.
કાનડા અને કોઇમ્બતુર.
દોઆબ અને રોહિલખંડ મળ્યાં.
વાયવ્ય પ્રાંતોની શરૂઆત.
૨ જો અને ૩ જો મરાઠા વિગ્રહ.
પેશ્વા, હોલકર, ભોંસલે, ને ગાયકવાડની મૈત્રી.
કર્ણાટક, તાંજોર અને સુરત.
વેલેસ્લિના સ્વદેશગમન વખતે હિંદની સ્થિતિ.

**આરંભમાં દેશની સ્થિતિ:**—સર જોન શોરના સ્વદેશગમન પછી લૉર્ડ વેલેસ્લિની હિંદના ગવર્નર જનરલ તરીકે નીમણુક કરવામાં આવી. તે પહેલાં વેલેસ્લિ નિયામક સભાનો મુખ્ય સભ્ય હતો, તેથી હિંદુસ્તાનના રાજ્ય-વહીવટ વિષે તે સારી રીતે વાકેફગાર હતો. તેની પહેલાંના ગવર્નર જનરલ સર જોન શોરે તટસ્થ રાજ્યપદ્ધતિ ગ્રહણ કરેલી હોવાથી હિંદમાં સર્વત્ર અશાંતિ વધી રહી હતી. દેશી રાજ્યો માંહોમાંહે લડતા હતા, અને સૌ

પોતપોતાની સત્તા દૃઢ કરવાને મથતા હતા. આથી કરીને ટીપુ અફઘાનિસ્તાનના શાહ સાથે તથા ફ્રેન્ચોના મહાન્ શહેનશાહ નેપોલિયન બોનાપાર્ટ સાથે પત્રવ્યવહાર ચલાવતો હતો. એ પત્રવ્યવહારની મતલબ ઘણે ભાગે હિંદમાંથી અંગ્રેજ સત્તા નાબુદ કરી બ્રિટિશ પ્રજાને હાંકી મૂકવાની હતી. ફ્રેન્ચોની મદદથી એ મતલબ સાધીને ટીપુને દખ્ખણના તમામ પ્રદેશના સુલતાન થવાની મુરાદ હતી. બ્રિટિશ સત્તાને નાબુદ કરીને તે પછી નિઝામ તેમજ મરેઠા ઉપર કાબુ મેળવવાનો પણ તેનો ઇરાદો હતો. મરાઠાઓ તથા નિઝામ પણ પોતપોતાના લશ્કરને ફ્રેન્ચ અમલદારની સરદારી નીચે તાલીમ આપવા લાગ્યા. આમ ટીપુ, મરેઠા, અને નિઝામ એ ત્રણેમાં ટીપુના અભિલાષ રેતીમાં નાવ ચલાવવા જેવા હતા, મરેઠાઓમાં અંદર અંદરના કલહો વધતા જતા હતા, અને નિઝામ ત્રણેમાં નબળો હતો.



નેપોલિયન બોનાપાર્ટ.

**સહાયકારી લશ્કરની યોજનાઃ**—જ્યારે લૉર્ડ વેલેસ્લિએ ગવર્નર જનરલનો ઓદ્ધો સ્વીકાર્યો, ત્યારે તેને લાગ્યું કે દેશકાળની સ્થિતિ જોતાં બ્રિટિશ લોકોની સલામતી જોખમમાં છે, તેથી કોઇ પણ સંગીન અને બંધારણવાળી યોજના ઘડવી જરૂરની છે. તેને લાગ્યું કે બ્રિટિશ પ્રજાનું કાયમનું હિત જાળવવા માટે '**તટસ્થ પદ્ધતિ**' છોડી દેવી જોઇએ, અને દેશી રાજાઓને સલાહશાંતિથી રાખવાને માટે એક સર્વોપરિ સત્તાની સ્થાપના કરવી જોઇએ. કંપનિ સરકાર સિવાય બીજી કોઇ પણ સત્તા પ્રાબલ્ય ધરાવે એમ નથી, તેથી તેણે '**સહાયકારી લશ્કરની યોજના**' ('Subsidiary

System '—' સબસિડિઅરી સિસ્ટમ ') યોજના અમલમાં મૂકી. આ યોજનામાં નીચેના મુદ્દાનો સમાવેશ થતો હતો:—



માર્કિવસ ઑવ્ વેલેસ્લિ.

(૧) કોઇ પણ દેશી રાજા બ્રિટિશ પ્રજા સિવાય બીજી કોઈ પણ યુરોપી પ્રજાને નોકરીમાં રાખી શકે નહિ.

(૨) કંપનિ સરકારની સંમતિ સિવાય કોઇ પણ દેશી રાજા લડાઈ કે સલાહ કરી શકે નહિ, તેમજ ખાનગી પત્રવ્યવહાર ચલાવી શકે નહિ.

(૩) પોતાની સત્તા નીચેના દેશનું રક્ષણ કરવા માટે દેશી રાજાઓએ બ્રિટિશ સૈન્યની ટુકડીઓ રાખવી, અને તે માટેના ખર્ચ બદલ કંપનિ સરકારને અમુક રકમ આપવી. જો રોકડાં નાણાંની રકમ તેઓ ન આપી શકે, તો તેના બદલામાં અમુક પ્રાન્તો કંપનિ સરકારને તેઓએ આપવા.

(૪) બ્રિટિશ સત્તા એટલે કે કંપનિ સરકારનું સર્વોપરિપણું સ્વીકારવું. આનો અર્થ એ કે મોગલ સલ્તનતની પડતી પછી એનાજ જેવું સાર્વભૌમત્વ હવે કંપનિ સરકારે ધારણ કરવાનું ધોરણ અંગીકાર કર્યું.

(૫) કંપનિ સરકારની આ યોજના સ્વીકારનાર દેશી રાજ્યમાં એક બ્રિટિશ પ્રતિનિધિ ( રેસીડન્ટ ) રાખવાનું ઠર્યું.

(૬) આ યોજના સ્વીકારનાર દેશી રાજ્ય સાથે કંપનિ સરકારે મૈત્રીસંબંધ ધરાવવો, અને તેને આપત્તિને પ્રસંગે મદદ કરવી.

**કંપનિ સરકારને મળેલા મુલકોઃ**—સહાયકારી લશ્કરની યોજના પ્રમાણે કંપનિ સરકારને નીચેના મુલકો મળ્યા.

**(૧) નિઝામની મૈત્રીઃ બેલારી અને કડપા મળ્યાંઃ** (ઇ. સ. ૧૭૯૮)—કુર્દલાની લડાઇમાં સખત હાર ખાધા પછી નિઝામે તેના લશ્કરને કેળવવા માટે અમુક જમીન ફ્રેન્ચ અમલદારોને આપી હતી, અને વેલેસ્લિને ખબર મળી કે નિઝામ અંગ્રેજોને હાંકી કાઢવાને ટીપુ સાથે મસલત ચલાવતો હતો. એથી તેણે નિઝામને સહાયકારી લશ્કરની યોજના સ્વીકારવા અને કંપનિ સરકારના મિત્ર અને મળતીઆ થવાની ફરજ પાડી. નિઝામે તે યોજના સ્વીકારી, અને તેના બદલામાં બેલારી અને કડપાના પ્રાંતો લશ્કરના ખર્ચ માટે કંપનિ સરકારને આપ્યા.

**(૨) *ચોથો મ્હેસુરનો વિગ્રહઃ ટીપુનો અંતઃ કાનડા અને કોઇમ્બતુર મળ્યાંઃ** (ઇ. સ. ૧૭૯૯)—ચોથા મ્હેસુર વિગ્રહમાં ટીપુ સુલતાન મરાયો, અને તેના મનોરથ ધૂળમાં મળ્યા. પછી મ્હેસુરનું રાજ્ય અસલના રજપુત રાજાના વંશજને સોંપ્યું, અને તેણે વેલેસ્લિની યોજના સ્વીકારી. તેણે લશ્કરના ખર્ચ માટે કાનડા અને કોઇમ્બતુર કંપનિ સરકારને આપ્યાં.

**(૩) દોઆબ અને રોહિલખંડ મળ્યાંઃ વાયવ્ય પ્રાંતોની શરૂઆતઃ**—અયોધ્યાનો નવાબ નબળો હતો, અને વેલેસ્લિએ જાણ્યું કે જો તેને જતો કરીશું, તો અફઘાન લોકો તેની નબળાઇનો લાભ લઇ હિંદુસ્તાન ઉપર ચડાઇ કરશે. આથી તેણે અયોધ્યાના નવાબ સાથે લખનૌ મુકામે સલાહ કરી, અને બ્રિટિશ લશ્કરના નિભાવ માટે દોઆબ અને રોહિલખંડના પ્રાંતો મેળવ્યા, ઇ. સ. ૧૮૦૧.

**§(૪) ૨ જો ને ૩ જો મરાઠા વિગ્રહઃ મરાઠા રાજાઓ નમ્યાઃ**—

બીજા મરાઠા વિગ્રહને અંતે બાજીરાવ બીજાએ વસઇ મુકામે સલાહ કરી સહાયકારી લશ્કરની યોજના સ્વીકારી, ઇ. સ. ૧૮૦૨. વળી ત્રીજા

---

* ચોથા મ્હેસુર વિગ્રહ માટે જુઓઃ-પૃષ્ઠ ૧૭૦-૭૧

§ બીજા અને ત્રીજા મરાઠા વિગ્રહ માટે જુઓઃ-પૃષ્ઠ ૧૫૫-૫૬-૫૭

## માર્કિવસ વેલેસ્લિના વખતનું બ્રિટિશ હિંદ.

ઈ. સ. ૧૭૯૯ થી ૧૮૦૫

પંજાબ
સિંધુ
બ્રહ્મપુત્રા નદી
ગુજરાત
મુંબઈ
મરાઠા રાજ્ય
નિઝામનો મુલક
મ્હૈસૂર
મદ્રાસ
M.A.

મરાઠા વિગ્રહમાં ભોંસલે અને સિંધીઆએ કેટલીક હાર ખાધા પછી પરિણામે વેલેસ્લિની યોજના સ્વીકારી. આથી ભોંસલેએ અંગ્રેજોને કટક આપ્યું, અને સિંધીઆએ દિલ્હી, આગ્રા અને ભરૂચ આપ્યાં. વળી ગાયકવાડે પણ ગુજરાતમાં કેટલોક મુલક આપ્યો, ઇ. સ. ૧૮૦૫. આમ મરેઠી શાખા રાજ્યો સાથે કંપનિ સરકારને મૈત્રીસંબંધ બંધાયો.

**(૫) કર્ણાટક, તાંજોર, અને સુરત બ્રિટિશ રાજ્યમાં જોડાયાં:-**

કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીનને અંગ્રેજ સરકારે ગાદીએ બેસાડયો હતો, અને કર્ણાટક બ્રિટિશનું રક્ષિત રાજ્ય બન્યું હતું. તેના બદલામાં દર મહીને કર્ણાટકનો નવાબ અમુક રકમ બ્રિટિશને આપે એવું ઠરાવવામાં આવ્યું હતું. પરંતુ કર્ણાટકના નવાબો નબળા થયા, અને નિયમિત રીતે ખંડણી ભરી શકયા નહિ. વળી તેઓ ટીપુ સાથે ખાનગી પત્રવ્યવહાર ચલાવતા તેવું માલમ પડયાથી જ્યારે ઇ. સ. ૧૮૦૧ માં નવાબ મરણ પામ્યો, ત્યારે કર્ણાટકને બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું.

**તાંજોર:**—તાંજોરનો રાજા પ્રજા પર ત્રાસ વર્તાવતો હતો, અને રાજ્યકાર્યમાં જોઇએ તેવો ભાગ લેતો નહોતો. આથી તે ઇ. સ. ૧૭૯૯ માં મરણ પામ્યો, ત્યારે અંગ્રેજ સરકારે તેના દત્તક પુત્રને વર્ષાસન બાંધી આપ્યું, ને તાંજોર ખાલસા કર્યું.

**સુરત:**—સુરતનો નવાબ પણ સારી રીતે રાજ્ય ચલાવતો નહોતો, તેથી તે જ્યારે મરણ પામ્યો, ત્યારે ઇ. સ. ૧૭૯૯ માં સુરત પણ બ્રિટિશ રાજ્ય સાથે એકત્ર કરવામાં આવ્યું.

**વેલેસ્લિના સ્વદેશગમન વખતે હિંદની સ્થિતિ:** (ઇ. સ. ૧૮૦૫)—જ્યારે વેલેસ્લિ ઈંગ્લેંડ ગયો, ત્યારે હિંદુસ્તાનમાં અંગ્રેજોને તાબે નીચે પ્રમાણે મુલકો હતા:-ભરૂચ, સુરત, મુંબઇ, સાષ્ટી, મદ્રાસ, સાલેમ, મદુરા, કડપા, બેલારી, મલબાર, કાનડા, કોઇમ્બતુર, તાંજોર, કર્ણાટક, ઉત્તર સરકાર, કટક, બંગાળા, બહાર અને ઓરિસ્સા, તેમજ રોહિલખંડ અને દોઆબ. તે સિવાય રજપુત રાજ્યો, મરાઠા રાજ્યો, અને નિઝામનું રાજ્ય તેમજ મ્હેસુર અને અયોધ્યાનાં રાજ્યોએ બ્રિટિશની સહાયકારી લશ્કરની

યોજના સ્વીકારવાથી તેઓ બ્રિટિશ રાજ્યના આશ્રય નીચે હતાં. જો વેલેસ્લિ તટસ્થ રાજનીતિને વળગી રહ્યો હોત, તો કંપનિ સરકારના તાબામાં ઉપરના મુલકો આવી શકયા ન હોત. આથી લૉર્ડ વેલેસ્લિએ અંગ્રેજી રાજ્યનાં મૂળ ઉંડાં નાખીને બ્રિટિશ સલ્તનતના આલીશાં મકાનનું પાકે પાયે ચણતર કરવા માંડયું એમ કહી શકાય.

લૉર્ડ કલાઇવે બ્રિટિશ રાજ્યનો પાયો નાખ્યો. વૉરન હેસ્ટિંગ્સે તેમાં કેટલેક અંશે વધારો કરી આર્થિક સ્થિતિ અને રાજ્યવ્યવસ્થામાં સુધારો કર્યો, અને લૉર્ડ વેલેસ્લિએ તો કંપનિ સરકારના મુલકમાં વધારો થાય, અને દેશી રાજાઓ મિત્ર અને મળતીઆ થાય, તેમજ ભવિષ્યમાં કંપનિ સરકાર સર્વોપરિ બને એવું કાર્ય કર્યું.

## પ્રશ્નો.

(૧) 'સહાયકારી લશ્કરની' યોજના એટલે શું? તે શા માટે યોજવામાં આવી હતી? તે યોજના અમલમાં મૂકવાથી શું પરિણામ આવ્યું?

(૨) લૉર્ડ વેલેસ્લિ બ્રિટિશ રાજ્યનો ત્રીજો મહા પુરુષ કહેવાય છે તે પુરવાર કરો.

(૩) લૉર્ડ વેલેસ્લિના સમયમાં કયા કયા પ્રાન્તો બ્રિટિશ હકુમત નીચે આવ્યા, તે નકશો કાઢી બતાવો.

(૪) 'તટસ્થ રાજ્યનીતિ' અને 'સહાયકારી લશ્કરની યોજના' એ બેના સિદ્ધાંતોના ગુણદોષનો મુકાબલો કરો.

(૫) લૉર્ડ વેલેસ્લિએ બ્રિટિશ રાજ્યસત્તા દૃઢ કરી, એ સત્ય ઉદાહરણો લઈ સાબીત કરો.

(૬) લૉર્ડ વેલેસ્લિનો સમય બ્રિટિશ પ્રજાના ઇતિહાસમાં યાદગાર રહેશે, એ વિષે તમારો શો મત છે? સામ્રાજ્યની વૃદ્ધિ માટે તેણે જે જે કર્યું છે, તે લક્ષમાં લઈ તમારો મત બાંધો.

(૭) લૉર્ડ વેલેસ્લિના સમયમાં હિંદમાં મુખ્ય દેશી રાજ્યો કયાં હતાં? તેમની સ્થિતિ વર્ણવો. તેમની રાજ્યનીતિના ગુણદોષ અને તેનાં પરિણામ જણાવો.

# પ્રકરણ ૫ મું.

## લૉર્ડ કૉર્નવૉલિસ: ૫ મો ગવર્નર જનરલ.

### ( ઇ. સ. ૧૮૦૫–બીજી વખત. )

### તટસ્થ રાજ્યપદ્ધતિનું પુનર્જીવન.

## સર જ્યૉર્જ બાર્લો: કામચલાઉ ગવર્નર જનરલ.

### ( ઇ. સ. ૧૮૦૫ થી ઇ. સ. ૧૮૦૭ )



**લૉર્ડ કૉર્નવૉલિસ બીજી વાર: તટસ્થ રાજ્યપદ્ધતિનું પુનર્જીવન:**—લૉર્ડ વેલેસ્લિએ સહાયકારી લશ્કરની યોજનાથી હિંદુસ્તાનનો મોટો ભાગ લગભગ બ્રિટિશ હકુમત નીચે આણ્યો હતો. તેમ કરવામાં કેટલાક વિગ્રહોને અંગે તેને ઘણુંજ ખર્ચ કરવું પડયું હતું. પરિણામે કંપનિના સંચાલકોમાં ગભરાટ ફેલાયો. તેઓનો ઉદ્દેશ પૈસા કમાવાનો હતો, અને વેલેસ્લિએ સ્વીકારેલી રાજ્યનીતિથી કમાણીને બદલે તિજોરીનું તળીયું ખાલી થવા આવ્યું હતું. તેઓ રાજ્યના લોભી ન હતા, તેથી તેઓએ લૉર્ડ વેલેસ્લિને ઇંગ્લેન્ડ પાછો બોલાવી લીધો, અને હિંદના એક વખતના અનુભવી લૉર્ડ કૉર્નવૉલિસને ફરીથી ગવર્નર જનરલ તરીકે મોકલવામાં આવ્યો. તેને સૂચના આપવામાં આવી કે કોઈ પણ દેશી રાજાને મદદ કરવી નહિ, અને દેશી રાજ્યોના કામમાં માથું મારવું નહિ. લૉર્ડ કૉર્નવૉલિસ પોતે પણ તેજ મતનો હતો. તે તટસ્થ રહેવાનો દૃઢ નિશ્ચય કરી હિંદુસ્તાન આવ્યો. આ વખતે તે વૃદ્ધ થઈ ગયો હતો, અને હિંદની ગરમ હવામાં રહેવું તેને માટે અનુકૂળ નહોતું. હિંદમાં આવ્યા પછી મરાઠાઓની લડાઈ બંધ કરવાના હેતુથી તે ઉત્તર તરફ જતો હતો, તેવામાં તે ગાઝિપુરમાં મરણ પામ્યો, ઇ. સ. ૧૮૦૫.

### સર જ્યોર્જ બાર્લો: ( ઇ. સ. ૧૮૦૫–૧૮૦૭ )

**સિંધીઆ અને હોલકર સાથે સલાહ:**—લૉર્ડ કૉર્નવૉલિસના મૃત્યુ પછી કારોબારી સભાના મુખ્ય સભ્ય સર જ્યોર્જ બાર્લોની કામચલાઉ ગવર્નર જનરલ તરીકે નીમણુક થઈ. તે પણ તટસ્થ રાજ્યપદ્ધતિનો

હિમાયતી હતો. જનરલ લેઇક હોલકરને જીતવાની તૈયારીમાં હતો, અને થોડોક વખત જો તેણે લૉર્ડ વેલેસ્લિની પદ્ધતિ મુજબ લડાઈ જારી રાખી હોત તો મરાઠાઓએ ક્યારનુંએ નમતું મૂકી દીધું હોત, પરંતુ ગવર્નર જનરલ બાર્લોએ જનરલ લેઈકની મરજી વિરુદ્ધ સિંધીઆ તથા હોલકર સાથે સલાહ કરી. આથી સિંધીઆને ગ્વાલીઅર અને ગોહદના કિલ્લા તથા બીજો જીતેલો મુલક પાછો આપ્યો, અને સિંધીઆએ કંપનિ સરકારને વર્ષે ત્રણ લાખ રૂપીઆ આપવા એવું ઠરાવ્યું. સાથે સાથે હોલકર સાથે સલાહ કરી. એ સલાહથી વળી તેણે લૉર્ડ વેલેસ્લિએ કરેલી સલાહ પ્રમાણે રજપુતોને પણ મદદ ન કરી, તેથી એ તકનો લાભ લઈ મરેઠાઓએ રજપુતો પર વૈર લીધું. આવી રાજ્યનીતિથી જનરલ લેઇક છેક નારાજ થયો, અને પોતાના હોદ્દાનું રાજીનામું આપી તે વિલાયત ચાલ્યો ગયો.

**વેલોરમાં થએલું રમખાણઃ** (ઇ. સ. ૧૮૦૬)—વેલોરમાં દેશી સૈનિકોને આજ્ઞા કરવામાં આવી હતી, કે તેઓએ અમુક જાતનીજ પાઘડી પહેરવી, અમુક ઢબ પ્રમાણેજ દાઢી રાખવી, કપાળમાં તિલક કરવું નહિ, તથા કાનમાં છેલકડી પહેરવી નહિ. આ આજ્ઞા ઉપરથી સૈનિકો સમજ્યા કે તેઓને ખ્રિસ્તી બનાવવામાં આવશે, તેથી તેઓએ હુલ્લડ કર્યું. તેમણે ઘણા યુરોપિઅન અમલદારોની કતલ કરી. દરમિઆન જનરલ ગિલેસ્પીએ બંડ સમાવ્યું, અને બળવાખોર સિપાઇઓ આખરે શરણે થયા, તથા શાંતિ સ્થપાઈ. આને અંગે એમ માનવામાં આવ્યું હતું, કે ટીપુના બે પુત્રોને બ્રિટિશ રક્ષણ નીચે વેલોર રાખવામાં આવ્યા હતા, તેઓએ સૈનિકોને ઉશ્કેર્યા છે, તેથી તેઓને કલકત્તે મોકલી દેવામાં આવ્યા.

બે વર્ષની કારકીર્દિમાં ઈંગ્લેંડની સરકારને માલમ પડ્યું, કે સર જ્યોર્જ બાર્લો ગવર્નર જનરલના હોદ્દા માટે લાયક નથી, તેથી તેને મદ્રાસનો ગવર્નર બનાવવામાં આવ્યો, અને લૉર્ડ મિન્ટોને ગવર્નર જનરલ તરીકે મોકલવામાં આવ્યો.

### પ્રશ્નો.

(૧) તટસ્થ રાજ્યનીતિના પુનર્જીવન વિષે શું જાણો છો?
(૨) વેલોરના બંડનું ટુંક વર્ણન કરો.

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## લૉર્ડ મિન્ટોઃ ૬ ઠ્ઠો ગવર્નર જનરલ.

(ઇ. સ. ૧૮૦૮ થી ઇ. સ. ૧૮૧૩)



**લૉર્ડ મિન્ટોની નીમણુક અને સૂચના:**—લૉર્ડ મિન્ટોને ગવર્નર જનરલ તરીકે નીમવામાં આવતાં તેને સુચના આપવામાં આવી હતી, કે તેણે તટસ્થ રાજ્યપદ્ધતિને અનુસરીને કારોબાર ચલાવવો. પરંતુ જ્યારે તે હિંદુસ્તાન આવ્યો, ત્યારે તેને માલમ પડ્યું કે કંપનિ સરકારની સત્તા દિનપ્રતિદિન ઘટતી જાય છે, અને તેનું કારણ તટસ્થ રાજ્યપદ્ધતિજ છે; એથી તેણે અમુક અણીને પ્રસંગે તે પદ્ધતિનો ત્યાગ પણ કર્યો.

**બુંદેલખંડમાં ત્રાસઃ**—તટસ્થ રાજ્યપદ્ધતિથી મધ્ય હિંદમાં તેમજ બુંદેલખંડમાં લૂટારાઓનું જોર વધ્યું હતું. તેમાંના કેટલાક પઠાણ, કેટલાક મરેઠા ને કેટલાક રજપુત હતા, અને તેઓ બધા પિંઢારા કહેવાતા. તેઓ ગામો બાળવા લાગ્યા, મુસાફરોને લૂટવા લાગ્યા, અને ઠામ ઠામ ત્રાસ વર્તાવવા લાગ્યા. આથી લૉર્ડ મિન્ટોએ તેઓને હરાવવાને એક મોટું લશ્કર મોકલ્યું, જેમાં તેને કેટલેક અંશે ફતેહ મળી.

**ત્રાવણકોરમાં બંડ:**—ત્રાવણકોરનો રાજા બહુ ખરાબ રીતે રાજ્ય ચલાવતો હતો. તેણે લૉર્ડ વેલેસ્લિની સહાયકારી લશ્કરની યોજના સ્વીકારેલી હતી, પરંતુ કેટલાંક વર્ષો થયાં, તે સૈન્યના ખર્ચ બદલની રકમ ભરી શકયો નહોતો. તે ઉપરથી લૉર્ડ મિન્ટોએ ચાંપતા ઇલાજ લેવા ધાર્યું. એટલામાં ત્રાવણકોરના દિવાને અંગ્રેજોને હાંકી કાઢવા કાવતરૂં રચ્યું, પણ તેમાં તે ફાવી શકયો નહિ. પરિણામે મોટું બંડ થયું, પણ તે તરતજ સમાવી દેવામાં આવ્યું, અને દિવાને આપઘાત કર્યો.

**પરદેશી રાજ્યો સાથે મૈત્રીઃ—**લૉર્ડ મિન્ટો હિંદુસ્તાનમાં આવ્યો, તે સમયે યુરોપમાં ફ્રેંચ લોકોનું બળ ઘણું હતું. નેપોલિયન બોનાપાર્ટ પણ હિંદુસ્તાન સર કરવાને તત્પર થઇ રહ્યો હતો. તેવે પ્રસંગે લૉર્ડ મિન્ટોએ બુદ્ધિબળ વાપરી કાબુલ, ઇરાન અને સિંધમાં એલચીઓ મોકલ્યા, અને સલાહ કરવા સૂચવ્યું. કાબુલમાં માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટનને મોકલવામાં આવ્યો. તેણે કાબુલના અમીર પાસે અંગ્રેજ સિવાય બીજી કોઇ પણ યુરોપી પ્રજા સાથે સંબંધ ન રાખવાનું કબુલ કરાવ્યું. ઇરાનમાં સર જોન માલ્કમને મોકલવામાં આવ્યો. તેણે ઇરાનના શાહ સાથે પણ તેજ પ્રમાણે સુલેહ કરી. સિંધના અમીરોએ પણ નિકલ્સન મારફતે તેજ પ્રમાણે કરવા વચન આપ્યું.

**પંજાબનો સિંહઃ રણજીતસિંહઃ—**ઇ. સ. ૧૭૬૭ પછી સીખ લોકોનું પ્રાબલ્ય ધીમે ધીમે વધતું જતું હતું. મરાઠા લોકોની સત્તા નરમ પડતાં સીખ પ્રજાનું જોર વધ્યું. સીખ સરદાર રણજીતસિંહે કાબુલના ઝમાનશાહને પંજાબ પર ચડાઇ કરવા મદદ કરી હતી; તે બદલ ઝમાનશાહે તેને લાહોરનો સુબો બનાવ્યો હતો, અને ધીમે ધીમે પોતાના બાહુબળથી તે પંજાબનો અને કાશ્મીરનો ધણી થયો હતો. સીખ લોકોએ જમના અને સતલજ નદીની વચ્ચેનો પ્રદેશ જીતવાની તૈયારી કરી હતી; પણ તે પ્રદેશના રાજાઓએ કંપની સરકારનું રક્ષણ માગ્યું, તેથી લૉર્ડ મિન્ટોએ મેટ્કાફને રણજીતસિંહ સાથે સલાહ કરવા મોકલ્યો. તે મુજબ રણજીતસિંહે કંપનિ સરકારના મિત્ર થઈ રહેવાનું કબુલ કર્યું.



રણજીતસિંહ.

**કંપનિના પટ્ટામાં ફેરફાર:** (ઇ. સ. ૧૮૧૩)—વીસ વર્ષની મુદત પુરી થતાં કંપનિને બીજાં વીસ વર્ષ માટે નવો પટ્ટો કરી આપવામાં આવ્યો. આથી કંપનિનો હિંદ સાથે વેપાર કરવાનો પરવાનો લઈ લેવામાં આવ્યો, ને તેને ચીન સાથે વેપાર કરવાની છૂટ મળી. પરંતુ હિંદુસ્તાન સાથેનો વેપાર સર્વ બ્રિટિશ પ્રજાને માટે ખુલ્લો મૂકવામાં આવ્યો. જો કે આ નિયમથી વેપારીઓ એ છૂટનો લાભ લઈ શકયા નહિ; કારણ કે કંપનિનો એક જુનો ઠરાવ એવો હતો, કે તેની રજા વિના કોઇ પણ અંગ્રેજ હિંદમાં રહી શકે નહિ, છતાં આ બહુ અગત્યનું પગલું હતું; કારણ કે તેથી એમ પુરવાર થયું, કે કંપનિ પર બ્રિટિશ શહેનશાહતની સંપૂર્ણ સત્તા હતી. અને કંપનિજ કુલ વેપારી હક ભોગવે, ને બીજા વેપારીઓને બાધ નડે, એ પ્રતિબંધ હવે દૂર થવો જોઇએ.

**મોરિશિઅસ અને જાવા સર કર્યાં:**—ફ્રેન્ચો અને ડચ લોકો જ્યારે હિંદુસ્તાનના વેપારીઓને ત્રાસ આપતા હતા, ત્યારે મોરિશિઅસ અને જાવાને નૌકાસૈન્યના સ્થળ તરીકે તેઓ વાપરતા; તેથી લૉર્ડ મિન્ટોએ તે સ્થળે એક મોટું લશ્કર મોકલ્યું, અને બન્ને સ્થળો કબજે કર્યાં. મોરિશિઅસ ટાપુ તો હજી પણ બ્રિટિશ સત્તામાં છે.

**મિન્ટોના સુધારા:**—લૉર્ડ મિન્ટોએ મદ્રાસમાં સર હેકટર મનરોની રૈયતવાડી પદ્ધતિ મહેસુલ ઉઘરાવવા માટે દાખલ કરી. દરેક ખેડુત દીઠ દર વર્ષે આપવાની અમુક રકમ ઠરાવવામાં આવી, જે દરેક ખેડુત પરભારી સરકારમાં જમે કરાવતો; પરંતુ તે મહેસુલનો ઘણોખરો આધાર જમીનની પેદાશ પર રાખવામાં આવતો, તેથી કરીને મહેસુલ ઉઘરાવનારાઓને દર વર્ષે મહેસુલ કેટલું આવશે, તેની ગણતરી કરવામાં કેટલોક વખત ગાળવો પડતો.

## પ્રશ્નો.

(૧) તટસ્થ રાજ્યપદ્ધતિના પુનર્જીવનથી કંપનિ સરકારને શા ગેરલાભ થયા?

(૨) લૉર્ડ મિન્ટોની રાજ્યપદ્ધતિનું ટુંકામાં વર્ણન કરો.

(૩) લૉર્ડ મિન્ટોની કારકીર્દિનો હેવાલ આપો.

(૪) ઇ. સ. ૧૮૧૩ ના કંપનિના પટ્ટા વિષે શું જાણો છો?

# પ્રકરણ ૭ મું.

# કંપનિ સરકારના સર્વોપરિપણાની દૃઢતા.

---

## માર્કિવસ ઑવ્ હેસ્ટિંગ્સ: ૭ મો ગવર્નર જનરલ.

(ઇ. સ. ૧૮૧૩ થી ઇ. સ. ૧૮૨૩)

લૉર્ડ હેસ્ટિંગ્સ: સૂચના અને સંજોગો.
નેપાળ વિગ્રહ: કારણો, યુદ્ધવર્ણન, અને સેગાઉલીના કરાર.
ચોથો મરાઠા વિગ્રહ.
પિંઢારાનો નાશ.
સિંગાપોરની જીત.
અંગ્રેજી રાજ્યમાં વધારો.
લૉર્ડ હેસ્ટિંગ્સના સુધારા.
પુનરાવર્તન.

**લૉર્ડ હેસ્ટિંગ્સ: સૂચના અને સંજોગો**:-માર્કિવસ ઑવ્ હેસ્ટિંગ્સ એક રાજદ્વારી પુરુષ અને દૃઢનિશ્ચયી હતો. તે દયાળુ હોઈ જુદી જુદી બાબતોનો અનુભવ ધરાવતો હતો. તેને લશ્કરી કામગીરીની માહીતી અને અનુભવ હતાં, તેમજ ઇંગ્લેન્ડના પ્રધાનપદનો હોદ્દો પણ તેણે ભોગવ્યો હતો. તે લગભગ ૬૦ વરસની આધેડ ઉંમરે ગવર્નર જનરલના હોદ્દા પર આવ્યો.


માર્કિવસ ઑવ્ હેસ્ટિંગ્સ.

જ્યારે હેસ્ટિંગ્સને હિંદમાં મોકલવામાં આવ્યો, ત્યારે તેને પણ તટસ્થ રાજ્યપદ્ધતિ ગ્રહણ કરવા સૂચના આપવામાં આવી હતી. પરંતુ રાજ્યની લગામ હાથમાં લીધા પછી તટસ્થ રાજ્યપદ્ધતિને બાજુ પર મૂકવાની તેને ફરજ પડી, અને લૉર્ડ વેલેસ્લિની યોજના અમલમાં મૂકવા-ના સંજોગો ઊભા થયા છે, એમ તેની

વહેવારૂ બુદ્ધિને જણાયું. તેના અમલ દરમિઆન સહાયકારી લશ્કરની યોજના કેટલી સંપૂર્ણપણે અમલમાં આવી, અને તેથી કંપનિ સરકારનું સર્વોપરિપણું કેવું સુદૃઢ થયું, તે તમે હવે જાણુશો.

**નેપાળ વિગ્રહ:** (ઇ. સ. ૧૮૧૪ થી ઇ. સ. ૧૮૧૬) **કારણો:**—નેપાળનું રાજ્ય હિમાલય પર્વતની સરહદ પર આવેલું છે, અને હિમાલયની તળેટીએ આવેલા તેરાઇના મુલકનો પણ નેપાળના રાજ્યમાંજ સમાવેશ થતો હતો. નેપાળી લોકો ટિબેટના બૌદ્ધ લોકોમાંથી ઉતરી આવેલા હતા. તેઓને રજપુત જાતિમાંથી ઉત્પન્ન થએલા ગુરખા લોકોએ હરાવ્યા હતા, અને ગુરખાઓ નેપાળના વતની તરીકે પ્રસિદ્ધ થયા હતા. આ ગુરખા લોકો વખંતો વખત ચડાઇઓ કરી આસપાસના મુલકો જીતી લેતા હતા. તે દરમિઆન તેઓએ કંપનિ સરકારનો પણ થોડો મુલક તાબે કર્યો હતો. લૉર્ડ મિન્ટોએ તેઓને કંપનિનો મુલક પાછો સુપરત કરવા ફરમાન મોકલ્યું હતું, પણ ગુરખા લોકોએ તે ફરમાનને દાદ આપી ન હતી.

**યુદ્ધવર્ણન:**—તે ઉપરથી લૉર્ડ હેસ્ટિંગ્સે એક મોટું લશ્કર એકઠું કર્યું અને તેની ચાર ટુકડીઓ પાડી, જેમાંની ચોથી ટુકડીનો સરદાર જનરલ ઓક્ટરલોની હતો. પહેલી ત્રણ ટુકડીને ફતેહ મળી નહિ, અને વેલોરનું બંડ સમાવનાર જનરલ ગિલેસ્પી તો એક લડાઇમાં મરાયો પણ ખરો. વળી એથી તો ગુરખા લોકોએ વધારે જોર પર આવી બીજી બે ટુકડીઓને હંફાવવામાં પણ બાકી રાખી નહિ, પણ છેવટે ઓક્ટરલોનીએ નેપાળની રાજ્યધાની ખટમંડુ પર અચાનક છાપો માર્યો. ગુરખાઓ ગભરાયા, અને સેગાઉલી આગળ સલાહ કરી.

**સેગાઉલીના કરાર:**—આ કરારથી કંપનિ સરકારને જમના અને સતલજ વચ્ચેનો પ્રદેશ મળ્યો, જેમાં સિમલા, મસુરી અને નૈનિતાલ વગેરે હવા ખાવાનાં ડુંગરી સ્થળોનો સમાવેશ થતો હતો. વળી કમાઉન અને તેરાઇના મુલકો કંપનિ સરકારની સત્તામાં આવ્યા. ઉપરાંત ખટમંડુમાં બ્રિટિશ રેસીડન્ટ રાખવાનું ગુરખાઓએ કબુલ કર્યું, અને અંગ્રેજ સરકારને

વફાદાર કહેવાનું પણ તેઓએ સ્વીકાર્યું. આથી હિમાલયનાં જંગલોની પેદાશનો લાભ કંપનિ સરકારને થયો. આ ઉપરાંત ગુરખા જેવી લડાયક અને વફાદાર પ્રજા સાથે મૈત્રીસંબંધ બંધાયો. આ પછી કોઇ દિવસ તેઓ અંગ્રેજો વિરુદ્ધ થયા નથી, પણ અણીને પ્રસંગે ઉત્તમ મદદગાર થઇને તેમણે પોતાની વફાદારીની સાબીતી કરી આપી છે.

* **ચોથો મરાઠા વિગ્રહ**:—છેલ્લા પેશ્વા બાજીરાવ બીજાના અમલ દરમિઆન કંપનિ સરકારને મરેઠાઓ સાથે વિગ્રહમાં ઉતરવું પડયું હતું. વિગ્રહ દરમિઆન જુદાં જુદાં મરેઠી શાખા રાજ્યો સાથેનું યુદ્ધવર્ણન, અન્ય પ્રસંગો, છેવટનું પરિણામ અને પેશ્વાઇનો અંત, એ બધી બાબતોનું જ્ઞાન આ સ્થળે તમારે ઉપયોગી છે, એ ખાસ યાદ રાખવું.

**પિંઢારાનો નાશ**: (ઇ. સ. ૧૮૧૭–૧૮)—કંપનિ સરકારે ધારણ કરેલી તટસ્થ રાજ્યપદ્ધતિથી પિંઢારા નામના લુટારાઓ દિવસે દિવસે વધારે ને વધારે ત્રાસ વર્તાવવા લાગ્યા હતા. તેઓ પ્રથમ બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યોમાં લશ્કરી નોકરી કરતા હતા, પણ તે રાજ્યોનો નાશ થયા પછી તેઓ મરાઠાઓની જોડે મળી ગયા, અને મરાઠાઓને લૂટફાટમાં મદદ કરવા લાગ્યા. તેઓની ટોળીઓ સર્વ જ્ઞાતિઓના ધાડપાડુઓની બનેલી હતી. તેઓ ઉત્તર હિંદુસ્તાનમાંથી છેક ગુજરાત અને દક્ષિણમાં કૃષ્ણા નદી સુધીના પ્રદેશોમાં લુટફાટ કરતા, ગામો બાળતા, અને સ્ત્રીઓ તથા બાળકોને રંજાડતા હતા. અમીરખાં, કરીમખાં અને ચિતુ વગેરે તેઓની ટોળીઓના નાયક હતા. લૉર્ડ હેસ્ટિંગ્સે તે વાત ધ્યાનમાં લીધી, અને દેશને લૂટારૂઓના ત્રાસથી મુક્ત કરવાનો નિશ્ચય કર્યો. તેણે એક મોટું લશ્કર તૈયાર કર્યું ને તેના બે ભાગ પાડયા. તેમાંનું એક જનરલ હિસ્લોપની સરદારી નીચે સિંધીઆની સામે મોકલ્યું, અને બીજું પિંઢારાઓની સામે મોકલ્યું. તેણે લશ્કરના વિભાગ પાડી પિંઢારાઓને ઘેર્યા, અને માળવામાંથી છેક ચંબલ નદી સુધી તેમને હાંકી કાઢ્યા. આ કામમાં ગવર્નર જનરલે પંડે પણ લશ્કરના સેનાપતિ તરીકે કામ કર્યું હતું, અને

* ચોથા મરાઠા વિગ્રહ માટે જુઓ—પૃષ્ઠ ૧૫૭–૫૮

લગભગ સવા લાખ સૈનિકોનું લશ્કર ભેગું કર્યું હતું, તેમજ ૩૦૦ તોપો રાખવામાં આવી હતી. અંતે ઇ. સ. ૧૮૧૮ માં તેઓનું જોર પડી ભાગ્યું. તેઓનો સરદાર ચિતુ જંગલમાં નાસી ગયો, ને તેને વાઘે ફાડી ખાધો. અમીરખાંએ શરણે આવી અંગ્રેજ સરકાર સાથે સલાહ કર્યાથી તેને ટોંકની જાગીર આપવામાં આવી, અને કરીમખાંને ગોરખપુરમાં જાગીર આપવામાં આવી. પિંઢારાઓની ટોળીમાં ભેગાં થએલાં માણુસો જે લૂટફાટનો ધંધો કરતાં હતાં તે હવે બંધ થયું, અને ધંધે વળગ્યાં. પરિણામે ખેતીવાડી સુધરી, વેપારરોજગાર વધ્યો, રસ્તા નિર્ભય થયા, અને દેશમાં શાંતિ સ્થપાઇ.

**સિંગાપોરની જીતઃ**—છેક પૂર્વના પ્રદેશોમાં જાવા વગેરે સંસ્થાનો ડચ લોકોના તાબામાં હતાં, અને તે લોકો અંગ્રેજ લોકોને વેપાર કરતાં અટકાવતા હતા, તેથી લૉર્ડ હેસ્ટિંગ્સે મલાયા દ્વીપકલ્પમાં આવેલું સિંગાપોર જીતી લેવાનો નિશ્ચય કર્યો, અને સર સ્ટેમ્ફોર્ડ રેફલ્સે તે જીતી પણ લીધું. ત્યારથી સિંગાપોર હિંદુસ્તાન અને બીજા પૂર્વના પ્રદેશોનું મહાન્ વેપારનું મથક બની રહ્યું છે.

**અંગ્રેજી રાજ્યમાં વધારોઃ**—લૉર્ડ હેસ્ટિંગ્સે પેશ્વાઇનો અંત આણી પશ્ચિમ હિંદમાં મહારાષ્ટ્ર, કોંકણ, ખાનદેશ, અને ગુજરાત મેળવીને મુંબઇ ઇલાકો બનાવ્યો. વળી બુંદેલખંડ અને અજમેર પણ કંપનિ સરકારની સત્તામાં આવ્યાં. ગુરખા વિગ્રહને અંતે કમાઉન અને તેરાઇના પ્રાંતો તેમજ હવા ખાવાનાં મથકો સિમલા, મસુરી ને નૈનિતાલ મળ્યાં. આમ જુદો જુદો મુલક મેળવી લૉર્ડ હેસ્ટિંગ્સે કંપનિ સરકારનું સર્વોપરિપણું દઢ કર્યું, અને પંજાબ સિવાયના હિંદના લગભગ ઘણાખરા ભાગો ઉપર કંપનિ સરકારનું સાર્વભૌમત્વ બેસાડયું.

**લૉર્ડ હેસ્ટિંગ્સના સુધારાઃ**—મરાઠાઓને વશ કરી, પિંઢારાઓને નાબુદ કરી, અને ગુરખાઓને શાંત પાડી લૉર્ડ હેસ્ટિંગ્સે પોતાનું લક્ષ દેશની પ્રગતિ કરવામાં ચોંટાડયું, અને તે માટે તેણે કેટલાક સુધારા કર્યા.


લૉર્ડ હેસ્ટિંગ્સના
સમયનું હિંદ.
ઇ. સ. ૧૮૨૩
રજપૂતાના
ગુજરાત
હોલ્કર
વરાડ
મુંબઈ
નિઝામનો
મુલક
મદ્રાસ

(૧) કેળવણીને ઉત્તેજન આપ્યું, અને નિશાળો સ્થાપી.

(૨) છાપખાના પરનો અંકુશ દૂર કર્યો, જેને પરિણામે પહેલવહેલું 'સમાચાર દર્પણ' નામનું પત્ર દેશી ભાષામાં નીકળ્યું.

(૩) રસ્તાઓ સમરાવ્યા, તેમજ પૂલો અને નહેરો બાંધ્યાં.

(૪) ન્યાયખાતામાં પણ સુધારો કરી દેશી અમલદારોને ન્યાય ખાતામાં નીમ્યા.

(૫) કંપનિને જુદા જુદા રાજાઓ પાસેથી મળેલા મુલકોની રાજ્ય-વ્યવસ્થા કરી.

**પુનરાવર્તન:**—આમ લૉર્ડ હેસ્ટિંગ્સે મુલક મેળવ્યો, રાજ્યવ્યવસ્થા સુધારી, દેશમાં શાંતિ સ્થાપી, અને વિદ્યાકળાને ઉત્તેજન આપી દેશની પ્રગતિમાં વધારો થાય એવાં કામો કર્યાં. એ જોતાં કંપનિ સરકારના સર્વોપરિપણામાં દઢતા કરીને લૉર્ડ વેલેસ્લિની યોજના સંપૂર્ણ કરી, અને એક મહાન્ ગવર્નર જનરલ તરીકે નામના મેળવી, એ વાત હવે તમે બરાબર સમજી શક્યા હશો.

## પ્રશ્નો.

(૧) માર્કિવસ ઑવ્ હેસ્ટિંગ્સે બ્રિટિશ સત્તાને કેવી રીતે દઢ કરી? તેમ કરવાને તેને કયી મુશ્કેલીઓ નડી, અને તેણે તેનો કેવી રીતે ઉકેલ આણ્યો?

(૨) લૉર્ડ હેસ્ટિંગ્સે ધારણ કરેલી રાજ્યનીતિનું શું પરિણામ આવ્યું?

(૩) લૉર્ડ વેલેસ્લિની યોજના લૉર્ડ હેસ્ટિંગ્સે સંપૂર્ણ કરી, એ સત્ય સકારણ સાબીત કરો.

(૪) ગુરખાઓ કોણ હતા? તેઓને અંગ્રેજો સાથે શાથી યુદ્ધ થયું? ગુરખા વિગ્રહનું શું પરિણામ આવ્યું?

(૫) લૉર્ડ હેસ્ટિંગ્સે દેશની પ્રગતિને કેવી રીતે ટેકો આપ્યો? તેણે કયા કયા સુધારા કર્યા?

(૬) લૉર્ડ હેસ્ટિંગ્સે કયો મુલક મેળવ્યો, અને તેની શી ગોઠવણ કરી, તે નકશો દોરી સમજાવો.

---

# પ્રકરણ ૮ મું.

## કંપનિ સરકારને સરહદના મુલકો સાથેનો પ્રસંગ.

### લૉર્ડ આમ્હર્સ્ટ: ૮ મો ગવર્નર જનરલ.

(ઈ. સ. ૧૮૨૩ થી ઈ. સ. ૧૮૨૮)

| | |
|---|---|
| **આરંભની સ્થિતિ.** | **ભરતપુરની જીત.** |
| **પહેલો બ્રહ્મી વિગ્રહ.** | **ઈ. સ. ૧૮૨૮ માં દેશની સ્થિતિ.** |

**આરંભની સ્થિતિઃ**—લૉર્ડ હેસ્ટિંગ્સના સ્વદેશગમન પછી લૉર્ડ આમ્હર્સ્ટને ગવર્નર જનરલ તરીકે હિંદુસ્તાનમાં મોકલવામાં આવ્યો. આ વખતે હિંદુસ્તાનમાં બ્રિટિશ અમલ સંપૂર્ણપણે ચાલતો હતો. બંગાળા, બહાર, ઓરિસ્સા, મુંબઈ અને મદ્રાસ ઇલાકાઓમાં કંપનિ સરકારનો અમલ બરાબર બેઠેલો હતો. વળી તે સિવાયનાં મોટાં રાજ્યોમાં બ્રિટિશ રેસીડન્ટ રાખવામાં આવ્યા હતા, એટલે કે તે રાજ્યો ઉપર પણ બ્રિટિશ સત્તાજ ચાલતી હતી.

**પહેલો બ્રહ્મી વિગ્રહઃ** (ઈ. સ. ૧૮૨૪–૧૮૨૬) **કારણોઃ**—હિંદના પૂર્વ પ્રદેશોમાં છેક ચિતેગોંગ અને સીલહટ સુધી કંપનિ સરકારનો મુલક આવેલો હતો. તેની પેલી બાજુએ બ્રહ્મી રાજાનો મુલક હતો. આસામ અને આરાકાન પ્રાંત પણ બ્રહ્મી રાજાએ જીતી લીધા હતા. તેના જુલમથી કંટાળી આસામ, આરાકાન, અને કાચારના લોકો બ્રિટિશ આશ્રય તળે ચિતેગોંગમાં ભરાઈ પેઠા. બ્રહ્મી રાજાએ તે માણસોની માગણી કરી, અને ઉપરાંત ચિતેગોંગ અને ઢાકા પોતાનો મુલક છે એમ દાવો કર્યો. કંપનિ સરકારે તેની માગણી નાકબુલ કરી, તેથી લડાઈ જાહેર થઈ.

**યુદ્ધવર્ણનઃ**—બ્રહ્મી રાજા સામે એક મોટું લશ્કર સર કેમ્પબેલની સરદારી નીચે બ્રહ્મદેશ મોકલવામાં આવ્યું. બ્રહ્મદેશનો મુલક ડુંગરી હોવાથી લશ્કરને ત્યાં પહોંચતાં મોટી મુશ્કેલી પડી, પણ રંગુન ઉપર ચઢાઇ કરી રંગુન લઈ લીધું. તેવામાં ચોમાસું બેસી ગએલું હોવાથી કંપનિ સરકારને લડાઈ બંધ રાખવી પડી. દરમિઆન બ્રહ્મી રાજાએ બ્રિટિશ લશ્કરને હેરાન કરવાને તૈયારીઓ કરી રાખેલી હતી. લડાઈ શરૂ થતાંજ ડોનાબુ શરણે થયું. રંગુન ઉપરે ફરી હલ્લો કરી તે શહેર જીતી લીધું, અને બ્રહ્મી રાજાનું પાટનગર પ્રોમ પણ શરણે થયું. આ કારણોથી બ્રહ્મી રાજા અકળાયો, અને તેણે કંપનિ સરકાર સાથે સલાહ કરી.

**યાન્દાબુના કરાર:** (ઇ. સ. ૧૮૨૬)—(૧) આસામ, આરાકાન, અને તેનાસરીમ પ્રાંતો કંપનિ સરકારને મળ્યા.

(૨) લડાઈના ખર્ચ પેટે કંપનિ સરકારને ૧ કરોડ રૂપીઆ આપવા બ્રહ્મી રાજાએ કબુલ કર્યું.

(૩) બ્રહ્મી રાજાએ બ્રહ્મદેશમાં બ્રિટિશ રેસીડન્ટ રાખવાનું કબુલ કર્યું.

(૪) કંપનિ સરકારનો મુલક તેમજ બ્રહ્મી રાજ્યની સરહદ તરીકે આરાકાનનો ડુંગર નક્કી કરવામાં આવ્યો.

**ભરતપુરની જીત:** (ઇ. સ. ૧૮૨૫)—ભરતપુરનો રાજા મરણ પામ્યો, તેથી કંપનિ સરકારે સદ્‌ગત રાજાના પાંચ વર્ષના પુત્ર બળવંતસિંહને વારસ તરીકે કબુલ કરી ગાદીએ બેસાડયો. પરંતુ તેના કાકા દુર્જનસિંહે બળવો કરી તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો, અને પોતે ગાદી પચાવી બેઠો. આવા બનાવથી કંપનિ સરકારને તકરારમાં ભાગ લેવો પડયો. એક મોટું લશ્કર તૈયાર કરી લૉર્ડ કોમ્બરમિઅરની સરદારી નીચે ભરતપુર મોકલવામાં આવ્યું. તે લશ્કરે ભરતપુરનો માટીનો કિલ્લો તોડયો, અને ભરતપુર કબજે કર્યું. ત્યાર પછી બળવંતસિંહને ફરીથી ગાદી ઉપર બેસાડયો. આ જીતથી ઇ. સ. ૧૮૦૫ માં જનરલ લેકિને મળેલી નામોશી ટળી, અને ભરતપુરનો કિલ્લો અજીત ગણાતો હતો, એ માન્યતામાં ફેરફાર થયો.

**ઇ. સ. ૧૮૨૮ માં દેશની સ્થિતિ:**—પિંઢારા લોકોના નાશ પછી પણ ઠગ અને લુટારાઓનાં ટોળાં હજી પણ દેશને સતાવતાં હતાં, અને મુસાફરોને ત્રાસ આપતાં હતાં. વળી દેશના સામાજિક જીવનમાં સુધારાઓ કરવામાં આવ્યા હતા. પાદરી લોકોએ કેળવણીનો પ્રચાર વધાર્યો. તે ઉપરાંત આગ્રા અને દિલ્હીમાં વિદ્યાલયો ખોલવામાં આવ્યાં હતાં, અને નહેરો બાંધી ખેતીને પાણી પુરૂં પાડવાનું કામ પણ પ્રગતિ પામેલું હતું. વળી દિલ્હીના બાદશાહની સત્તા નામની હતી, તે છતાં તે પણ નાકબુલ કરી બ્રિટિશ સત્તા સર્વોપરિ છે એમ જાહેર કરવામાં આવ્યું. આ વખતથી સિમલા ગવર્નર જનરલનું ઉનાળામાં હવા ખાવાનું સ્થળ બન્યું.

**પ્રશ્નો.**

(૧) ૧ લા બ્રહ્મી વિગ્રહનું વર્ણન કરો.

(૨) ભરતપુરમાં અંગ્રેજોએ શા માટે માથું માર્યું ?

(૩) લૉર્ડ આમ્હર્સ્ટ સ્વદેશ ગયો ત્યારે હિંદની શી સ્થિતિ હતી ?

---

# પ્રકરણ ૯ મું.

## લૉર્ડ વિલિયમ બેન્ટિકઃ ૯ મો ગવર્નર જનરલ.

(ઇ. સ. ૧૮૨૮ થી ઇ. સ. ૧૮૩૫)

## રાજ્યવ્યવસ્થા, સુધારા, અને શાંતિનો સમય.

વિલિયમ બેન્ટિકની નીમણુક.
ઠગ લોકોનો નાશ.
મ્હૈસુરમાં કમિશન.
કુર્ગ ખાલસા કર્યું.
કાચાર ખાલસા કર્યું.
લૉર્ડ બેન્ટિકની રાજ્યવ્યવસ્થા અને સુધારા.
કંપનિનો નવો પટ્ટો.
અગત્યની તવારીખો.
ઉપસંહાર.

**વિલિયમ બેન્ટિકની નીમણુકઃ**—લૉર્ડ આમ્હર્સ્ટના ઇંગ્લેન્ડ ગયા પછી લૉર્ડ વિલિયમ બૅંટિકને હિંદના ગવર્નર જનરલ તરીકે મોકલવામાં આવ્યો હતો. તેણે પહેલાં હિંદુસ્તાનમાં મદ્રાસના ગવર્નર તરીકે કામ કર્યું હતું; અને જ્યારે વેલોરમાં સિપાઈઓએ બંડ કર્યું, ત્યારે તેને સ્વદેશ જવું પડ્યું હતું. તેને ઇંગ્લેન્ડથી સૂચના મળેલી હતી, કે હિંદમાં જઈ તેણે કંપનિનો ખર્ચ ઓછો કરવા ઉપાય યોજવા.



લૉર્ડ વિલિયમ બેન્ટિક.

**ઠગ લોકોનો નાશઃ**—પિંઢારાના વિનાશ પછી લુટારૂઓનાં અને ધાડપાડુઓનાં ટોળાં રસ્તામાં જતા આવતા મુસાફરોને ત્રાસ આપતાં હતાં. તેમાં ખાસ કરીને ઠગ જાતના લોકોનો વધારે ત્રાસ હતો. તેઓ હિંદુ હોવાનો દાવો કરતા હતા, અને કાળી માતાના ભક્ત હતા. મનુષ્યવધ કરવાથી દેવી પ્રસન્ન થાય છે, એમ તેઓની માન્યતા હતી. તેઓ હથિઆર રાખતા નહિ; પણ મુસાફરોને ભોળવી તેઓને ગુંગળાવીને

મારી નાખતા, અને તેઓની માલમિલ્કત પડાવી લેતા. તેઓ મધ્ય હિંદુસ્તાનમાં રહેતા હતા, ને હૈદ્રાબાદથી અયોધ્યા સુધી તેમજ બુંદેલખંડથી રજપુતાના સુધી લૂટફાટ કરતા. આ ત્રાસ અટકાવવાને માટે સ્લીમેનના હાથ નીચે એક મોટું લશ્કર મોકલ્યું, અને છ વરસની અંદર લૉર્ડ બેંટિંકે ઠગ લોકોનો જડમૂળથી નાશ કર્યો.

**મ્હૈસુરમાં કમિશનઃ** (ઇ. સ. ૧૮૩૧)—મ્હૈસુરના રાજા ૩ જા કૃષ્ણ રાજાના વખતમાં એક બંડ થયું, પણ મદ્રાસના ગવર્નરની મદદથી તે બંડ સમાવવામાં આવ્યું. આ તકનો લાભ લઈ અગાઉ થએલા કરાર પ્રમાણે કૃષ્ણ રાજાને પદભ્રષ્ટ કરવામાં આવ્યો, અને મ્હૈસુરમાં બ્રિટિશ સરકારનો અમલ જાહેર કરીને લૉર્ડ બેન્ટિંકે ઇ. સ. ૧૮૩૧ થી કમિશન મારફતે રાજ્યવહીવટ શરૂ કર્યો. પુરાં ૫૦ વર્ષે એટલે ઇ. સ. ૧૮૮૧ માં મ્હૈસુરની ગાદી કૃષ્ણ રાજાના વંશજને આપવામાં આવી, અને હાલ તો મ્હૈસુરનું હિંદુ દેશી રાજ્ય સારી પ્રગતિ ધરાવે છે.

**કુર્ગ ખાલસા કર્યુંઃ** (ઇ. સ. ૧૮૩૪)—કુર્ગના રાજાએ પોતાની રૈયત તથા સગાંવહાલાંઓ ઉપર જુલમ ગુજારવા માંડયો, અને મ્હૈસુર તથા અંગ્રેજી રાજ્ય જોડે સંબંધ બંધ કર્યો. તે ઉપરથી ઇ. સ. ૧૮૩૪ માં રાજાને ગાદી ઉપરથી દૂર કર્યો, અને કુર્ગ પ્રાન્ત ખાલસા કર્યો. અંગ્રેજ અમલ દરમિઆન કુર્ગમાં આબાદી થઈ, અને પ્રજાના સુખસગવડમાં વધારો થયો.

**કાચાર ખાલસા કર્યું:**—કાચારના રાજાનું ખૂન થયા પછી વારસને અભાવે તેનું રાજ્ય અંગ્રેજ સરકારના અમલ નીચે મૂકવામાં આવ્યું. બ્રહ્મદેશનો રાજા તેને વિષે કંઈ કહી શકયો નહિ; કારણ કે તેણે યાન્ડાબુ મુકામે થએલા કરાર પ્રમાણે કાચારના પ્રદેશમાં માથું ન મારવાનું કબુલ કર્યું હતું.

**લૉર્ડ બેન્ટિકની રાજ્યવ્યવસ્થાઃ**—દેશની સ્થિતિ જોતાં લૉર્ડ બેંટિકને હવે ચારે બાજુથી શાંતિ સ્થપાએલી જણાઈ, તેથી રાજ્યકાર્યમાં લક્ષ આપવાનો તેને સમય મળ્યો. તે બાહોશ અને હોશિયાર હતો, તેથી તેણે કરેલા સુધારાનાં મૂળ ઉંડાં નંખાયાં.

(અ) રાજકીય સુધારા:—

(૧) સિપાઇઓને લડાઈ દરમિઆન પગાર ઉપરાંત ભથ્થું મળતું હતું, તે તેણે કમી કર્યું.

(૨) કલકત્તા, ઢાકા, અને મુર્શિદાબાદની અદાલતો બંધ કરી.

(૩) અલ્લાહાબાદમાં એક સદર દિવાની તથા ફોજદારી અદાલત સ્થાપી.

(૪) ન્યાયખાતામાં તથા બીજી મોટી જગાઓ ઉપર દેશીઓને નીમવામાં આવ્યા. એમ કરવાથી ભારે પગારના યુરોપી અમલદારોનો પગાર બચ્યો, અને દેશીઓ ઉંચી પાયરી મેળવવાને પ્રગતિ કરવા લાગ્યા.

(૫) અફીણનો ઇજારો સરકારે પોતાને હસ્તક રાખ્યો, તેથી કરીને આવકમાં ઘણો વધારો થયો.

(૬) અદાલતની ભાષામાં ફેરફાર કર્યો. લાંબા સમયથી ચાલતી આવેલી ફારસીને બદલે પ્રાંતિક ભાષાઓનો ઉપયોગ કરવામાં આવ્યો.

(૭) વરાળયંત્રની શોધ થએલી હોવાથી યુરોપ અને હિંદુસ્તાન વચ્ચે સુએજની સંયોગભૂમિમાં થઇને મુસાફરી કરવાનો જળમાર્ગ ઉઘડયો.

(બ) સામાજિક સુધારા:—

ઘણાં વર્ષોથી એવો રિવાજ ચાલતો હતો, કે જ્યારે કોઈ પણ પુરુષનું મૃત્યુ થાય, ત્યારે તેની પાછળ તેની સ્ત્રી ચિતા ખડકી પ્રાણત્યાગ કરતી. આને સતી થવાનો ચાલ કહેતા. એકજ વર્ષમાં બંગાળામાં લગભગ ૬૦૦ વિધવાઓ સતી થઈ હતી. લૉર્ડ બૅંટિકે તે બાબત પર લક્ષ આપ્યું, અને રામમોહનરાય જેવા બાહોશ અમલદારની મદદથી તે ચાલ બંધ પાડયો. હવે જે સતી થાય તેને શિક્ષા કરવામાં આવતી. તે ધારાથી અસંખ્ય સ્ત્રીઓનો આશીર્વાદ તેણે લીધો. તે ઉપરાંત બાળહત્યા થતી હતી, તે પણ તેણે બંધ કરી.

(ક) કેળવણીમાં કરેલા સુધારા:—

ઇ. સ. ૧૮૧૩ માં થએલા કરાર મુજબ અરબી અને સંસ્કૃત જ્ઞાનના પ્રચાર માટે કંપનિએ દર વર્ષે એક લાખ રૂપીઆ ખર્ચવા એમ નક્કી કર્યું

હતું. તે મુજબ ૨૦ વર્ષમાં ૨૦ લાખ રૂપીઆ જમા થએલા હતા. તે હવે લૉર્ડ મેકોલે જે ધારાશાસ્ત્રી તરીકે ગવર્નર જનરલની કારોબારી સભામાં આવ્યો હતો, તેના મત અનુસાર અંગ્રેજી કેળવણી આપવામાં ખર્ચવા એમ નક્કી કરવામાં આવ્યું. આથી ઇ. સ. ૧૮૩૩ થી હિંદુસ્તાનમાં અંગ્રેજી કેળવણીનાં બીજ રોપાયાં. હિંદુસ્તાન જેવા દેશમાં અંગ્રેજી ભાષાનું જ્ઞાન વધારે લાભદાયક થઈ પડયું, પણ તેથી કરીને પછાત વર્ગના લોકોને નુકસાન પણ થયું. વળી માતૃભાષા દ્વારા અપાતું જ્ઞાન પણ શાળાઓ અને કોલેજોમાં અપાતું બંધ થયું. ઘણાંખરાં મોટાં શહેરોમાં નિશાળો અને કોલેજો ઉઘાડવામાં આવી. અદાલતોમાં પણ અંગ્રેજી ભાષા વપરાતી થઈ. ઇ. સ. ૧૮૩૪ માં બેંટિકે મુંબઇમાં એલ્ફિન્સ્ટન કૉલેજ સ્થાપી, ને કલકત્તામાં મેડિકલ કોલેજ સ્થાપી. આવી રીતે લૉર્ડ બેન્ટિકના અમલમાં લૉર્ડ મેકોલે હિંદમાં અંગ્રેજી કેળવણીનો પાયો નાખનાર કહેવાયો.

**કંપનિનો નવો પટ્ટો:** (ઇ. સ. ૧૮૩૩)—ઇ. સ. ૧૮૧૩ માં થએલા પટ્ટાની મુદ્દત પુરી થવાથી ઇ. સ. ૧૮૩૩ માં કંપનિને ફરીથી નવી સનંદ આપવામાં આવી, જેના કરારો નીચે મુજબ હતાઃ—

(૧) કંપનિનો પૂર્વના દેશો સાથેનો વેપાર બંધ કરવામાં આવ્યો.

(૨) અંગ્રેજોને માટે એશિઆનો વેપાર ખુલ્લો મૂકવામાં આવ્યો.

(૩) હિંદુસ્તાનનો કારભાર કંપનિને બીજાં વીસ વર્ષ માટે સોંપ્યો.

(૪) ગવર્નર જનરલની કારોબારી સભામાં ચોથો સભ્ય વધાર્યો, પણ તે સભ્ય કાયદા સંબંધી સંપૂર્ણ માહીતી ધરાવતો (બૅરિસ્ટર) હોવો જોઇએ એમ ઠર્યું.

(૫) કંપનિની સરકારી નોકરીમાં હિંદીઓને લાયકાત પ્રમાણે દાખલ કરવા, અને નાતજાત કે ધર્મનો પ્રતિબંધ રાખવો નહિ.

ઉપરના પટ્ટાથી સમજાય છે, કે હવે ઈંગ્લૅંડની સરકારે હિંદુસ્તાનની રાજ્યવ્યવસ્થા ઉપર સંપૂર્ણ કાબુ મેળવ્યો હતો, અને કંપનિ પાસે માત્ર નામનીજ સત્તા હતી.

**અગત્યની તવારીખો:** નીચેની તવારીખો યાદ રાખો:—

ઇ. સ. ૧૮૨૯–સતી થવાનો રિવાજ બંધ કર્યો.

ઇ. સ. ૧૮૩૦–સ્લીમેને ઠગ લોકો સામે ચડાઈ કરી.

ઇ. સ. ૧૮૩૧–મ્હૈસુરમાં કમિશન બેઠું.

ઇ. સ. ૧૮૩૩–કંપનિને નવો પટો મળ્યો, તેમજ આગ્રા અને અયોધ્યાના સંયુકત પ્રાન્તો થયા.

ઇ. સ. ૧૮૩૪–કુર્ગ ખાલસા કર્યું.

ઇ. સ. ૧૮૩૫–લૉર્ડ મેકોલેએ હિંદમાં અંગ્રેજી કેળવણીનો પાયો નાખ્યો.

**ઉપસંહાર:**—સામટે મેળે જોતાં લૉર્ડ બેન્ટિકના અમલમાં દેશમાં શાંતિ હતી, અને તેણે તેનો સંપૂર્ણ લાભ દેશને આપ્યો. ઇંગ્લેન્ડ અને હિંદનો વેપારી સંબંધ ખીલે, હિંદમાં સાહિત્ય, વિજ્ઞાન તેમજ વિદ્યાકળાને ઉત્તેજન મળે, અને અંગ્રેજ અમલમાં દેશી પ્રજાની ચઢતી થાય, એ માટે લૉર્ડ બેન્ટિકે ઘણું ઘણું કર્યું છે. આમ એ ઉમરાવ દીલના અમલદારના સમયને રાજ્યવ્યવસ્થા, સુધારા, અને શાંતિનો સમય કહેવામાં જરાએ વાંધો આવે એમ નથી.

## પ્રશ્નો.

(૧) લૉર્ડ બૅન્ટિકે હિંદુસ્તાનમાં સુલેહશાંતિનો પ્રચાર કેવી રીતે કર્યો? તેણે કયા કયા સુધારા કર્યા?

(૨) લૉર્ડ બૅન્ટિકના વખતમાં રાજકીય, સામાજિક અને કેળવણી સંબંધી થએલા સુધારાની ટુંકી હકીકત લખો.

(૩) દેશની આર્થિક સ્થિતિ સુધારવા લૉર્ડ બૅન્ટિકે શાં પગલાં લીધાં?

(૪) લૉર્ડ બૅન્ટિકે ઠગ લોકોના ત્રાસમાંથી દેશને કેવી રીતે બચાવ્યો?

(૫) ઇ. સ. ૧૮૩૩ માં કંપનિને મળેલી નવી સનંદમાં કયા કયા ફેરફારો કરવામાં આવ્યા?

(૬) લૉર્ડ મેકોલે વિષે શું જાણો છો? તેનું નામ હિંદના ઇતિહાસની તવારીખમાં શા સંબંધમાં અમર થએલું છે?

---

# પ્રકરણ ૧૦ મું.

## સર ચાર્લ્સ મેટ્કાફ: કામચલાઉ ગવર્નર જનરલ.

(ઇ. સ. ૧૮૩૫-૩૬)

## લૉર્ડ ઑકલેન્ડ: ૧૦ મો ગવર્નર જનરલ.

(ઇ. સ. ૧૮૩૬ થી ઇ. સ. ૧૮૪૨)

છાપખાનાં પરનો અંકુશ દૂર: વર્તમાનપત્રોની છૂટ.
લૉર્ડ ઑકલેન્ડની રાજ્યનીતિ.
પહેલો અફઘાન વિગ્રહ.
અગત્યના બનાવોની નોંધ.

**છાપખાનાં પરનો અંકુશ દૂર: વર્તમાનપત્રોની છૂટ:**—લૉર્ડ એન્ટિકના ગયા પછી કંપનિનો કારભાર સર ચાર્લ્સ મેટ્કાફ નામના અમલદારને સોંપવામાં આવ્યો. તે વાયવ્ય પ્રાંતોમાં લેફ્ટેનન્ટ ગવર્નર હતો, અને લૉર્ડ એન્ટિકની રાજ્યનીતિને અનુસરીને વર્તે એવો હતો. તે એક વર્ષ સુધી કામચલાઉ ગવર્નર જનરલ તરીકે રહ્યો. તેણે છાપખાનાં પરનો અંકુશ દૂર કર્યો, તેથી વર્તમાનપત્રોની પ્રગતિ થવા લાગી. કંપનિના ડાયરેકટરોને આ વાત રૂચી નહિ, તેથી તેમણે સર ચાર્લ્સ મેટ્કાફને પાછો બોલાવી લીધો, અને લૉર્ડ ઑકલેન્ડને ગવર્નર જનરલ નીમવામાં આવ્યો.

**લૉર્ડ ઑકલેન્ડની રાજ્યનીતિ:**—ઇ. સ. ૧૮૩૬ માં લૉર્ડ ઑકલેન્ડ હિંદુસ્તાનમાં આવ્યો. હવે તેણે દેશમાં શાંતિ પ્રસારી સુધારા કરવા તરફ ધ્યાન આપ્યું. લૉર્ડ મેકોલેની સૂચનાથી તેણે હિંદુસ્તાનમાં પ્રાથમિક શાળાઓની સંખ્યા વધારી; કારણ કે પ્રાથમિક કેળવણીનો ફેલાવો થાય, તે ઉપર અંગ્રેજી કેળવણીનો લાભ આપી શકાય એમ હતું. તેણે માધ્યમિક શાળાઓમાં અંગ્રેજી દ્વારા અપાતું જ્ઞાન ચાલુ રાખ્યું. દોઆબ પ્રાંતમાં નહેર ખોદી ખેતરોમાં પાણી પૂરૂં પાડવાની સૂચના કરવામાં આવી, પણ થોડાજ સમયમાં લૉર્ડ ઑકલેન્ડનું ધ્યાન અફઘાન વિગ્રહમાં રોકાયું, અને આથી તે સુધારા તરફ પૂરતું ધ્યાન આપી શકયો નહિ.

**પહેલો અફઘાન વિગ્રહ:** (ઇ. સ. ૧૮૩૮-૧૮૪૨)

**કારણો:**-નેપોલિયનના નાશ પછી ફ્રેંચોનું જોર નરમ પડયું હતું; પણ રશિઆ મધ્યએશિઆમાં પોતાનું સામ્રાજ્ય ફેલાવવા પ્રયત્ન કરી રહ્યું હતું, અને

હિંદુસ્તાનની સરહદ પર આવેલાં રાજ્યો સાથે જો રશિઆ મિત્રાચારી કરે, તો રશિઆ તરફથી ભયનું કારણ ઉત્પન્ન થાય. તે અટકાવવા માટે સરહદ ઉપરનાં રાજ્યો બ્રિટિશનાં મિત્રો હોવાં જોઈએ, એવું લૉર્ડ*પામર્સ્ટન તથા લૉર્ડ ઑકલેન્ડને લાગ્યું. એટલામાં રશિઆની ઉશ્કેરણીથી ઈરાનના શાહે હેરાતને ઘેરો ઘાલ્યો, તેથી ભયમાં વધારો થયો. તે ઉપરથી લૉર્ડ ઑકલેન્ડે સર અલેકઝાન્ડર બર્ન્સને અફઘાનિસ્તાનના અમીર દોસ્તમહંમૂદની સાથે સલાહ કરવા મોકલ્યો. અહંમદશાહ દુરાનીના વંશજ શાહસુજાને નસાડી મૂકી દોસ્તમહંમૂદ અમીર થયો હતો. પંજાબના સીખ સરદાર રણજીતસિંહે દોસ્તમહંમૂદ પાસેથી પેશાવર જીતી લીધું હતું, તેથી દોસ્તમહંમૂદે અંગ્રેજોને તે પાછું અપાવવા કહ્યું. રણજીતસિંહ અંગ્રેજોનો મિત્ર હતો, તેથી અંગ્રેજો દોસ્તમહંમૂદની માગણી કબુલ કરી શકે તેમ નહોતું, તેથી દોસ્તમહંમૂદ સાથે લડાઈ કરીને રણજીતસિંહની મદદથી શાહસુજાને અફઘાનિસ્તાનનો અમીર બનાવવો એવું લૉર્ડ ઑકલેન્ડે ધાર્યું.



લૉર્ડ પામર્સ્ટન.

**યુદ્ધવર્ણન:**—પ્રથમ સિંધમાંથી એક મોટા લશ્કરને કંદહાર મોકલવામાં આવ્યું, અને તે લશ્કરે કંદહાર જીતી શાહસુજાને અમીર તરીકે જાહેર કર્યો. ત્યાર પછી તે લશ્કરે કાબુલ તરફ કૂચ કરી. રસ્તે જતાં તેણે ગીજની જીતી લીધું, અને છેવટે કાબુલ પણ જીત્યું. આમ શાહસુજાને ગાદી મળી, અને દોસ્તમહંમૂદ નાસી ગયો. તે પછી દેશમાં શાંતિ જાળવવા સર ચાર્લ્સ મેકનોટન તથા સર અલેકઝાંડર બર્ન્સને બ્રિટિશ એલચી તરીકે ત્યાં રાખવામાં આવ્યા.

---

* લૉર્ડ પામર્સ્ટન ઇંગ્લેન્ડની પાર્લમેન્ટમાં પરદેશ ખાતાનો મંત્રી હતો.

પરંતુ શાહસુજા લોકપ્રિય નહોતો, તેથી અફઘાન લોકો તેને વધારે વખત અમીર તરીકે કબુલ રાખી શકયા નહિ. અફઘાન લોકોએ બળવો કરી સર અલેકઝાન્ડર બર્ન્સને મારી નાખ્યો, અને દોસ્તમહંમૂદના પુત્ર અકબરે સર ચાર્લ્સ મેકનોટનનું ખૂન કર્યું. બ્રિટિશ છાવણીમાં ત્રાસ ફેલાયો, અને લશ્કરનાં માણસોએ નાસભાગ કરવા માંડી. એ વખતે બ્રિટિશ લશ્કરમાં ૪,૫૦૦ માણસો હતાં. તેઓએ શરણે આવી અફઘાનિસ્તાન છોડવા જણાવ્યું, અને અફઘાનોએ તે વાત કબુલ કરી, છતાં નાસતાં નાસતાં રસ્તામાં તેઓના ઉપર કેર વર્તાવવામાં આવ્યો, અને તમામ લશ્કરમાંથી માત્ર એકજ માણસ ડૉ. બ્રાઈડન પોતાના સાથીઓના દુઃખની કહાણી કહેવાને જીવતો રહેવા પામ્યો, અને જલાલાબાદ સુધી આવી પહોંચ્યો.

કંપનિએ આ બાબતમાં લૉર્ડ ઑકલેન્ડનો દોષ કાઢી તેને પાછો બોલાવી લૉર્ડ એલનબરોને ગવર્નર જનરલ તરીકે મોકલ્યો. તેણે જનરલ પોલોકને લશ્કર સાથે અફઘાનિસ્તાન મોકલ્યો. તેણે કાબુલ, જલાલાબાદ વગેરે જીતી લીધાં, અને કાબુલ લૂટી ત્યાં દાબ બેસાડયો.

**પરિણામઃ**—લૉર્ડ ઑકલેન્ડને રશિઆ તરફથી ખોટો ભય ઉત્પન્ન થયો, તેથી અફઘાન વિગ્રહ થયો, અને કંપનિ સરકારને તે વિગ્રહથી ઘણું ખમવું પડયું. એમાં માણસોની ખુવારી થઈ, પૈસાનો વ્યય થયો, અને આબરૂને હાનિ પહોંચી. પરિણામ પણ શૂન્યજ આવ્યું; કારણ કે શાહસુજા મરી ગયો હતો, તેથી દોસ્તમહંમૂદને અમીર તરીકે જાહેર કરવો પડયો.

લૉર્ડ ઑકલેન્ડના સમયમાં એડન ઉપર લશ્કર મોકલી એડનને બ્રિટિશ સંસ્થાન તરીકે જીતી લેવામાં આવ્યું, અને તેને મુંબઈ ઈલાકા સાથે એકત્ર કરવામાં આવ્યું, ઈ. સ. ૧૮૩૯.

**જાણવા જોગ બનાવોઃ ઈ. સ. ૧૮૩૯**

(૧) સરહદ પરના દેશો સાથે તકરાર.
(૨) અફઘાન વિગ્રહ શરૂ થયો.
(૩) બ્રિટિશ લોકોએ એડન જીત્યું.

### પ્રશ્નો.

(૧) અફ્ઘાનિસ્તાન સાથેની લૉર્ડ ઑકલેન્ડની રાજ્યનીતિ વિષે જે જાણતા હો તે લખો. તેનું શું પરિણામ આવ્યું ?

(૨) નીચેના પુરુષોને કયા કયા બનાવોની સાથે સંબંધ છે, તે વિગતવાર જણાવો.

શાહસુજા, મેકનોટન, અને દોસ્તમહંમૂદ.

---

## પ્રકરણ ૧૧ મું.

### લૉર્ડ એલનબરો: ૧૧ મો ગવર્નર જનરલ.

(ઇ. સ. ૧૮૪૨ થી ઇ. સ. ૧૮૪૪)

| | |
|---|---|
| લૉર્ડ એલનબરોનું આગમન અને ૧લા અફ્ઘાન વિગ્રહનો અંત. | ગ્વાલીઅરનું તોફાન. |
| સિંધ ખાલસા કર્યું. | રાજ્યબંદોબસ્ત. |
| | લૉર્ડ એલનબરોનું સ્વદેશગમન. |

**લૉર્ડ એલનબરોનું આગમન અને ૧ લા અફ્ઘાન વિગ્રહનો અંત:**—લૉર્ડ ઑકલેન્ડ પછી લૉર્ડ એલનબરોને ગવર્નર જનરલ તરીકે મોકલવામાં આવ્યો. તેણે અફ્ઘાનિસ્તાનના ઝઘડાનો અંત આણ્યો, પણ કંપનિ સરકાર અને અફ્ઘાનિસ્તાન વચ્ચે અગાઉ જે સંબંધ હતો, તેમાં કશો ફેરફાર થયો નહિ. દોસ્તમહંમૂદને અમીર તરીકે કબુલ કરવો પડયો, પણ તેની સાથે કંપનિ સરકાર પ્રત્યે મિત્રાચારી રાખવાનું કબુલ કરાવી શકયો નહિ.

**સિંધ ખાલસા કર્યું:**—(ઇ. સ. ૧૮૪૩) સિંધ પ્રાંત બલુચી અમીરોના તાબામાં હતો. તેને પચાવી પાડવાને માટે સીખ લોકો તથા અંગ્રેજો તૈયાર હતા. કંપનિએ ઇ. સ. ૧૮૩૯ માં સિંધ પ્રાંતને સહાયકારી લશ્કરની યોજનામાં દાખલ કર્યો હતો. સિંધ સાથે થએલા કરાર વિરુદ્ધ સિંધમાં થઈને અફ્ઘાન વિગ્રહ વખતે લશ્કરો આવજા કરતાં હતાં, તથા સિંધના અમીરો કંપનિ સરકાર વિરુદ્ધ વર્તન ચલાવે છે,

તેવો આરોપ તેમના ઉપર મૂકી લૉર્ડ એલનબરોએ સર ચાર્લ્સ નેપિઅરને મોટું લશ્કર લઈ સિંધ જીતવા મોકલ્યો. તેણે અમીરોનાં લશ્કરને મિયાણી અને હૈદ્રાબાદ પાસે હરાવ્યાં, સિંધ પ્રાંત ખાલસા કર્યો, અને તેને મુંબઈ ઇલાકા સાથે જોડી દેવામાં આવ્યો, અને હાલ પણ તે મુંબઈ ઇલાકાનોજ ભાગ છે.

**ગ્વાલીઅરમાં તોફાનઃ રાજ્યબંદોબસ્તઃ** (ઇ. સ. ૧૮૪૩-૪૪)

દોલતરાવ સિંધીઆના મૃત્યુ પછી ગાદીનો વારસ કોઈ ન હોવાથી તેની વિધવા તારાબાઈએ જંકોજી નામના એક બાળકને દત્તક લીધો હતો. તે નાની ઉંમરનો હતો, તેથી કંપનિ સરકારે રાજ્ય ચલાવવાને ત્યાં એક અમલદાર નીમ્યો હતો. રાજ્યમાં ખટપટ ચાલતી હોવાથી અંધાધુંધી વધી હતી. ૪૦,૦૦૦ જેટલાં લશ્કરનાં માણસોને પુરો પગાર પણ મળતો ન હતો, તેથી તે લોકોએ મોટું બંડ ઉઠાવ્યું. સર-હ્યુ-ગોફ્‌ને મોટા લશ્કર સાથે મોકલવામાં આવ્યો. તેણે સિંધીઆના લશ્કરને મહારાજપુર અને પનિઆર આગળ હરાવ્યું, બંડ સમાવ્યું, અને શાંતિ સ્થાપી.

**પરિણામઃ**—લશ્કરનાં માણસોની સંખ્યા ૪૦,૦૦૦ ને બદલે ૯,૦૦૦ ની કરવામાં આવી, અને સિંધીઆ સાથે મિત્રાચારી કરવામાં આવી.

**સ્વદેશગમનઃ**—લૉર્ડ એલનબરોએ સિંધ તેમજ ગ્વાલીઅર પ્રત્યે ધારણ કરેલી રાજ્યનીતિ ઈંગ્લેન્ડને પસંદ પડી નહિ, ને તેથી માત્ર બેજ વર્ષમાં એટલે ઇ. સ. ૧૮૪૪માં તેને સ્વદેશ પાછો બોલાવી લેવામાં આવ્યો.

**પ્રશ્નો.**

(૧) લૉર્ડ એલનબરોની રાજ્યનીતિથી કંપનિ સરકારને શા લાભાલાભ થયા?

(૨) પહેલા અફઘાન વિગ્રહનો અંત શી રીતે આવ્યો?

(૩) સિંધને શા માટે ખાલસા કરવામાં આવ્યો તે ટુંકામાં લખો.

# પ્રકરણ ૧૨ મું.

## લૉર્ડ હાર્ડિંજ: ૧૨ મો ગવર્નર જનરલ.

### ( ઇ. સ. ૧૮૪૪ થી ઇ. સ. ૧૮૪૮ )

### કંપનિ સરકાર અને સીખ પ્રજા.

| | |
|---|---|
| લૉર્ડ હાર્ડિંજનું આગમન. | પહેલો સીખ વિગ્રહ. |
| સીખ પ્રજાનો ઇતિહાસ. | લૉર્ડ હાર્ડિંજના સુધારા. |

**લૉર્ડ હાર્ડિંજનું આગમનઃ**—લૉર્ડ હાર્ડિંજે અગાઉ આર્થર વેલેસ્લિ સાથે લશ્કરમાં નોકરી કરી સારી નામના મેળવી હતી. વળી તે બાહોશ, બુદ્ધિશાળી, અને શાંત પ્રકૃતિનો હતો. તે ગવર્નર જનરલ તરીકે હિંદુસ્તાનમાં આવ્યો, કે તરતજ કંપનિ સરકારને સીખ લોકો સાથે વિગ્રહમાં ઉતરવું પડ્યું.

**સીખ પ્રજાનો ઇતિહાસઃ**—જ્યારે લૉર્ડ મિન્ટો ગવર્નર જનરલ હતો, ત્યારે તેણે સીખ મહારાજા રણજીતસિંહ સાથે સલાહ કરી હતી, તે વાત આપણે અગાઉ વાંચી ગયા. આ સીખ લોકો કોણ હતા, અને તેઓની સાથે કંપનિ સરકારને શા માટે લડાઈ કરવી પડી, તે જાણવા માટે તેઓ વિષે કાંઈક વધુ જાણવાની આપણને જરૂર રહે છે.

**ગુરુ નાનકઃ**—ઇ. સ. ના ૧૫ મા સૈકામાં નાનક નામના હિંદુ સુધારકે સીખ ધર્મ સ્થાપ્યો. તેનો ઉદ્દેશ હિંદુ તથા મુસલમાનોને એકમતમાં લાવવાનો હતો. તેઓ એકજ ઇશ્વરને માનતા, અને મૂર્તિપૂજાને માનતા ન હતા. વળી તેઓમાં જ્ઞાતિભેદ ન હતો. તેઓના ધર્મનું પવિત્ર પુસ્તક 'ગ્રંથ સાહેબ' નામનું છે. નાનકથી દસમી પેઢીએ ગુરુ ગોવિંદ નામના જાણીતા સીખ ગુરુ થઈ ગયા. તેમની સત્તા નીચે સીખ લોકો એકત્ર થયા, અને એક બળવાન પ્રજા તરીકે તેમની ગણતરી થવા લાગી.

**સીખ ગુરુ અને મોગલ પાદશાહોઃ**—ઔરંગઝેબે સીખ લોકોને ઘણો ત્રાસ આપ્યો હતો. વળી ગોવિંદસિંહના વારસ બંદાને મોગલ શહેનશાહ ફરુકસિઅરે ત્રાસ આપી મારી નાખ્યો હતો, પણ સીખ લોકો પાછા હઠે તેવા નહોતા. તેઓએ ઇ. સ. ૧૭૬૩ માં અહમદશાહ અબદલીના પંજાબના સુબાને સરહિંદ પાસે હરાવ્યો, અને જેલમ અને જમના નદી વચ્ચેના પ્રદેશનો કબજો લીધો. વળી તેમણે ધીમે ધીમે આખો પંજાબ પ્રાંત તાબે કર્યો.

**રણજીતસિંહ:**—અઢારમા સૈકાની આખરમાં મહારાજા રણજીતસિંહ બધા સીખ સરદારોનો ઉપરી બન્યો, અને સીખ પ્રજાને લશ્કરી તાલીમ આપી વધુ બળવાન બનાવી. તે ઇ. સ. ૧૮૩૯ માં મરણ પામ્યો. તે સમય સુધીમાં તેણે કાશ્મીર, મુલતાન અને પેશાવર વગેરે જીતી લીધાં હતાં. તેણે ઇ. સ. ૧૮૦૯ માં કંપનિ સરકાર સાથે મિત્રાચારીના કરાર કર્યા હતા, અને પોતાના મરણ પર્યંત તે કંપનિનો વફાદાર મિત્ર રહ્યો હતો.

**પહેલો સીખ વિગ્રહ:** (ઇ. સ. ૧૮૪૫–૧૮૪૬)

**કારણો:**—રણજીતસિંહના મૃત્યુ પછી તેનો પુત્ર દુલીપસિંહ ગાદીએ આવ્યો. તે બાળક હતો, તેથી રાજ્યકારભાર સરદારો ચલાવતા. આ સરદારો ધીમે ધીમે જોર પર આવવા લાગ્યા. કંપનિએ સિંધ પ્રાંત ખાલસા કર્યો હતો. બ્રિટિશ લશ્કરો અફઘાન વિગ્રહ વખતે પંજાબમાં થઈ આવજા કરતાં હતાં, અને અંગ્રેજ અધિકારીઓ ધીમે ધીમે પંજાબ પ્રાંત પણ લેવાની વાતો ચલાવતા હતા. સીખ સરદારોથી આ બધું સહન થઈ શકયું નહિ, તેથી તેઓએ એક મોટું લશ્કર એકઠું કર્યું, અને કંપનિ સરકાર તરફ લડાઈ કરવા માટે મોકલ્યું. ઇ. સ. ૧૮૪૫ માં વિગ્રહ જાહેર કરવામાં આવ્યો.

**યુદ્ધો:**—મુડકી અને ફિરોજશહેર આગળ ભારે રમખાણો થયાં, તેમાં બ્રિટિશ લશ્કરે સીખોને હરાવ્યા. ત્યાર પછી અલિવાલ અને સોબ્રાઉન આગળ પણ સીખોએ સખત હાર ખાધી, તેથી લાહોર મુકામે સલાહ થઈ.

**લાહોરના કરાર:**—ઇ. સ. ૧૮૪૬ માં લાહોર મુકામે સલાહ થઇ, તેમાં નીચે પ્રમાણે કરાર કરવામાં આવ્યા.

(૧) દુલીપસિંહને રાજા તરીકે કબુલ રાખવામાં આવ્યો.

(૨) લાહોરમાં બ્રિટિશ અમલદાર રાખવામાં આવ્યો.

(૩) લડાઈના ખર્ચ પેટે દોઢ કરોડ રૂપીઆ સીખ લોકોએ કંપનિ સરકારને આપવાનું કબુલ કર્યું. લાહોરની તિજોરીમાં પુરતા પૈસા ન હોવાથી કાશ્મીરના સુબા ગુલાબસિંહે કહ્યું, કે જો મને કાશ્મીર અને જમુનો સ્વતંત્ર અધિકાર આપવામાં આવે, તો હું પૈસાની તમામ રકમ આપું; એથી તે પ્રમાણે કરવામાં આવ્યું.

(૪) સતલજ અને રાવી નદી વચ્ચેનો પ્રદેશ અંગ્રેજોને મળ્યો.

લૉર્ડ હાર્ડિંજના સુધારાઃ—

(૧) રેલવે બંધાવી શરૂ થઈ.

(૨) ગંગા અને જમનાની નહેરો ખોદાવવાનું કામ તેના વખતમાં થયું.

(૩) લૉર્ડ બેન્ટિંકે કરેલા સુધારાનો તેણે બરાબર અમલ કર્યો.

પ્રશ્નો.

(૧) સીખ લોકોના ધર્મના સિદ્ધાંત ગણાવો.

(૨) સીખ પ્રજા કેવી રીતે બળવાન બની?

(૩) પહેલા સીખ વિગ્રહનાં કારણો આપો. તેનું શું પરિણામ આવ્યું?

(૪) લૉર્ડ હાર્ડિંજની કારકીર્દિનો હેવાલ આપો.

---

## પ્રકરણ ૧૩ મું.

## ખાલસા નીતિનું ધોરણઃ સંપૂર્ણ રાજ્યવિસ્તાર.

### કંપનિ સરકારના અમલની પરાકાષ્ટા.

### લૉર્ડ ડેલહાઉસિઃ ૧૩ મો ગવર્નર જનરલ.

( ઇ. સ. ૧૮૪૮ થી ઇ. સ. ૧૮૫૬ )

**લૉર્ડ ડેલહાઉસિનું આગમન.**
**બીજો સીખ વિગ્રહ.**
**પંજાબમાં કંપનિનો અમલ.**
**રાજ્યવ્યવસ્થા.**
**બીજો બ્રહ્મી વિગ્રહ.**
**ખાલસા નીતિ.**
**વરાડ અને અયોધ્યામાં બ્રિટિશ અમલ.**
**કંપનિનો નવો પટો.**
**લૉર્ડ ડેલહાઉસિના સુધારા.**
**લૉર્ડ ડેલહાઉસિનું સ્વદેશગમન.**

લૉર્ડ ડેલહાઉસિનું આગમનઃ—લૉર્ડ ડેલહાઉસિ ૩૫ વરસની ઉંમરે હિંદમાં ગવર્નર જનરલના હોદ્દા ઉપર આવ્યો. તે પહેલાં તે ઇંગ્લેન્ડમાં 'બોર્ડ ઑવ્ ટ્રેડ' નો મંત્રી હતો, અને તે વખતે તેણે રેલવેનો વ્યવહાર વધારવા તરફ સારૂં લક્ષ આપ્યું હતું. તે દીર્ઘદૃષ્ટિવાળો અને રાજનીતિજ્ઞ પુરુષ હતો. તેના વખતમાં કંપનિનો અમલ હિંદુસ્તાનમાં પુરેપુરો પ્રસર્યો.

લૉર્ડ વેલેસ્લિની યોજનાથી દેશી રાજ્યોમાં વધારે બગાડ પેઠો હતો; કારણ કે બ્રિટિશ લશ્કર રક્ષણ કરવા રાખેલું હોવાથી દેશી રાજાઓ એશઆરામ કરતા હતા. લૉર્ડ ડેલહાઉસિએ હિંદમાં આવીને તરતજ તે અંધાધુંધી દૂર કરવા ચાંપતા ઉપાય યોજ્યા. તેનો મુખ્ય ઉદ્દેશ કંપનિના રાજ્યનો વિસ્તાર કરવાનો હતો. એથી તેણે ખાલસા નીતિ અમલમાં મૂકી. એ ઉપરાંત તેણે દેશમાં સુધારો દાખલ કરવા માટે અને સુખસગવડ વધારવા માટે પણ પ્રયત્નો કર્યા.



લૉર્ડ ડેલહાઉસિ.

**બીજો સીખ વિગ્રહ:**

(ઇ. સ. ૧૮૪૮ થી ઇ. સ. ૧૮૪૯)

**કારણો:**–રણજીતસિંહના મૃત્યુ પછી તેનો પુત્ર દુલીપસિંહ બાળ વયનો હોવાથી રાજ્યકારભાર કરવાને એક મંડળ નીમેલું હતું, અને એ મંડળ બ્રિટિશ રેસીડન્ટના હુકમ મુજબ વ્યવસ્થા કરતું હતું. તે મંડળે એવી યોજના કરવા માંડી, કે જેથી સીખ લોકોમાં ખળભળાટ થયો. દુલીપસિંહ તથા રાજકુટુંબનાં બીજાં માણસોનું માન બરાબર જળવાતું ન હતું એમ તેઓને લાગ્યું. પંજાબના સુબા લાલા મૂળરાજ પાસે બ્રિટિશ સરકારે હિસાબ તપાસવાની માગણી કરી. મૂળરાજે તેમ કરવાની ના કહી, અને પોતાની જગાનું રાજીનામું આપ્યું. વાન્સ એગ્ન્યુ અને એન્ડર્સન નામના બે અંગ્રેજ અમલદારને પંજાબમાં મહેસુલ વગેરે સંભાળી લેવા મોકલ્યા હતા, તેઓનું મૂળરાજે ખૂન કરાવ્યું તેથી લડાઇ જાગી.

**યુદ્ધવર્ણન:**—પ્રથમ અંગ્રેજ લશ્કરે મુલતાન સર કર્યું, અને ચિલીઅનવાલા પાસે મોટી લડાઈ થઈ. તેનું પરિણામ બેમાંના એકે પક્ષને બહુ લાભદાયક નીવડ્યું નહિ. બલ્કે કંપનિને વધારે પ્રમાણમાં નુકસાન વેઠવું પડ્યું, અને

તેનો પરાજય થવા જેવો બનાવ બન્યો. પરંતુ ઇ. સ. ૧૮૪૯ માં ગુજરાત મુકામે લડાઈ થઈ, તેમાં સર હ્યુ ગોફે સીખ લોકોને સખત હાર ખવડાવી, અને વિગ્રહ પુરો થયો.

**પરિણામ:**--બીજા સીખ વિગ્રહને અંતે પંજાબ પ્રાન્તને ખાલસા કરવામાં આવ્યો. દુલીપસિંહને લંડન મોકલવામાં આવ્યો, અને તેણે બાકીની જિંદગી ત્યાંજ પુરી કરી. પંજાબમાં ચીફ કમિશનર નીમવામાં આવ્યો, પરંતુ હાલ નવા સુધારા મુજબ તે પ્રાંત ગવર્નરના અમલ નીચે છે.

**પંજાબમાં કંપનિનો અમલઃ રાજ્યવ્યવસ્થા:**--પંજાબને બ્રિટિશ અમલ નીચે મૂકયા પછી તેમાં ઘણા સુધારા કરવામાં આવ્યા. મહેસુલ ઉઘરાવવાની પદ્ધતિમાં ફેરફાર કર્યો. લોકો ઉપરના કરોમાં ઘટાડો કરવામાં આવ્યો, અને મહેસુલ સંબંધનું સઘળું કામકાજ સર જોન લૉરેન્સને સોંપવામાં આવ્યું. વળી ન્યાય આપવાને માટે અદાલતો સ્થાપવામાં આવી.

પંજાબ હિંદુસ્તાનની સરહદ ઉપર આવેલું હોઇ ત્યાં રક્ષણને માટે કિલ્લાઓ બાંધવામાં આવ્યા, અને બ્રિટિશ સૈનિકોની ટુકડીઓ રાખવામાં આવી. લશ્કરી ખાતાનું કામકાજ સર હેન્રી લૉરેન્સને સોંપવામાં આવ્યું. આ પ્રમાણે થોડા વર્ષમાં સુવ્યવસ્થાથી પંજાબ પ્રાંત આબાદ થયો.

**બીજો બ્રહ્મી વિગ્રહ:** (ઇ. સ. ૧૮૫૨-૫૩)

પહેલા બ્રહ્મી વિગ્રહ પછી બ્રહ્મદેશમાં બ્રિટિશ રેસીડન્ટ રાખવામાં આવતો હતો, પણ ઇ. સ. ૧૮૪૦ થી ત્યાં રેસીડન્ટ રાખવાનું બંધ કરવામાં આવ્યું હતું. બ્રહ્મદેશનો રાજા પોતાની પ્રજા પર જુલમ ગુજારતો હતો, તેથી રંગુનમાં રહેતા બ્રિટિશ વેપારીઓએ ગવર્નર જનરલને અરજ કરી. આથી એક મોટું લશ્કર બ્રહ્મદેશ મોકલવામાં આવ્યું. બ્રિટિશ લશ્કરે માર્ટાબાન અને પ્રોમ જીતી લીધાં, અને છેવટે પેગુ પ્રાન્ત પણ સર કર્યો. પરિણામે પેગુ પ્રાન્ત બ્રિટિશ મુલક સાથે જોડી દેવામાં આવ્યો, અને ત્યાં કંપનિ સરકારનો અમલ બેઠો.

**ખાલસા નીતિઃ**—હવે લૉર્ડ ડેલહાઉસિએ જોયું, કે લૉર્ડ વેલેસ્લિની યોજનાથી દેશી રાજાઓ એશઆરામી થઈ ગયા છે, અને તેઓના રાજ્યમાં અંધાધુંધી ચાલ્યા કરે છે. આથી તેણે એવાં દેશી રાજ્યો બ્રિટિશ અમલ



લૉર્ડ ડેલહાઉસિના
વખતનું બ્રિટિશ હિંદ.
ઇ. સ. ૧૮૫૬
રજપુતાના
ગુજરાત
મુંબઈ
નિઝામનો
મુલક
મદ્રાસ
M.A.G.

નીચે લાવવા અને તેમને વ્યવસ્થિત કરવા ઇંગ્લેન્ડનો કાયદો લાગુ પાડયો. ઇંગ્લેન્ડમાં એવો કાયદો હતો, કે જો કોઈ પણ માણસ બીનવારસ ગુજરી જાય, તો તેની સઘળી મિલ્કત રાજ્યમાં જમે થાય. તેણે એ કાયદો હિંદુસ્તાનનાં દેશી રાજ્યોને લાગુ પાડયો. અત્યાર સુધી કોઈ પણ દેશી રાજા મરી જતો, તો તેને દત્તક લેવાની છૂટ હતી. આ કાયદાથી લૉર્ડ ડેલહાઉસિએ જાહેર કર્યું, કે કોઈ પણ દેશી રાજા બીનવારસ ગુજરી જતાં તેનું રાજ્ય બ્રિટિશ અમલ નીચે મૂકવામાં આવશે. તે કાયદા પ્રમાણે સતારા, ઝાંસી, નાગપુર વગેરે કેટલાંક રાજ્યો બ્રિટિશ અમલ નીચે આવ્યાં.

**વરાડ અને અયોધ્યામાં બ્રિટિશ અમલ:**—લૉર્ડ વેલેસ્લિએ ઇ. સ. ૧૮૦૩ માં વરાડ પ્રાન્ત મરાઠાઓ પાસેથી લઈ નિઝામને સોંપ્યો હતો, પરંતુ નિઝામના રાજ્યમાં પણ અવ્યવસ્થા હતી. સહાયકારી સૈન્યના ખર્ચની રકમ દર વર્ષે ચડતી જતી હતી, ને નિઝામથી તે આપી શકાતી નહોતી, તેથી લશ્કરના નિભાવને માટે વરાડ પ્રાંત ખાલસા કરવામાં આવ્યો, ઇ. સ. ૧૮૫૩.

મોગલ સલ્તનતની પડતી પછી અયોધ્યાનો નવાબ સાદતખાન સ્વતંત્ર થયો હતો. ત્યાર પછી લૉર્ડ ક્લાઇવ અને વૉરન હેસ્ટિંગ્સના વખતમાં પણ અયોધ્યાના નવાબની સત્તા પ્રબળ હતી. લૉર્ડ વેલેસ્લિના સમયમાં સહાયકારી સૈન્યના ખર્ચ પેટે અયોધ્યાનું અર્ધું રાજ્ય કંપનિ સરકારને મળ્યું હતું. ત્યાર પછી પણ અયોધ્યાનો નવાબ પ્રજા પર જુલમ ગુજારતો હતો, અને લૉર્ડ ડેલહાઉસિએ તેને તેમ નહિ કરવા ચેતવણી આપી, તોપણ તે તેમ કરતાં અટક્યો નહિ. આથી પ્રજાએ પોકાર કર્યો, અને બ્રિટિશ સંરક્ષણ માગતાં તે પ્રાન્ત ખાલસા કરવામાં આવ્યો, ઇ. સ. ૧૮૫૬.

**કંપનિનો નવો પટ્ટો:**—(ઇ. સ. ૧૮૫૩) કંપનિના પટ્ટાની વીસ વરસની મુદ્દત પુરી થવાથી ઇ. સ. ૧૮૫૩ માં નવો પટ્ટો કરવામાં આવ્યો, જેમાં નીચે પ્રમાણે સરતો કરવામાં આવી હતી:—

(૧) કંપનિના પટ્ટાની ૨૦ વર્ષની મુદત રદ કરવામાં આવી. હવે તો બ્રિટિશ રાજ્યની મરજી પડે ત્યારે કંપનિનો પટ્ટો રદ કરી હિંદુસ્તાનનો કારભાર પોતે પરબાર્યો ચલાવી શકે, એવી આકરી કલમ દાખલ કરવામાં આવી.

(૨) બંગાળા ઇલાકાને લેફ્ટેનન્ટ ગવર્નરના હાથ નીચે મૂકવામાં આવ્યો.

(૩) મુંબઈ અને મદ્રાસમાં ન્યાયની અદાલતો સ્થાપી હતી, તેને એકત્ર કરી "હાઈકોર્ટ" સ્થાપવામાં આવી.

(૪) 'સિવિલ સર્વિસ' સર્વને માટે ખુલ્લી મૂકવામાં આવી, પણ તેની પરીક્ષા ઇંગ્લેન્ડમાં લેવાનું ઠરાવવામાં આવ્યું.

(૫) કંપનિના સંચાલકોમાંથી છને કમી કરી ચોવીસને બદલે અઢારની સંખ્યા રાખવામાં આવી. વળી એ અઢાર પૈકી છએ હિંદમાં ૧૦ વર્ષ નોકરીનો અનુભવ મેળવેલો હોવો જોઇએ એમ ઠર્યું.

**લૉર્ડ ડેલહાઉસિના સુધારા:—**

(૧) **રેલવે:**—ઇ. સ. ૧૮૫૩ માં પહેલવહેલી રેલવે દોડાવવામાં આવી.

(૨) **તાર:**—વિજળીક શક્તિથી સંદેશા મોકલવા તારની ગોઠવણ કરી.

(૩) **નહેરો:**—નહેરો ખોદી ખેડુતોને પાણી પુરૂં પાડવાનું કામ ધમધોકાર ચાલવા લાગ્યું.

(૪) **ટપાલ:**—ફક્ત અર્ધાજ આનાની ટિકિટ ચોડી ટપાલ મારફતે કાગળો મોકલી શકાય, તેવો બંદોબસ્ત કરવામાં આવ્યો. આથી જનસમાજને બહુ ફાયદો થયો.

(૫) **કેળવણી:**—સાર્વજનિક કેળવણીખાતું તેનાજ વખતમાં ખોલવામાં આવ્યું. સર ચાર્લ્સ વુડે ઘડેલી પદ્ધતિ મુજબ પ્રાથમિક શાળામાં દેશી ભાષાદ્વારા શિક્ષણ આપવાનું ઠરાવવામાં આવ્યું, અને માધ્યમિક શાળામાંજ અંગ્રેજી શીખવવાનું દાખલ કરવામાં આવ્યું, ઇ. સ. ૧૮૫૩.

(૬) **બાંધકામ:**—વળી જાહેર બાંધકામનું ખાતું ખોલવામાં આવ્યું.

(૭) **રસ્તા અને પૂલો:**—વળી રસ્તા સુધાર્યા ને પૂલો બંધાવ્યા; આથી મુસાફરીની સગવડ વધી, ને વેપારઉદ્યોગને ઉત્તેજન મળ્યું.

**લૉર્ડ ડેલહાઉસિનું સ્વદેશાગમન:**—ઉપર મુજબ લૉર્ડ ડેલહાઉસિના કારભારના મુખ્ય બે ભાગ પડે છે. (૧) ખાલસા નીતિ, અને (૨) દેશની પ્રગતિ માટેના પ્રયત્નો. ખાલસા નીતિથી તેણે દેશી રાજાઓનાં મન ઉચાં કર્યાં, જેનું એક ભયંકર પરિણામ તમે પછીના પ્રકરણમાં જોશો. તેણે દેશમાં જે જે સુધારાનાં બીજ નાખ્યાં, તેથી તો દેશને ઘણા લાભ થયા છે, અને જેનાં ફળ આજે આપણે ભોગવીએ છીએ. વળી તે પોતે ઉદ્યોગી હતો, છતાં કેટલીક વખત સત્તાધીશ અને સખત અધિકારીની ઢબે વર્ત્યો હોય એમ બન્યું છે. તેણે કંપનિનો રાજ્યવિસ્તાર કર્યો, અને કંપનિના અમલને પરાકાષ્ટાએ પહોંચાડયો એ ખરૂં, પણ જો તેણે ખાલસા નીતિ અંગીકાર ન કરી હોત, તો ટુંકમાંજ કંપનિ સરકારનો અમલ નિર્મૂળ થાત નહિ, તેમજ તેની રાજ્યનીતિ દેશી રાજાઓને અને બ્રિટિશ અમલ નીચેની પ્રજાને વધારે અનુકૂળ થઈ પડી હોત, અને તેની નામનામાં વધારો થયો હોત. તે ઈ. સ. ૧૮૫૬ના ફેબ્રુઆરિ માસમાં સ્વદેશ ગયો, અને ઇ. સ. ૧૮૬૦ માં ૪૮ વર્ષની વયે મરણ પામ્યો.

### પ્રશ્નો.

(૧) લૉર્ડ ડેલહાઉસિની કારકીર્દમાં બ્રિટિશ અમલ નીચે કયા દેશો આવ્યા, તે નકશો કાઢીને સમજાવો.

(૨) લૉર્ડ ડેલહાઉસિના સમયમાં કંપનિનો અમલ પરાકાષ્ટાએ પહોંચ્યો, એ સત્ય ઉદાહરણો લઈ સાબીત કરો.

(૩) ખાલસા નીતિ એટલે શું? એ નીતિથી લૉર્ડ ડેલહાઉસિએ ક્યાં ક્યાં દેશી રાજ્યો ખાલસા કર્યાં?

(૪) પંજાબ, અયોધ્યા, ને વરાડ કંપનિના અમલ નીચે શી રીતે આવ્યાં?

(૫) લૉર્ડ ડેલહાઉસિએ દેશની પ્રગતિ કરવાને માટે કયા કયા સુધારા કર્યા?

# પ્રકરણ ૧૪ મું.

## બ્રિટિશ હિંદમાંથી કંપનિ સરકારના કારભારનો અંત.

## લૉર્ડ કેનિંગઃ ૧૪ મો ગવર્નર જનરલ.

( ઇ. સ. ૧૮૫૬ થી ઇ. સ. ૧૮૫૮ )

## દેશી સિપાઇઓનો બળવોઃ ( ઇ. સ. ૧૮૫૭ )

**દેશી સિપાઇઓનો બળવો.**
**બળવાનાં કારણો.**
**મીરતનું રમખાણ.**
**ઝાંસી, કાનપુર, લખનૌ, ને દિલ્હી.**
**ઝાંસી ને ગ્વાલીઅર પડયાં.**
**બળવાનું પરિણામ.**
**કંપનિ સરકારના કારભારનો અંત.**
**ઇંગ્લેન્ડના રાજ્યકર્તાની**
**હકુમતમાં બ્રિટિશ હિંદ.**

**દેશી સિપાઇઓનો બળવોઃ**--લૉર્ડ કેનિંગ હિંદુસ્તાનમાં આવ્યો, કે તરતજ એક દુઃખદાયક બનાવ બન્યો, અને તે દેશી સિપાઈઓનો બળવો હતો.

**બળવાનાં કારણોઃ**—

**(૧) ખાલસા નીતિઃ**—લૉર્ડ ડેલહાઉસિની ખાલસા નીતિથી હિંદુસ્તાનમાં સર્વત્ર અશાંતિ ફેલાઇ રહી હતી, તેની રાજનીતિથી લોકોમાં ત્રાસ ફેલાએલો હતો, અને પોકાર ઊઠયો હતો. તેણે લોકો ઉપર વધારે કરો નાખ્યા હતા, મહેસુલ વધી ગયું હતું. હિંદી સિપાઈઓને લશ્કરમાં જેવી જોઇએ તેવી સગવડ આપવામાં આવતી નહોતી, અને તેઓને હુકમ થયો હતો, કે સરકાર જ્યાં મોકલે ત્યાં જવાની તેઓની ફરજ છે.

**(૨) સુધારા વિષે વહેમઃ**--તે ઉપરાંત લોકોમાં વહેમ ઠસાવવામાં આવ્યો હતો, કે ટપાલ, તાર, અને રેલવેથી અંગ્રેજો હિંદુસ્તાનના લોકોને વટલાવવા માગે છે, તથા કેટલાક અજ્ઞાની લોકો તો તેને જાદુ પણ ગણતા. આવી રીતે ચારે તરફ અને તેમાં ખાસ કરીને ઉત્તર હિંદુસ્તાનમાં લોકોનાં મન કંપનિ સરકારની રાજનીતિ સામે ઉંચાં થઈ રહ્યાં હતાં.

**(૩) સિપાઇઓને નવો હુકમઃ**—એટલામાં વળી લશ્કરમાં એવો હુકમ કાઢવામાં આવ્યો, કે દરેક સિપાઈએ એક સરખી દાઢી રાખવી, અને બંદુકમાં અમુક જાતનાજ કારતુસ વાપરવા. કેટલાક બળવાખોર

લોકોએ એવી વાત ફેલાવી, કે તે કારતુસને ગાય અને સુવરની ચરબી લગાડવામાં આવી છે, તેથી હિંદુ મુસલમાન સિપાઇઓ તેને અડકતાં બીધા; અને તેઓએ માન્યું, કે કંપનિ સરકારનો વિચાર તેમને ખ્રિસ્તી બનાવવાનો છે. કારતુસની વાતથી બળતામાં ઘી હોમાયું.

**પરિણામઃ**—ગમે તેમ હો, પણ લૉર્ડ ડેલહાઉસિની રાજ્યનીતિથી લોકલાગણી ઉશ્કેરાએલી હતી; તેનો દાવાનળ તરતજ પ્રકટ થયો, અને બળવો જાગ્યો, જેને પરિણામે મોટાં મોટાં શહેરોમાં રમખાણો થયાં. આમાં કેટલાક અસંતુષ્ટ સરદારોએ આગેવાની લીધી. બાજીરાવ પેશ્વાના વારસ નાનાસાહેબ ઉર્ફે ધોંડુપંત, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ કે જેને વારસ તરીકે દત્તક લેવાની ના પાડવામાં આવી હતી તે, તથા તાતિયા ટોપી વગેરે બળવાના નાયકો બન્યા.

**મીરતનું રમખાણઃ**—પહેલું રમખાણ મીરતમાં થયું. ત્યાંની હિંદી ટુકડીએ ગોરી ટુકડી ઉપર હુમલો કર્યો. તેમણે સઘળા યુરોપિઅનોને ઠાર કરી દિલ્હી જઈ ત્યાં મોગલ શહેનશાહ બહાદુરશાહને હિંદના શહેનશાહ તરીકે જાહેર કર્યો, અને યુરોપી અમલદારોને તથા તેમનાં બાળબચ્ચાંઓને ઘાતકી રીતે મારી નાખ્યાં.

**ઝાંસી, કાનપુર, લખનૌ, ને દિલ્હીઃ**—ઝાંસી અને કાનપુર મુકામે પણ રમખાણો થયાં, અને ત્યાં પણ બ્રિટિશ અમલદારો અને તેમનાં બાળબચ્ચાંઓનાં ખૂન કરવામાં આવ્યાં. કાનપુરમાં નાનાસાહેબે તો કતલ ચલાવી, પણ જનરલ હેવલોકે નાનાસાહેબના લશ્કરને હરાવ્યું. ત્યાર પછી હેવલોક લખનૌ ગયો, અને ત્યાં જે અંગ્રેજ અમલદારો સંકટમાં હતા તેમનો બચાવ કર્યો. સર કોલીન કેમ્પબેલ પણ તે અરસામાં મોટા લશ્કર સાથે આવી પહોંચ્યો, અને તેણે કંપનિનાં માણસોનો છુટકારો કર્યો. જનરલ નીકલસને બીજી તરફ દિલ્હી સર કર્યું, બહાદુરશાહના બે પુત્ર તથા એક પૌત્રને ઠાર કરવામાં આવ્યા, તથા બહાદુરશાહને રાજ્યકેદી તરીકે રંગુન મોકલવામાં આવ્યો.

**ઝાંસી અને ગ્વાલીઅર પડ્યાંઃ**—તાતિયા ટોપીને કાલ્પી મુકામે હરાવવામાં આવ્યો, અને ઝાંસીનો કિલ્લો કંપનિ સરકારે સર કર્યો. તાતિયા

ટોપી ગ્વાલીઅર નાસી ગયો. બ્રિટિશ સરદાર સર હ્યુ રોઝ તેની પાછળ પડયો, અને ગ્વાલીઅરનો કિલ્લો જીતી લઇ તેને હરાવ્યો. ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ બહાદુરીથી લડી, પણ લડાઇમાંજ મરણ પામી.

ઉપર પ્રમાણે બ્રિટિશ સરદારોની અથાગ મહેનત અને હોશિયારીથી દરેક જગાએ બળવો શમી ગયો. વળી કેટલાંક નીમકહલાલ દેશી રાજ્યોએ બળવો સમાવવામાં તન, મન, ધનથી સારી સહાય આપી હતી.

**બળવાનું પરિણામ:**—આ બળવાની ખબર જ્યારે ઇંગ્લેન્ડ પહોંચી, ત્યારે પાર્લમેન્ટમાં એક બિલ પસાર કરવામાં આવ્યું. એ બિલથી નીચેનું પરિણામ આવ્યું.

(૧) કંપનિ સરકારની તમામ સત્તાનો અંત આવ્યો, અને હિંદુસ્તાનનો રાજ્યકારભાર ઈંગ્લેન્ડના રાજ્યકર્તાની પરભારી દેખરેખ નીચે મૂકવામાં આવ્યો.

(૨) બળવા વખતે જે જે દેશી રાજાઓએ કંપનિ સરકારને મદદ કરી હતી, અને મિત્ર તરીકે રહ્યા હતા, તેમની મિત્રતા જાળવી રાખવા તથા તેમનો માનમરતબો જાળવવા ઈંગ્લેન્ડની સરકારે વચન આપ્યું, અને તેમની તથા કંપનિ સરકારની વચ્ચે થએલા આજદિન સુધીના કરારોને બહાલી આપી.

(૩) બોર્ડ ઑવ્ કન્ટ્રોલની જગાએ 'સેક્રેટરી ઑવ્ સ્ટેટ' (હિંદી પ્રધાન) અને તેની સભાને હિંદનો કારભાર સોંપવામાં આવ્યો. એ સભામાં વધુમાં વધુ ૧૫ સભ્યો રાખવાનું ઠર્યું.

(૪) ગવર્નર જનરલને વાઇસરોયનું ઉપનામ આપવામાં આવ્યું. તે મુજબ લૉર્ડ કેનિંગ હિંદનો પહેલો વાઇસરોય કહેવાયો.

**કંપનિ સરકારના કારભારનો અંત: ઈંગ્લેન્ડના રાજ્યકર્તાની હકુમતમાં બ્રિટિશ હિંદ:**—ઇ. સ. ૧૭૫૭ ના પ્લાસીના યુદ્ધમાં લૉર્ડ કલાઇવે વિજય મેળવીને હિંદમાં કંપનિ સરકારની સત્તાનો પાયો નાખ્યો હતો. તે પછી પુરાં ૧૦૦ વર્ષે કંપનિ સરકારને જુદે જુદે વખતે મુલકો મળ્યા, અને તે દરમિઆન દેશમાં સુધારા દાખલ થયા ને દેશની પ્રગતિ થઈ. પરંતુ કંપનિ સરકારના (લૉર્ડ ડેલહાઉસિના) અમલથી અસંતોષ ફેલાયો, અને સુધારાને વહેમની દષ્ટિથી જોવામાં આવ્યા. તેને પરિણામે દેશી સિપાઇઓનો બળવો જાગ્યો. અંતે પાર્લમેન્ટે કંપનિ સરકાર પાસેથી હિંદનો રાજ્યવહીવટ લઈ લીધો,

અને તે ઈંગ્લેન્ડના રાજ્યકર્તાને હસ્તક સોંપવામાં આવ્યો. આમ કંપનિ સરકારના અમલનો અંત આવ્યો.

**પ્રશ્નો.**

(૧) દેશી સિપાઈઓના બળવાનાં કારણો આપો.

(૨) સિપાઈઓના બળવાનું વિગતવાર વર્ણન કરો.

(૩) બળવો કરવામાં આગેવાની ભર્યો ભાગ કોણે કોણે લીધો? તેમને શાં ફળ મળ્યાં?

(૫) બળવાનાં પરિણામો વિષે તમે શું જાણો છો?

(૫) કંપનિ સરકારનો અંત શી રીતે આવ્યો તે સમજાવો.

---

## પ્રકરણ ૧૫ મું.

### કંપનિ સરકારના અમલની સમાલોચના.

### ( ઇ. સ. ૧૭૫૭ થી ઇ. સ. ૧૮૫૭ સુધીનાં ૧૦૦ વર્ષ. )

**ઇ. સ. ૧૭૫૭ નું યાદગાર વર્ષ. બ્રિટિશ મુલકની ક્રમિક વૃદ્ધિ. બ્રિટિશ સત્તાનું સર્વોપરિપણું. કંપનિ સરકારના અમલમાં આવેલા મુલકો. બ્રિટિશ અમલમાં સુધારા ને સગવડ. કંપનિ સરકારની રાજ્યનીતિ. ઈંગ્લેન્ડની સરકારની સત્તા. કંપનિના ૧૦૦ વર્ષના અમલને અંતે લાગેલો બળવો. કંપનિના અમલનો અંત.**

**ઇ. સ. ૧૭૫૭ નું યાદગાર વર્ષઃ**—ઇ. સ. ૧૭૫૭ માં લૉર્ડ ક્લાઇવે બંગાળાના નવાબ સિરાજ-ઉદ્-દૌલાને પ્લાસીના યુદ્ધમાં હરાવી વિજય મેળવ્યો. એજ વર્ષમાં કાબુલના શાહ દુરાની અહમદશાહ અબદલીએ દિલ્હી પર ચડાઈ કરી મોગલ સલ્તનતને એક છેવટનો ઘા કર્યો હતો. હિંદની મહાન્ મોગલ રાજ્યસત્તા આમ નષ્ટ થઈને તેને સ્થાને કંપનિનું સર્વોપરિપણું અને સાર્વભૌમત્વ થશે, એવી કલ્પના તે વખતે તો ભાગ્યેજ કોઈએ કરી હશે. પરંતુ પ્લાસીનો વિજય એટલે મોગલ સલ્તનતમાંથી સ્વતંત્ર થએલા સુબેદારની સ્વતંત્રતાને પણ નાબુદ કરવાનો પ્રસંગ હતો; અને આવા એકજ વિજયને હવે તો આપણે કંપનિ સરકારની ઉન્નતિના બનાવ તરીકે લેખીએ તો કંઈ ખોટું નથી.

**બ્રિટિશ મુલકની ક્રમિક વૃદ્ધિઃ**—પ્લાસીના વિજયને અંતે લૉર્ડ કલાઈવે મીરજાફરને બંગાળાનો નવાબ બનાવ્યો, અને નવાબે તેના બદલામાં કંપનિ સરકારને ૨૪ પરગણાંની જાગીર આપી. હિંદમાં કંપનિ સરકારે મેળવેલા મુલકમાં આ જાગીર સૌથી પહેલવહેલી હતી. તે પછી ઇ. સ. ૧૭૬૫ માં મોગલ શહેનશાહ શાહઆલમે કંપનિ સરકારને બંગાળા, બહાર અને ઓરિસ્સાની દિવાની આપી. તે પછી ખાસ કરીને લૉર્ડ કૉર્નવૉલિસ, લૉર્ડ વેલેસ્લિ, લૉર્ડ હેસ્ટિંગ્સ, અને લૉર્ડ ડેલ્હાઉસિના અમલ દરમિઆન કંપનિ સરકારને જુદા જુદા મુલક મળ્યો. એ મુલકો ઘણે ભાગે હૈદરઅલી અને ટીપુ, પેશ્વા અને મરેઠી શાખા રાજ્યો, અને નિઝામ સરકાર તેમજ ગુરખા, સીખ, આદિ પ્રજાઓ, અને બ્રહ્મદેશના રાજા સાથે થએલા વિગ્રહોને અંગે મળેલા મુલકો હતા. આ મુલકો મેળવીને ક્રમે ક્રમે બંગાળા ઇલાકો, મદ્રાસ ઇલાકો, મુંબઈ ઇલાકો, આગ્રા–અયોધ્યાના પ્રાંતો એટલે કે સંયુક્ત પ્રાંતો, મધ્ય પ્રાંતો અને વરાડ, તેમજ પંજાબ પ્રાંત, અને બ્રિટિશ બ્રહ્મદેશ આદિ હાલના રાજકીય વિભાગો શી રીતે બનાવવામાં આવ્યા, તે તમે પાછળ શીખી ગયા. વળી સરહદના મુલકો ઉપર પણ બ્રિટિશ અમલ કેવા સંજોગોમાં અને કેવી રીતે બેઠો એ પણ તમે જાણ્યું.

**બ્રિટિશ સત્તાનું સર્વોપરિપણું:**—જેમ જેમ કંપનિ સરકારે દેશી રાજ્યોમાં માથું મારવા માંડયું, અને જુદી જુદી રાજ્યનીતિ અખત્યાર કરીને, વિગ્રહોમાં ઉતરીને, કે મૈત્રીસંબંધ બાંધીને પોતાના તાબાના મુલકોમાં વધારો કર્યો, તેમ તેમ કંપનિ સરકારની સત્તા વધારે ને વધારે દૃઢ થતી ગઈ. પરિણામે એવી સ્થિતિ આવી કે પછી તો કોઈ પણ દેશી રાજા કે કોઈ પણ પ્રજા કંપનિ સરકાર સામે માથું ઉંચું કરી શકેજ નહિ, અને એમ કરવામાં એવું પગલું ભરનારનેજ નુકસાનીમાં ઉતરવું પડયું છે એવું તમે જાણ્યું. આમ મોગલ સલ્તનત પછી મરેઠી સામ્રાજ્યના સર્વોપરિપણાના દિવસો દેખાયા, અને જો કે તેમાં વિઘ્નો આવ્યાં તેમાંથી પાર ઉતરીને પુનર્જીવન આપવાના પ્રયત્નો પણ કરવામાં આવ્યા, છતાં તેનું અધઃપતન થઇને અંતે હિંદમાં બ્રિટિશ સત્તા સર્વોપરિ છે, અને કંપનિ સરકારનું સાર્વભૌમત્વ પ્રવર્તે છે, એમ ખુલ્લી રીતે જાહેરમાં આવ્યું.

**કંપનિ સરકારના અમલમાં ખાલસા મુલકોઃ**—દખ્ખણમાં ટીપુ સુલતાનનો જીતેલો મુલક, પેશ્વાનો મુલક, અને ભોંસલેનો મુલક એટલાનો ઘણે ભાગે ખાલસા મુલકોમાં સમાવેશ કરી શકાય. પૂર્વમાં, બહાર, બંગાળા ને ઓરિસ્સા નબળા રાજ્યકર્તાઓને જીતીને મેળવેલા મુલક તરીકે, અને પશ્ચિમમાં સિંધના અમીરોને હરાવીને તે પ્રદેશ ખાલસા કર્યો એમ તમે પાછળ જોઈ ગયા છો. એજ પ્રમાણે સીખ લોકોને હરાવીને પંજાબ, અને મોગલ શહેનશાહતની નબળાઈનો લાભ લઈ આગ્રા અયોધ્યાના પ્રાંતો આદિ મુલકો બ્રિટિશ અમલમાં આવ્યા છે. હાલના રાજકીય વિભાગો ક્રમે ક્રમે કંપનિ સરકારે મેળવેલા મુલકમાંથીજ રાજ્યવસ્થામાં અનુકૂળતા આવે, એ રીતે પાડવામાં આવ્યા છે.

**બ્રિટિશ અમલમાં સુધારા ને સગવડઃ**—૧૦૦ વર્ષના કંપનિ સરકારના અમલમાં દેશમાં અનેક સુધારા દાખલ થયા, અને સુખસગવડમાં વધારો થયો. મુલકી અને ન્યાય ખાતાનો વહીવટ, કેળવણીનો પ્રચાર છાપખાનાંની ને વર્તમાનપત્રોની છૂટ, દેશીઓને ઉંચા અધિકાર, આદિ અનેક સુધારા દેશમાં પ્રસંગે પ્રસંગે દાખલ કરવામાં આવ્યા. છે વળી રેલવે, તાર, ટપાલ, વગેરે સાધનોથી સગવડ વધી, રસ્તાઓ નિર્ભય થવાથી વેપારઉદ્યોગની ખીલવણી થઈ, અને પિંઢારા અને ઠગનો નાશ થવાથી દેશમાં નિર્ભયતા આવી ગઈ. આ અને આવા બીજા સુધારાથી તેમજ સગવડથી દેશની અંદર સુખશાંતિ સ્થપાઈ, દેશની પ્રગતિ થઈ, અને પ્રજાની આબાદાની થઈ, એ વાત તમારા લક્ષમાં આવી શકી હશે.

**કંપનિ સરકારની રાજ્યનીતિઃ**—કંપનિ સરકારે ૧૦૦ વર્ષના અમલ દરમિઆન કોઈ ખાસ રાજનીતિ ધારણ કરીને તેને વળગી રહીને રાજ્યવ્યવસ્થા કરી હોય એવું જણાતું નથી. કંપનિના ડિરેક્ટરો અમુક ધોરણ નક્કી કરે, ઇંગ્લેન્ડની પાર્લમેન્ટ અમુક કલમો દાખલ કરીને પોતાનો અંકુશ વધારે, ને હિંદમાંનો ગવર્નર જનરલ પોતાની બુદ્ધિશક્તિને આધારે કોઈ ખાસ યોજના ઘડી કાઢે, અને અણીને પ્રસંગે વર્તવામાં મળેલી છૂટનો લાભ લે એવું તમને જણાઈ આવ્યું હશે. વળી એ રાજ્યનીતિથી દ્રવ્યહાનિ કે પ્રતિષ્ઠાનો ભંગ થતાં પાછી નવીજ રાજ્યનીતિ ધારણ

કરવામાં આવે, ને તેને વિષે પણ પાછું એવું ને એવુંજ. ખાસ કરીને 'તટસ્થ રાજ્યનીતિ' અને 'સહાયકારી લશ્કરની યોજના' આ બે પદ્ધતિએ વારંવાર ઘણી ઉથલપાથલ કરી છે. છેવટે લૉર્ડ ડેલહાઉસિએ ખાલસા નીતિ અખત્યાર કરી, ને તેને પરિણામે દેશમાં અસંતોષ ફેલાયો. પરંતુ કંપનિ સરકારની જ્વલંત કારકીર્દિનો એ સમય તેના અંત માટે ન હોય, એવુંજ બની આવ્યું, ને સિપાઈઓના બળવાને અંગે કંપનિ સરકારનો અંત આવ્યો.

**ઈંગ્લેન્ડની સરકારની સત્તા:—** ઈ. સ. ૧૭૭૨ સુધી ઇંગ્લેન્ડની સરકારે ઇસ્ટ ઈંડિઆ કંપનિના કારભાર વિષે ઝાઝું માથું માર્યું નહોતું. દરમિઆન કંપનિને હિંદનાં કેટલાંક દેશી રાજ્યોના મિત્રપક્ષે ઉભા રહીને ફ્રેંચો સાથે યુદ્ધોમાં ઉતરવું પડયું હતું. આમ દખ્ખણ ને બંગાળાનાં યુદ્ધોમાં થએલા ખર્ચને પહોંચી વળવા તેણે ઇંગ્લેંડની સરકાર પાસે આર્થિક મદદ માગી, ત્યારથી પાર્લમેન્ટે કંપનિના કાર્યમાં વધુ રસ લેવા માંડયો, ને તેની રાજ્યવ્યવસ્થા માટે જુદા જુદા ધારાઓ ઘડીને તેની રાજ્યનીતિ ઉપર અંકુશ મૂકવા માંડયો. ઈ. સ. ૧૭૭૩ માં 'રેગ્યુલેટિંગ ઍક્ટ'–'નિયામક ધારો' અમલમાં આવ્યો, ને ઈ. સ. ૧૭૮૪ માં લૉર્ડ પિટ્ટે હિંદી બિલ પાસ કરાવ્યું, એટલે 'બોર્ડ ઑવ્ કન્ટ્રોલ'ની નીમણુક થઈ. તે પછી કંપનિને દર વીસ વરસ માટે જુદા જુદા પટા કરી આપવામાં આવતા, અને તમે પાછળ વાંચી ગયા તેમ ઈ. સ. ૧૭૯૩, ઈ. સ. ૧૮૧૩, ઈ. સ. ૧૮૩૩, અને ઈ. સ. ૧૮૫૩ માં સંજોગો ધ્યાનમાં લઈને તેમજ દેશકાળનો વિચાર કરીને કંપનિ સરકારને જુદા જુદા પટા કરી આપવામાં આવ્યા. અંતે ઈ. સ. ૧૮૫૩ માં પટાની ૨૦ વરસની મુદત કાઢી નાખવામાં આવી, અને માત્ર તે પછીનાં ૪ વરસમાંજ કંપનિ સરકારની સત્તા ઇંગ્લેન્ડની સરકારના હાથમાં આવી ગઈ.

**કંપનિના ૧૦૦ વર્ષના અમલને અંતે જાગેલો બળવો:—** ઈ. સ. ૧૭૫૭ થી ઈ. સ. ૧૮૫૭ નાં ૧૦૦ વર્ષોમાં કંપનિ સરકારને અનેક સંજોગો પ્રાપ્ત થયા, અને તેની સર્વોપરિ સત્તા સ્થપાઈ. પરંતુ લૉર્ડ ડેલહાઉસિની ખાલસા રાજ્યનીતિથી હિંદના કેટલાક દેશી રાજારજવાડાઓનાં દીલ ઉંચાં થયાં, તેમજ દેશમાં કેટલાક સુધારા દાખલ થતાં પ્રજા ખાસ

લોકોએ તેને વહેમની નજરે જોવા માંડયા, અને દેશી સિપાઇઓની રહેણી-કરણીમાં અને હથિઆરોમાં કેટલોક ફેરફાર કરવામાં આવ્યો, તેમાં તેમને પણ કંઇક અવળું ભાસ્યું. પરિણામે દેશી સિપાઈઓએ બળવો કર્યો, જેની અસર દેશનાં કેટલાંક સ્થળોમાં થઈ, અને ઘણા નિર્દોષ માણસોના જાન ગયા. પ્રજાનો સમજુ વર્ગ તો તે કામમાં સામેલ થાયજ નહિ, તેમજ વફાદાર દેશી રાજાઓએ બળવો સમાવવા કંપનિ સરકારને મદદ કરી, એટલે થોડાજ વખતમાં બળવો સમાવી દેવામાં આવ્યો, ને સર્વત્ર શાંતિ પ્રસરી.

**કંપનિના અમલનો અંતઃ**—છેવટે ઈંગ્લેન્ડની પાર્લમેન્ટે વિચાર્યું, કે કંપનિ સરકારની રાજ્યનીતિ ડહાપણ ભરેલી નથી, તેથી તેની પાસેથી હિંદનો રાજ્યવહીવટ ઈંગ્લેન્ડના રાજ્યકર્તાને હસ્તક મૂકવો. આમ પુરાં ૧૦૦ વર્ષે હિંદમાંથી કંપનિ સરકારના અમલનો અંત આવ્યો, અને ઇંગ્લેન્ડનાં મહારાણી વિક્ટોરિઆએ હિંદનો રાજ્યકારભાર પોતાને હસ્તક લીધો. ત્યારથી ઇંગ્લેન્ડના રાજ્યકર્તાની વતી તેમના પ્રતિનિધિ (વાઈસરોય) હિંદમાં અમલ ચલાવવા માટે આવે છે, અને ઘણે ભાગે ૫ વરસ સુધી એ હોદ્દા પર રહે છે. હવેના વિભાગમાં તમને વાઈસરોયના અમલની ઝાંખી થશે.

આ પ્રકરણમાં ઉપર મુજબ જે જે જુદી જુદી બાબતો ઉપર ટુંકમાં પણ સમગ્ર વિચારો રજુ કરવામાં આવ્યા છે, એટલેથી તમને કંપનિ સરકારની ૧૦૦ વર્ષની કારકીર્દિનો ખ્યાલ પુરેપુરો મળ્યો હશે, છતાં એટલું વાંચીને સંતોષ માનવાને બદલે આમાંની તેમજ આને મળતી બીજી બાબતોનો સમગ્ર વિચાર કરતાં તમે જરૂર શીખશો એટલું જણાવવું જોઈએ.

## પ્રશ્નો.

(૧) કંપનિ સરકારના ૧૦૦ વર્ષના અમલનો ટુંક હેવાલ રજુ કરો.

(૨) બ્રિટિશ મુલકોમાં ક્રમે ક્રમે વધારો થઈને બ્રિટિશ સત્તા કેવી રીતે સર્વોપરિ થઈ, એ ઉદાહરણો લઈ સમજાવો.

(૩) કંપનિના અમલ દરમિઆન દેશમાં જે જે સુધારા તથા સુખનાં સાધનો દાખલ થયાં હોય, તેની સવિસ્તર હકીકત આપો.

(૪) હિંદના હાલના રાજકીય ભાગો બનાવવામાં કંપનિ સરકારને

જુદા જુદા મુલક કેવી રીતે અને ક્યારે મળેલો, તે વિષે જે જાણતા હો તે લખો.

(૫) કંપનિ સરકારની રાજ્યનીતિ વિષે શું જાણો છો? કંપનિના નવા નવા પટ્ટા વિષે અગત્યના મુદ્દા જણાવો.

(૬) કંપનિના પટ્ટામાં ક્રમે ક્રમે ઇંગ્લેન્ડની સરકારનો અંકુશ વધતો ગયો, ને પરિણામે કંપનિના અમલનો અંત આવ્યો, એ વાત સકારણ સમજાવો.



## જાણવા જોગ તવારીખ.

૧૭૭૩ રેગ્યુલેટિંગ એક્ટ: નિયામક ધારો.

૧૭૭૫ સુરત મુકામે રાઘોબા સાથે મુંબઇ સરકારના કરાર.

૧૭૭૬ પુરંધર મુકામે નાના ફડનવીસ સાથે ગવર્નર જનરલના કરાર.

૧૭૮૦ પોલિલોરનું યુદ્ધ: કર્નલ બેલી ને કર્નલ બ્રેથવેટની હાર.

૧૭૮૧ પોર્ટોનોવો, પોલિલોર, ને શોલિંગરનાં યુદ્ધ.

૧૭૮૨ આર્નીની લડાઈ.

" સાલબાઈની સંધિ.

૧૭૮૪ પિટ્ટનું હિંદી બિલ. બોર્ડ ઑવ્ કન્ટ્રોલ: નિયામક સભા.

૧૭૯૨ શ્રીરંગપટ્ટમની સંધિ: સેલમ, મલબાર, ને મદુરા કંપનિ સરકારને મળ્યાં.

૧૭૯૩ બંગાળામાં કાયમી જમાબંધી.

૧૭૯૯ કંપનિ સરકારને કાનડા ને કોઇમ્બતુર મળ્યાં.

૧૮૦૦ અંગ્રેજોએ તાંજોર જીત્યું.

૧૮૦૧ અંગ્રેજોએ કર્ણાટક મેળવ્યું.

" મદ્રાસ ઈલાકો સંપૂર્ણ બન્યો.

" વાયવ્ય પ્રાંતો (હાલના સંયુક્ત પ્રાંતો) ની શરૂઆત.

૧૮૦૨ વસઈના કરાર: કંપનિ સરકાર અને બાજીરાવ બીજો.

૧૮૦૩ અસાઈ, આર્ગામ, ને લાસવારીનાં યુદ્ધ.

" દિલ્હી ને આગ્રા જીતાયાં: શાહઆલમને પેન્શન.

૧૮૦૩ સિરંજીઅંજે ગામના કરારઃ કંપનિ સરકાર ને સિંધીઆ.
„ દેવગામના કરારઃ કંપનિ સરકાર ને ભોંસલે.
૧૮૦૪ દીગનું યુદ્ધઃ કંપનિ સરકાર અને હોલકર.
૧૮૦૫ ગવર્નર જનરલ લૉર્ડ કૉર્નવૉલિસનું હિંદમાં મરણ.
૧૮૦૬ વેલોરનો બળવો.
૧૮૧૩ કંપનિને નવી સનંદઃ હિંદના વેપારની સર્વને છૂટ.
„ પિંઢારાને વશ કરવામાં આવ્યા.
૧૮૧૬ સેગાઉલીની સંધિઃ કંપનિને કમાઉન પ્રાંત મળ્યો.
૧૮૧૭ સીતાબલ્દીનું યુદ્ધઃ નાગપુરના સૈન્યની હાર.
„ મહીદપુરનું યુદ્ધઃ હોલકરના સૈન્યની હાર.
૧૮૧૮ કોરેગામનું યુદ્ધઃ પેશ્વાની હારઃ પેશ્વાને પેન્શન.
„ મુંબાઈ ઈલાકો સંપૂર્ણ થયો.
૧૮૨૪–૨૬ ૧ લો બ્રહ્મી વિગ્રહ.
૧૮૨૬ યાન્દાબુના કરારઃ કંપનિને આસામ, આરાકાન, ને તિનાસરીમ મળ્યાં.
૧૮૨૬ લૉર્ડ કોમ્બરમીઅરની ભરતપુરની જીત.
૧૮૨૮–૩૫ ઠગ–ફાંસીઆને વશ કર્યાઃ શાળાઓમાં અંગ્રેજી ભાષાના શિક્ષણની શરૂઆત. સરકારી નોકરીમાં દેશીઓને સ્થાન.
૧૮૩૦ મ્હેસુરમાં બળવોઃ કૃષ્ણરાજા પદભ્રષ્ટઃ કમિશનથી વહીવટ.
૧૮૩૨ સતી થવાનો ચાલ બંધ કરવામાં આવ્યો.
૧૮૩૩ વાયવ્ય પ્રાંતો (હાલના સંયુક્ત પ્રાંતો) બનાવ્યા.
„ કંપનિની નવી સનંદઃ વેપારની બંધીઃ માત્ર રાજ્યવહીવટ ઉપર દેખરેખ.
૧૮૩૪ કૂર્ગ જીતાયુંઃ કૂર્ગ બ્રિટિશ રાજ્યમાં જોડાયું.
૧૮૩૫ છાપખાનાંની છૂટઃ વર્તમાનપત્રોની સંખ્યામાં વધારો.
૧૮૩૬–૪૨ ૧ લો અફ્ઘાન વિગ્રહ.
૧૮૪૨ અંગ્રેજ સૈન્યની ખાઈબરઘાટમાં કતલ.
„ અફ્ઘાનોની હારઃ જનરલ પોલોકે કાબુલ લીધું.

૧૮૪૩ સિંધના અમીરો સાથે ઝગડો.
„ મિયાની અને હૈદ્રાબાદનાં યુદ્ધો.
„ સિંધ ખાલસા થયું: સિંધમાં બ્રિટિશ અમલ.
„ ગ્વાલીઅરનો વિગ્રહ.
„ મહારાજપુર અને પનિઆરનાં યુદ્ધો.
૧૮૪૫–૪૬ ૧ લો સીખ વિગ્રહ.
૧૮૪૫ મુદકી ને ફિરોજપુરનાં યુદ્ધો.
૧૮૪૬ અલિવાલ ને સોબ્રાઉનનાં યુદ્ધો.
„ સતલજની પૂર્વનો પંજાબનો ભાગ બ્રિટિશ મુલકમાં જોડાયો.
૧૮૪૮ સતારાનું રાજ્ય ખાલસા થયું.
૧૮૪૮–૪૯ ૨ જો સીખ વિગ્રહ.
૧૮૪૯ ચિલિઅનવાલા ને ગુજરાતનાં યુદ્ધો.
„ પંજાબ ખાલસા થયું.
૧૮૫૨ ૨ જો બ્રહ્મી વિગ્રહ: રંગુનની જીત.
„ પેગુ પ્રાંત બ્રિટિશ રાજ્યમાં જોડાયો.
૧૮૫૩ નાગપુર ખાલસા થયું.
„ નિઝામ સરકારે કંપનિને વરાડ પ્રાંત આપ્યો.
„ બંગાળામાં લેફ્ટેનન્ટ ગવર્નરની નીમણુક.
„ હિંદમાં રેલવેની શરૂઆત.
„ દેશીઓને સિવિલ સર્વિસની પરીક્ષાની છૂટ.
૧૮૪૮–૫૬ ગંગાની નહેર: વિજળીના તાર: અર્ધા આનાની પોસ્ટ: વેપારની વૃદ્ધિ: નિશાળોનો વધારો.
૧૮૫૬ અયોધ્યા પ્રાંત ખાલસા થયો.
૧૮૫૭ દેશી સિપાઈઓનો બળવો.
૧૮૫૮ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની આખર.
„ મહારાણીશ્રીનો ઢંઢેરો.
„ હિંદુસ્તાનમાં ઈંગ્લેન્ડના રાજ્યકર્તાના અમલની શરૂઆત.

# વિભાગ ૮ મો.

## બ્રિટિશ હિંદમાં ઇંગ્લેન્ડના રાજ્યકર્તાનો અમલ.

### તાજના અમલ નીચે હિંદુસ્તાન.

### હિંદના વાઇસરોયો.

( ઇ. સ. ૧૮૫૮ થી અદ્યપર્યંત. )

# પ્રકરણ ૧ લું.

## લૉર્ડ કેનિંગ, લૉર્ડ એલ્જીન, લૉર્ડ લૉરેન્સ, અને લૉર્ડ મેયો.

(પહેલા ચાર વાઈસરૉયઃ ઇ. સ. ૧૮૫૮–ઇ. સ. ૧૮૭૨)

**લૉર્ડ કેનિંગઃ ૧ લો વાઇસરૉય. મહારાણી શ્રી વિક્ટોરિઆનો ઢંઢેરો. લૉર્ડ કેનિંગના સુધારા. લૉર્ડ એલ્જીનઃ ૨ જો વાઈસરૉય. લૉર્ડ લૉરેન્સઃ ૩ જો વાઇસરૉય. અફઘાન અમીર સાથેની રાજનીતિ. ભૂતાન સાથે લડાઈ. લૉર્ડ લૉરેન્સના સુધારા. લૉર્ડ મેયોઃ ૪ થો વાઈસરૉય. અફઘાન અમીર સાથે મેળાપ. દેશી રાજ્યો સાથેનો સંબંધ. લૉર્ડ મેયોની રાજનીતિઃ સુધારા.**

**લૉર્ડ કેનિંગઃ ૧ લો વાઇસરૉયઃ**—ઇ. સ. ૧૮૫૭ના સિપાઈઓના બળવાને પરિણામે ઇંગ્લેન્ડની પાર્લમેન્ટે હિંદનો રાજ્યકારભાર કંપનિ સરકાર પાસેથી લઈ લીધો, અને ઇંગ્લેન્ડના રાજ્યકર્તાને હસ્તક સોંપ્યો. હવેથી ઇંગ્લેન્ડનાં રાણી હિંદનાં મહારાણી ગણાયાં, ને ઇંગ્લેન્ડના રાજાને હિંદનું **શહેનશાહપદ** મળ્યું. ગવર્નર જનરલ ઇંગ્લેન્ડના રાજ્યકર્તાનો પ્રતિનિધિ એટલે હિંદનો વાઈસરૉય ગણાવા લાગ્યો, એટલે લૉર્ડ કેનિંગ હિંદનો ૧ લો વાઈસરૉય થયો. તે બાહોશ હતો, અને સંકટસમયે શાંતિ જાળવવાની તેનામાં કુનેહ હતી. તેણે બળવાખોરો પર વૈર લીધું નહિ, અને તેવો મત ધરાવનાર કેટલાક અમલદારોને મોટું મન રાખવા સમજાવ્યું. બળવો સમ્યા પછી તે દેશમાં ઘણે ખરે ઠેકાણે ફર્યો, ને તેણે લોકોને શાંતિ જાળવવા સમજાવ્યું.

**મહારાણી શ્રી વિક્ટોરિઆનો ઢંઢેરોઃ**—(૧ લી નવેમ્બર, ઇ. સ. ૧૮૫૮) મહારાણી શ્રી વિક્ટોરિઆએ હિંદનો કારભાર પોતાને હસ્તક લેતાં હિંદના રાજારજવાડા અને પ્રજા જોગું એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું, જે મહારાણી શ્રીના ઢંઢેરાને નામે ઓળખાય છે.

ઇ. સ. ૧૮૫૮ના નવેમ્બરની પહેલી તારીખે લૉર્ડ કેનિંગે અલ્લાહાબાદમાં મોટો દરબાર ભરી મહારાણી વિક્ટોરિઆનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો. હિંદુસ્તાનમાં ઘણાંખરાં મોટાં શહેરમાં પણ દરબાર ભરી તેજ પ્રમાણે કરવામાં આવ્યું. તે મુજબ લૉર્ડ કેનિંગ પહેલો વાઈસરૉય નિમાયો. જે લોકોએ

બળવામાં ભાગ લીધો હતો, તેમને માફી આપવામાં આવી. હિંદના લોકોની ધર્મની લાગણીઓને માન આપવાનું અને તેમના રીતરિવાજો જાળવવાનું વચન આપવામાં આવ્યું. સર્વને લાયકાત મુજબ જ્ઞાતિભેદ રાખ્યા વિના સરકારી નોકરી આપવાનું કબુલ કરવામાં આવ્યું. દેશી રાજાઓને દત્તક લેવાની છૂટ આપવામાં આવી, અને તેઓની સાથે થએલા કરારોને માન આપવામાં આવશે એમ ઠરાવ કરવામાં આવ્યો. ઢંઢેરાના આ ઠરાવોથી સર્વત્ર શાંતિ ફેલાઈ.



મહારાણી વિકટોરિઆ.

**લૉર્ડ કેનિંગના સુધારા:—**

(૧) મુંબઈ, મદ્રાસ, અને કલકત્તામાં વિશ્વવિદ્યાલયો સ્થાપવામાં આવ્યાં, ઇ. સ. ૧૮૫૭.

(૨) ખેડુતોના હક સંબંધી કાયદો પસાર કર્યો, જે મુજબ ખેડુતોને થોડી ઘણી રાહત મળી, ઇ. સ. ૧૮૫૯.

(૩) લૉર્ડ મેકોલેએ ઘડેલો 'હિંદનો ફોજદારી કાયદો' પસાર કરી અમલમાં મૂકવામાં આવ્યો, ઇ. સ. ૧૮૬૦.

(૪) મહેસુલખાતામાં ઉપજ તથા ખર્ચ બરાબર જોઈ શકાય, તેવી રીતે એક અંદાજપત્રક (બજેટ) તૈયાર કરવામાં આવ્યું, અને લોકોની આવક ઉપર કર (ઈન્કમટેક્સ) નાખવામાં આવ્યો.

**લૉર્ડ એલ્જીન:** (ઇ. સ. ૧૮૬૨–૬૩)—લૉર્ડ કેનિંગના ઈંગ્લેન્ડ ગયા પછી લૉર્ડ એલ્જીનને વાઇસરૉય તરીકે નીમવામાં આવ્યો. તેના વખતમાં સરહદ ઉપરના વહાબી લોકોએ બંડ કર્યું; તે બંડ સમાવવામાં આવ્યું. એ કામ માટે જતાં રસ્તામાં તે ધર્મશાળા મુકામે મરણ પામ્યો.

**લૉર્ડ લૉરેન્સઃ** (ઇ. સ. ૧૮૬૪ થી ઇ. સ. ૧૮૬૯)

લૉર્ડ એલ્જીન પછી સર જોન લૉરેન્સ જે પહેલાં પંજાબમાં મહેસુલ ખાતાનો અમલદાર હતો, તેને ઇ. સ. ૧૮૬૪ માં વાઇસિરોય તરીકે નીમવામાં આવ્યો. તેનો કારભાર હિંદમાં ઘણો વખણાયો. તેણે સુલેહ જાળવી રાખી, સાર્વજનિક કામમાં મદદરૂપ થયો, અને દુષ્કાળના વખતમાં સંકટ-નિવારણાર્થે બહુ સારૂં કામ કર્યું.

**અફઘાન અમીર સાથેની રાજ્યનીતિ:**—ઇ. સ. ૧૮૬૩ માં અફઘાનિસ્તાનના અમીર દોસ્તમહંમૂદના મરણ પછી ગાદી માટે તેના બન્ને પુત્રો વચ્ચે તકરાર થઈ. તેમાંના શેરઅલ્લીખાંએ અંગ્રેજ સરકારની મદદ માગી, પણ લૉર્ડ લૉરેન્સે અફઘાનિસ્તાનના કારભારમાં માથું મારવા ના પાડી. છેવટે ઇ. સ. ૧૮૬૮ માં શેરઅલ્લી અમીર થયો.

**ભૂતાન સાથે લડાઇ:**—ભૂતાની લોકો કોઈ વખત બ્રિટિશ સરહદ પર ધસી આવી આસામ વગેરે પ્રાન્તો પર લૂટફાટ ચલાવતા હતા, તેટલા માટે લૉર્ડ લૉરેન્સે એક સૈન્ય ભૂતાન મોકલ્યું. પરંતુ બ્રિટિશ સરદારને ભૂતાનના રાજા સાથે કરાર કરવા ફરજ પડી. તે મુજબ આસામ પ્રાન્ત ભૂતાનને આપી દેવો એવો ઠરાવ થયો, પણ બ્રિટિશ સરદારે ભૂતાનની હદ છોડી, કે તરતજ એક મોટું સૈન્ય ભૂતાન મોકલવામાં આવ્યું. છેવટે ભૂતાનીઓ હાર્યા, અને પૂર્વદ્વાર અને કેટલાંક બીજાં પરગણાં અંગ્રેજ સરકારને આપી દેવાની તેઓને ફરજ પડી, અને બંને પક્ષ વચ્ચે સંધિ થઈ, ઇ. સ. ૧૮૬૬.

**લૉર્ડ લૉરેન્સના સુધારા:**—(૧) ઇ. સ. ૧૮૬૬ માં ઓરિસ્સા પ્રાન્તમાં ભયંકર દુષ્કાળ પડ્યો, અને લાખો માણસ મરણ પામ્યાં. લૉર્ડ લૉરેન્સે તે બાબતમાં ચાંપતા ઉપાયો લીધા. દુષ્કાળનું સંકટ દૂર કરવા તેણે બન્યું તેટલું કર્યું, અને દુષ્કાળના સંકટનિવારણની સમિતિ નીમી.

(૨) ટપાલ તથા તારના દર ઓછા કર્યા.

(૩) કરની બાબતમાં સુધારો કર્યો, ને કરનો બોજો ઓછો કર્યો.

(૪) દેશના વેપારઉદ્યોગને ઉત્તેજન આપવાની રાજ્યનીતિ ધારણ કરી.

(૫) નાના અમલદારોના પગારમાં વધારો થાય એવું ધોરણ દાખલ કર્યું.

(૬) સુધરાઈખાતું ને સુખાકારીખાતું એમ બે નવાં ખાતાં ઉઘાડ્યાં.

## લૉર્ડ મેયો: (ઇ. સ. ૧૮૬૯ થી ઇ. સ. ૧૮૭૨)

**અફઘાન અમીર સાથે મેળાપ:**—લૉર્ડ મેયો જ્યારે હિંદમાં આવ્યો, ત્યારે તેની ઇચ્છા સરહદ પર આવેલા પ્રાંતો સાથે મિત્રાચારી કરવાની હતી; કારણ કે તે જોઈ શક્યો, કે ચારે બાજુ રશિઆની વગ વધતી જતી હતી. એથી તેણે પ્રથમ બલુચિસ્તાન તથા ઇરાન સાથે મિત્રતા કરી. તે પ્રમાણે અફઘાનિસ્તાનના અમીર શેરઅલ્લીને પણ અંગ્રેજ સરકાર સાથે મૈત્રી બાંધવા ઇચ્છા થઈ, અને તેથી તે લૉર્ડ મેયોને મળવા હિંદમાં આવ્યો. અંબાલા મુકામે મોટો દરબાર ભરવામાં આવ્યો. તેમાં શેરઅલ્લીને અમીર તરીકે કબુલ રાખવામાં આવ્યો, અને તેને અંગ્રેજ સરકારના દોસ્ત તરીકે લેખવામાં આવ્યો, ઇ. સ. ૧૮૬૯.

**દેશી રાજ્યો સાથેનો સંબંધ:**—વળી લૉર્ડ મેયોની ઇચ્છા દેશી રાજાઓને પણ મિત્ર બનાવવાની હતી. મહારાણીના ઢંઢેરામાં જાહેર કર્યા મુજબ દેશી રાજાઓ સાથે થએલા કોલકરાર જાળવવાનું તેણે કબુલ કર્યું; પણ સાથે સાથે એવું જાહેર કર્યું, કે જો કોઈ દેશી રાજાના કારભારમાં અંધાધુંધી ચાલશે અગર જુલમ થશે, તો અંગ્રેજ સરકારને વચ્ચે પડવાનો હક છે. તે પ્રમાણે અલવરના રાજ્યમાં જ્યારે પ્રજાનો પોકાર થયો, ત્યારે લૉર્ડ મેયો વચ્ચે પડયો ને રાજ્યને સુવ્યવસ્થિત કરવા એક મંડળ નીમ્યું. વળી દેશી રાજાઓને કેળવણી આપવાને માટે અજમેરમાં 'મેયો કૉલેજ' સ્થાપવાની હીલચાલ કરી.

### લૉર્ડ મેયોની રાજ્યનીતિ અને સુધારા:—

(૧) તેણે અંદાજપત્રકમાં સુધારો કર્યો.

(૨) પ્રાંતિક સરકારને અત્યાર સુધી કેળવણી, આરોગ્યખાતું વગેરેનો પ્રચાર કરવા મેં માગ્યા પૈસા વડી સરકાર તરફથી મળતા, તેથી કરીને પ્રાંતિક સરકારને પૈસા બચાવવાની દરકાર રહેતી નહિ. લૉર્ડ મેયોએ તેમાં ફેરફાર કર્યો. તેણે પાંચ વર્ષ સુધી પ્રાંતિક સરકારને આપવાની અમુક મુકરર રકમ ઠરાવી; તેમાંથી પૈસા બચે તો પ્રાંતિક સરકાર તેનો બીજો

ઉપયોગ કરી શકે તેની સત્તા આપવામાં આવી. આથી કરીને પ્રાંતિક સરકાર પૈસાનો બચાવ કરવા લલચાઈ.

(૩) તેણે ઇન્કમટેક્સમાં વધારો કરી ૨૬ ટકા જેટલો કર્યો.

(૪) તેના વખતમાં વસ્તીપત્રક કરવામાં આવ્યું.

(૫) ખેતીવાડીખાતું ઉભું કરીને ખેતીની આબાદી માટે તેણે પ્રયત્ન કર્યા, ને બીજા કેટલાક કાયદા ઘડયા.

(૬) તેના વખતમાં મીઠાના કરમાં વધારો કરવામાં આવ્યો હતો.

**અંત**:—લૉર્ડ મેયો ઉદાર દીલનો ને પ્રજા તરફ દીલસોજી ધરાવનારો હતો. તેના અમલ દરમિઆન મહારાણી વિકટોરિઆના બીજા પુત્ર પ્રિન્સ આલ્ફ્રેડે–"ડયૂક ઑવ્ કોનોટે" હિંદની મુલાકાત લીધી હતી. ઇ. સ. ૧૮૭૨ માં લૉર્ડ મેયો અંદામાનની મુલાકાતે ગયો હતો. તેણે ત્યાંના દેશનિકાલ થએલા કેદીઓની સ્થિતિ તપાસીને તેમાં સુધારો કરવા ધાર્યું હતું, પણ ત્યાં કોઈ દુષ્ટ કેદીએ એ ભલા વાઈસરોયનું ખૂન કર્યું.

## પ્રશ્નો.

(૧) સિપાઈઓના બળવા પછી હિંદના રાજ્યકારભારમાં શો ફેરફાર થયો ?
(૨) મહારાણીના ઢંઢેરામાં કઈ કઈ મુખ્ય બાબતોનો સમાવેશ થાય છે ?
(૩) લૉર્ડ કેનિંગના સુધારા ગણાવો.
(૪) ઢંઢેરાની બાબતોનો અમલ થતાં દેશમાં શી શી પ્રગતિ થઈ છે, અને શા શા સુધારા થયા છે, એ વિષે તમારો મત બાંધો.
(૫) લૉર્ડ લૉરેન્સના સુધારા ગણાવો.
(૬) ભૂતાન વિગ્રહ, અંબાલાનો દરબાર, અને અલવરનું રાજ્યકારોબારી મંડળ, એ વિષે તમે શું જાણો છો ?
(૭) લૉર્ડ મેયોની રાજ્યનીતિ કેવા પ્રકારની હતી ?
(૮) લૉર્ડ મેયોએ દેશમાં શા શા સુધારા દાખલ કર્યા ?

# પ્રકરણ ૨ જું.

## લૉર્ડ નૉર્થબ્રુકઃ ૫ મો વાઇસિરોય.

(ઈ. સ. ૧૮૭૨ થી ઇ. સ. ૧૮૭૬)

લૉર્ડ નૉર્થબ્રુકઃ શાંતિપ્રવર્તક. બંગાળા, બહાર, અને અયોધ્યામાં દુકાળ. | મલ્હારરાવ ગાયકવાડ પદભ્રષ્ટ થયા. લૉર્ડ નૉર્થબ્રુકની કારકીર્દિ.

**લૉર્ડ નૉર્થબ્રુકઃ**—જ્યારે તે હિંદમાં આવ્યો ત્યારે તેણે જોયું કે બળવા પછી લોકો ઉપર કરવેરા વધી પડયા છે, તેથી તે ઓછા કરવા એવી વૃત્તિ તેને થઈ. વળી હિંદુસ્તાનમાં જેમ બને તેમ શાંતિ પ્રસરાવવાના ઉપાય લેવા એમ પણ તેનો મત હતો. તે સ્વતંત્ર મિજાજનો હતો. વળી પોતાના સિદ્ધાંતને વળગી રહેવાનો દૃઢ આગ્રહ તે ધરાવતો. મતભેદ સહન કરવાની કે પ્રતિષ્ઠા ગુમાવી અમલ કરવાની તેને જરાએ ઇચ્છા નહોતી.

**બંગાળામાં દુકાળઃ**—ઇ. સ. ૧૮૭૪ માં બંગાળા, બહાર, ને અયોધ્યામાં ભયંકર દુકાળ પડયો, તેથી લોકોના જાનમાલની ખુવારી થશે એમ લૉર્ડ નૉર્થબ્રુકને લાગ્યું, પણ તેણે ચાંપતા ઇલાજ લીધા, અને લાખોનું ખર્ચ કરી લોકોને ભૂખે મરતા બચાવ્યા.

**મલ્હારરાવ ગાયકવાડ પદભ્રષ્ટ થયાઃ**—લૉર્ડ નૉર્થબ્રુકના વખતમાં વડોદરામાં મલ્હારરાવ ગાયકવાડ રાજ્ય કરતા હતા. તેણે બહુ ખરાબ રીતે રાજ્ય ચલાવ્યું, અને બ્રિટિશ રેસીડન્ટ કર્નલ ફેરને ઝેર આપવાનો તેના પર આરોપ મૂકવામાં આવ્યો. સરકારે તેનું કામ ચલાવવા એક મંડળ નીમ્યું. મંડળના દેશી સભ્યોએ તેમને નિર્દોષ ઠરાવ્યા, પણ અંગ્રેજ અમલદારોએ તેમને ગુનેગાર ગણ્યા. અંતે તેમના ખરાબ કારભારથી તેમને પદભ્રષ્ટ કરીને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવ્યા, અને ખંડેરાવ મહારાજાની વિધવા રાણીએ પિલાજીના એક વંશજને દત્તક લીધો. હાલ તે સયાજીરાવ મહારાજા તરીકે વડોદરાના ગાયકવાડની ગાદી ભોગવે છે.

**લૉર્ડ નૉર્થબ્રુકની કારકીર્દિઃ**—

(૧) તેના વખતમાં મહારાણી વિકટોરિઆના જ્યેષ્ઠ પુત્ર 'પ્રિન્સ

ઑવ્ વેલ્સ' જે પાછળથી સાતમા એડવર્ડ તરીકે રાજ્યકર્તા થયા તે હિંદની મુલાકાતે પધાર્યાં. એ વખતે હિંદના રાજ્યોએ તથા લોકોએ તેમને સારો આવકાર આપી, સારી બરદાસ કરી, વફાદારીની સારી છાપ પાડી; ડીસેમ્બર, ઈ. સ. ૧૮૭૫.

(૨) તેના વખતમાં બ્રિટિશ બલુચિસ્તાનનો જુદો પ્રાંત કરવામાં આવ્યો, અને કવેટા તેની રાજધાની તરીકે જાહેર કરવામાં આવ્યું.

(૩) અફ્ઘાનિસ્તાનમાં બ્રિટિશ એલચી મોકલવા તેના પર દબાણ કરવામાં આવ્યું, પણ લૉર્ડ નૉર્થબ્રુક તેથી વિરુદ્ધ મતનો હતો. વળી ઈ. સ. ૧૮૭૬ માં હિંદી પ્રધાન લૉર્ડ સેલિસબરી હિંદમાં આવ્યો, ત્યારે તેણે ઈંગ્લેન્ડથી આવતા માલ ઉપર જકાત ઓછી કરવા કહ્યું, જે કરવા લૉર્ડ નૉર્થબ્રુકે ના પાડી. આ બન્ને કારણોથી તેને રાજીનામું આપવું પડ્યું.

### પ્રશ્નો.

(૧) લૉર્ડ નૉર્થબ્રુકના ચારિત્ર્ય વિષે જાણતા હો તે લખો.

(૨) મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કરવાનું શું કારણ?

(૩) લૉર્ડ નૉર્થબ્રુકની કારકીર્દિનો ટુંકો હેવાલ આપો.

---

## પ્રકરણ ૩ જું.

## લૉર્ડ લિટન ૧૬ મો વાઇસરૉય.

(ઇ. સ. ૧૮૭૬ થી ઇ. સ. ૧૮૮૦)

| | |
|---|---|
| **લૉર્ડ લિટનની રાજ્યનીતિ.** | **લૉર્ડ લિટનની કારકીર્દિ.** |
| **બીજો અફ્ઘાન વિગ્રહ.** | **સ્વદેશગમન.** |

**લૉર્ડ લિટનની રાજ્યનીતિઃ**—તેની પહેલાં થઇ ગએલા ત્રણ વાઈસરોય કરતાં તેની રાજનીતિ જુદાજ પ્રકારની હતી. આથી જે થોડો ઘણો શાંતિનો પ્રચાર આગલા ત્રણ વાઈસરોયના વખતમાં જોવામાં આવતો હતો તેનો નાશ થયો. વળી તેણે અફ્ઘાન અમીર ઉપર વધારે દાબ બેસાડવાની નીતિ અખત્યાર કરી, અને એ અફ્ઘાન પ્રકરણથી દેશમાં અશાંતિ ફેલાઈ. વળી લૉર્ડ લિટન આપખુદ સ્વભાવનો, તરંગી અને મમત્વવાળો હતો. તેની આવી પ્રકૃતિ અને અપ્રિય રાજ્યનીતિથી હિંદી પ્રજામાં તે વખણાયો નહિ.

**બીજો અફ્ઘાન વિગ્રહ:** ( ઇ. સ. ૧૮૭૭–૮૦ )

**કારણો:**—કંદહાર અને સિંધ વચ્ચેના રસ્તાઓ ઉપર બ્રિટિશ સરકારે જાપ્તો રાખેલો હતો, તથા ખિલાત મુકામે પણ પક્કો બંદોબસ્ત રાખ્યો હતો, તેથી અફ્ઘાનિસ્તાનનો અમીર શેરઅલી ગુસ્સે થયો. તેણે બ્રિટિશ પ્રતિનિધિને અફ્ઘાનિસ્તાનમાં દાખલ થવાની મના કરી, અને રશિઆના પ્રતિનિધિને પોતાના દેશમાં રહેવા દીધો. આથી લૉર્ડ લિટન ગુસ્સે થયો ને તેણે લડાઇ જાહેર કરી.

**લડાઇ:**—અફ્ઘાનિસ્તાનમાં ત્રણ લશ્કરો મોકલ્યાં, અને બ્રિટિશ સરકારોએ કંદહાર વગેરે જીતી લીધાં. અમીર શેરઅલી કાબુલમાંથી નાસી ગયો, અને તેના પુત્ર યાકુબખાંએ ગડામક મુકામે સલાહ કરી. તે મુજબ બ્રિટિશ પ્રતિનિધિને અંગરક્ષકોની ટુકડી સહ અફ્ઘાનિસ્તાનમાં રહેવાની તેણે રજા આપી; પરંતુ બીજેજ વર્ષે બ્રિટિશ પ્રતિનિધિનું ખુન કરવામાં આવ્યું તેથી ફરી લડાઇ જાગી. જનરલ રોબર્ટસને ફરીથી એક જબરા લશ્કર સાથે મોકલવામાં આવ્યો. તેણે કાબુલ તથા કંદહાર ફરીથી સર કર્યાં.

દરમિઆન લૉર્ડ લિટન રાજીનામું આપી સ્વદેશ ગયો, અને લૉર્ડ રિપન વાઇસિરોય થયો. તેને અફ્ઘાન વિગ્રહનો અંત લાવવાની ઇંગ્લેન્ડના પ્રધાનમંડળ તરફથી સૂચના મળેલી હતી. અફ્ઘાનિસ્તાનમાં અફ્ઘાનોએ મવંદ આગળ બ્રિટિશ સૈન્યને હરાવ્યું હતું, તેથી લૉર્ડ રોબર્ટસ તરતજ કંદહારથી કાબુલ ગયો અને અફ્ઘાનોને હરાવ્યા.

**પરિણામ:**—અમીર શેરઅલીના ભત્રીજા અબ્દુરરહેમાનને અમીર તરીકે કાબુલ રાખ્યો, અને તેણે બ્રિટિશ પ્રતિનિધિને અફ્ઘાનિસ્તાનમાં રાખવાનું તથા બ્રિટિશ સરકાર સાથે મિત્રતા જાળવી રાખવાનું કબુલ કર્યું.

**લૉર્ડ લિટનની કારકીર્દિ:**—

(૧) લૉર્ડ લિટનના સમયમાં ઇ. સ. ૧૮૭૭ ના જાન્યુઆરિની ૧ લી તારીખે મહારાણી વિક્ટોરિઆને 'કૈસરે હિન્દ' નો ખિતાબ આપવામાં આવ્યો, અને તે જાહેર કરવા માટે દિલ્હીમાં એક મોટો દરબાર ભરવામાં આવ્યો.

(૨) ઇ. સ. ૧૮૭૮ માં મદ્રાસમાં ભયંકર દુષ્કાળ પડયો. લોકોનું રક્ષણ કરવાને ઉપાયો લેવામાં આવ્યા, અને દુષ્કાળનિવારણફંડ ઉઘાડવામાં આવ્યું.

(૩) તેણે દેશી વર્તમાનપત્રો તથા છાપખાનાં પર અંકુશ મૂકયો.

(૪) હિંદના દેશી રાજારજવાડાઓ પ્રત્યેની તેની રાજ્યનીતિ કડક હતી.

(૫) તેણે પરદેશથી આવતા માલની જકાતમાં સુધારો કરી વેપારને નિરંકુશ બનાવી ઉત્તેજન આપ્યું હતું.

(૬) વળી તેણે દેશીઓને હથિયાર નહિ રાખવાનો ધારો કર્યો.

**સ્વદેશગમન:**—લૉર્ડ લિટન સાંકડા દીલનો ને મિથ્યાભિમાની હતો. તેના ૪ વરસના અમલ દરમિઆન અફઘાન વિગ્રહ એજ માત્ર અગત્યનો બનાવ હતો. એના અમલ દરમિઆન દુકાળ પડયો ને લોકોને હાડમારી પડી, પણ સંકટનિવારણફંડથી કેટલીક રાહત મળી. વળી મહારાણી શ્રી વિકટોરિઆને 'કેસરે હિંદ' નો ઇલ્કાબ મળ્યો. તેની કારકીર્દિમાં જોઈ ગયા પ્રમાણે તે પ્રજાનો અણમાનીતો થઇ પડયો, ને ખાસ કરીને દેશના આગેવાન માણસોને તો તે છેકજ અપ્રિય થઇ પડયો. તેને પોતાના હોદ્દાનું રાજીનામું આપી સ્વદેશ જવાની ફરજ પડી, ઇ. સ. ૧૮૮૦.

**પ્રશ્નો.**

(૧) લૉર્ડ લિટનની અફઘાનિસ્તાન પ્રત્યેની રાજનીતિ વિષે જે જાણતા હો તે લખો.

(૨) લૉર્ડ લિટનની કારકીર્દિનું વર્ણન કરો.

---

# પ્રકરણ ૪ થું.

---

## લૉર્ડ રિપનઃ ૭ મો વાઇસરૉય.

(ઇ. સ. ૧૮૮૦ થી ઇ. સ. ૧૮૮૪)

---

### સ્થાનિક સ્વરાજ્ય અને દેશની પ્રગતિ.

**લૉર્ડ રિપનનું આગમન.** | **કેળવણી માટે નીમાએલી સમિતિ.**
**સ્થાનિક સ્વરાજ્ય.** | **લૉર્ડ રિપનનો કારભાર.**

**લૉર્ડ રિપનનું આગમનઃ**—લૉર્ડ લિટન કૉન્ઝર્વેટિવ પક્ષનો હતો. ઇ. સ. ૧૮૮૦ માં કૉન્ઝર્વેટિવ પ્રધાનમંડળનો અંત આવ્યો, અને લિબરલ પ્રધાનમંડળ સત્તામાં આવ્યું, એટલે લૉર્ડ લિટન પોતાના હોદ્દાનું રાજીનામું આપી સ્વદેશ ગયો, અને તેને સ્થાને ઉમરાવ ( લિબરલ ) પક્ષનો લૉર્ડ રિપન વાઇસિરૉય તરીકે આવ્યો. હિંદમાં આવીને તેણે અફઘાન વિગ્રહનો અંત આણ્યો. તેની મુખ્ય નેમ શાંતિ જાળવવી અને લોકકલ્યાણ કરવું એજ હતી. તે નિખાલસ હૃદયનો હતો, ને દેશીઓનું ભલું કરીને દેશની પ્રગતિમાં વધારો કરવા પ્રયત્ન કરતો. વળી કેળવાએલા દેશીઓને રાજ્યતંત્રમાં ભાગ લેતા કરવા જોઇએ, અને રાજકાર્યમાં તેમને મદદગાર બનાવવા જોઇએ, એવા વિચાર તે ધરાવતો હતો. તેની રાજ્યનીતિ લોકોમાં વખણાઈ.



લૉર્ડ રિપન.

**સ્થાનિક સ્વરાજ્યઃ**—લૉર્ડ રિપનના અમલ દરમિઆન ઇ. સ. ૧૮૮૨ ના મે માસમાં સ્થાનિક સ્વરાજ્યનો કાયદો પસાર થયો. તે મુજબ હિંદુસ્તાનનાં ઘણાં ખરાં મોટાં શહેરોમાં મ્યુનિસિપૅલિટિ, જિલ્લા લોકલબોર્ડ, અને તાલુકા લોકલબોર્ડ સ્થાપવાનું ઠરાવ્યું. શહેરના રસ્તાઓ સાફ કરાવવા, પ્રકાશ આપવા માટે બત્તીઓની ગોઠવણ કરવી, દરદીઓની સારવાર માટે ઇસ્પિતાલો સ્થાપવી, અને પ્રાથમિક કેળવણીનો પ્રચાર કરવા માટે શાળાઓ ઉઘાડવી, એ ઉપરની સમિતિઓનું કામ છે. મ્યુનિસિપૅલિટિ શહેરોમાં કામ કરે, અને લોકલ-બોર્ડ જિલ્લાઓમાં તે પ્રમાણે અમલ કરે. શહેરોમાંથી તથા જિલ્લાઓમાંથી ધારાસભામાં, લોકલબોર્ડમાં અથવા મ્યુનિસિપૅલિટિમાં મોકલવાના સભ્યો ચૂંટવાનું લોકોને શીખવવામાં આવ્યું. કર વધારવાની તેમજ ઘટાડવાની

ઉપરની મંડળીઓને પરવાનગી આપવામાં આવી, અને છતાં ખર્ચ પુરો ન પડે તો સરકાર તેઓને પૈસાની મદદ કરે એવું ઠરાવ્યું.

**કેળવણી માટે નીમાએલી સમિતિ:**—વિલિયમ હંટરના પ્રમુખપણા નીચે કેળવણીની સ્થિતિ તપાસવા માટે એક કમિટી નીમવામાં આવી. પ્રાથમિક કેળવણીનું કામ સ્થાનિક સંસ્થાઓને સોંપવામાં આવ્યું. દરેક જિલ્લાવાર એક માધ્યમિક શાળા સરકાર ચલાવે તેવું ઠરાવવામાં આવ્યું, તથા ખાનગી શાળાઓ ચલાવવા માટે તેના સંચાલકોને સરકારે નાણાંની મદદ આપવી એવું ઠરાવ્યું.

**લૉર્ડ રિપનનો કારભાર:**—

(૧) તેણે છાપખાનાં ઉપરનો અંકુશ દૂર કર્યો.

(૨) મીઠા ઉપરનો કર ઓછો કર્યો, અને રૂની જકાત ઓછી કરી.

(૩) ઈ. સ. ૧૮૩૧ની સાલથી મ્હૈસુરનો કારભાર મદ્રાસના ગવર્નરની સત્તા નીચે મૂકવામાં આવ્યો હતો. તે પાછો ઈ. સ. ૧૮૮૧માં માજી રાજાના વંશજને સુપરત કરવામાં આવ્યો.

(૪) લૉર્ડ રિપન એવા વિચારનો હતો, કે યુરોપી પ્રજા પર પણ હિંદીઓની માફક દેશી અમલદાર ફોજદારી કામ ચલાવે; તેટલા માટે ઈલ્બર્ટ બિલ પસાર કરાવવાની તેણે યુક્તિ કરી; પણ યુરોપિઅનોમાં તે વિષે બહુ ઉહાપોહ થઈ, તેથી તે બિલ મુલતવી રહ્યું.

(૫) લશ્કરી ખાતાના ખર્ચમાં ઘટાડો કરવા માટે તેણે મહેનત લીધી.

(૬) મધ્ય પ્રાંતો ને બંગાળાની પ્રજાના હક સંબંધી ધારા ઘડયા, ને કાયમી જમાબંધીનો પ્રચાર કરવા પ્રયત્ન કર્યો.

(૭) લાયક દેશીઓને ઉંચા અધિકારના હોદ્દા આપવામાં આવ્યા.

## પ્રશ્નો.

(૧) સ્થાનિક સ્વરાજ્ય એટલે શું? મ્યુનિસિપૅલિટિ તથા જિલ્લા-બોર્ડની ફરજો ગણાવો.

(૨) લૉર્ડ રિપને હિંદી પ્રજાનો વિશ્વાસ કેવી રીતે સંપાદન કર્યો?

(૩) લૉર્ડ રિપનની રાજનીતિ વિષે ટુંકામાં લખો.
(૪) લૉર્ડ રિપને દેશની પ્રગતિ માટે શા શા પ્રયત્નો કર્યા?

## પ્રકરણ ૫ મું.

### લૉર્ડ ડફરિન: ૮ મો વાઈસરૉય.

(ઇ. સ. ૧૮૮૪ થી ઇ. સ. ૧૮૮૮)

| | |
|---|---|
| રાવળપિંડીમાં દરબાર. | ઈંડિઅન નેશનલ કૅાંગ્રેસ: |
| ત્રીજો બ્રહ્મી વિગ્રહ. | હિંદુસ્તાનની મહાસભા. |
| ગોલ્ડન જ્યુબિલિ:સુવર્ણ મહોત્સવ. | ગ્વાલીઅર સિંધીઆને મળ્યું. |

**રાવળપિંડીમાં દરબાર:**—રશિઆએ પોતાના રાજ્યની હદ છેક અફ્ઘાનિસ્તાનની સરહદ સુધી વધારી દીધી હતી, તેથી લૉર્ડ ડફરિને રશિઆ અને અંગ્રેજ અમલદારોનું મંડળ નીમી સરહદ નક્કી કરી. આ વખતે અફ્ઘાનિસ્તાનના અમીર અબ્દુરરહેમાનને વાઈસરૉયે હિંદુસ્તાનમાં બોલાવ્યો. રાવળપિંડી મુકામે દબદબા ભરેલો દરબાર ભરવામાં આવ્યો, અને અમીરનું સન્માન કરવામાં આવ્યું. અમીરે અને અંગ્રેજ સરકારે પરસ્પર મિત્ર રહેવાના કરાર કર્યા.

**ત્રીજો બ્રહ્મી વિગ્રહ:**—બ્રહ્મદેશના રાજા થીબોએ ફ્રેંચ વેપારીઓને અમુક છૂટ આપી હતી, પણ બ્રિટિશ વેપારીઓ તરફ તે ઘાતકીપણાથી વર્તતો હતો. આ વાતની ખબર જ્યારે લૉર્ડ ડફરિનને પડી, ત્યારે તેણે એક લશ્કર બ્રહ્મદેશ મોકલ્યું. લશ્કરે હલ્લો કર્યો, અને માંડલે જીતી લઇ થીબોને કેદ કર્યો. લૉર્ડ ડફરિને થીબોને પદભ્રષ્ટ કર્યો, અને તેને રત્નાગિરિમાં રાજ્યકેદી તરીકે રાખ્યો; પરિણામે ઉત્તર બ્રહ્મદેશ પણ બ્રિટિશ હિંદ સાથે જોડી દેવામાં આવ્યો, ઈ. સ. ૧૮૮૫.

***ગોલ્ડન જ્યુબિલિ: સુવર્ણ મહોત્સવ:**—ઈ. સ. ૧૮૮૭માં

* ઈંગ્લૅન્ડમાં રાજ્યકર્તાની ૨૫ વરસની મુદતને અંતે 'સિલ્વર જ્યુબિલિ'—'રૌપ્ય મહોત્સવ', ૫૦ વર્ષની મુદતને અંતે 'ગોલ્ડન જ્યુબિલિ'—'સુવર્ણ મહોત્સવ,' અને ૬૦ વરસની મુદતને અંતે 'ડાયમંડ જ્યુબિલિ'—'હીરક મહોત્સવ' યાને 'મણિ મહોત્સવ' ઉજવવામાં આવે છે.

મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં પચાસ વર્ષ પૂરાં થવાથી તે નિમિત્તે હિંદુસ્તાનમાં દરેક સ્થળે 'સુવર્ણ મહોત્સવ' ઉજવવામાં આવ્યો, અને મોટી ધામધુમ કરવામાં આવી. એ ઉત્સવમાં પ્રજાએ સારો ભાગ લીધો.

**ઇન્ડિઅન નેશનલ કોંગ્રેસઃ હિંદુસ્તાનની મહાસભાઃ—**

લૉર્ડ રિપને સ્થાનિક સ્વરાજ્યનાં બી રોપેલાં હતાં. આથી લોકો પોતાના દેશનું હિત સમજવા લાગ્યા. જ્યારથી લૉર્ડ લિટને છાપખાનાનો કાયદો પસાર કરી તેના પર અંકુશ મૂકયો, ત્યારથી લોકોમાં જાગૃતિ આવતી જતી હતી, તેથી કેટલાક દેશનાયકોએ મળી એક મંડળ સ્થાપી તેનું નામ 'હિંદી રાષ્ટ્રીય મહાસભા' પાડયું, અને તે દ્વારા દેશની માગણીઓ સરકાર પાસે રજુ કરવાનું શરૂ કર્યું. પહેલવહેલી મહાસભા ઇ. સ. ૧૮૮૫ માં મુંબઇમાં મળી. તે પછી દર વર્ષે તેમજ અણીને પ્રસંગે મહાસભા મળે છે. એ મહાસભાની કાર્યપદ્ધતિનો તમને આ જમાનામાં તો ઘણો ખ્યાલ આવે એમ છે.

**ગ્વાલીઅર સિંધીઆને મળ્યું:**—ઇ. સ. ૧૮૫૭ માં સિંધીઆ પાસેથી ગ્વાલીઅર લઈ લેવામાં આવ્યું હતું, તે ઇ. સ. ૧૮૮૭ માં તેને પાછું આપવામાં આવ્યું.

## પ્રશ્નો.

(૧) નીચેના પ્રસંગો વિષે જાણતા હો તે લખોઃ—

રાવળપિંડીનો દરબાર, સુવર્ણ મહોત્સવ, અને ૩ જો બ્રહ્મી વિગ્રહ.

(૨) 'હિંદી રાષ્ટ્રીય મહાસભા'ની સ્થાપના કેવા સંજોગોમાં થઈ? મહાસભાનાં કાર્યો વિષે તમે જે જાણતા હો તેની ટુંકી નોંધ કરો.



# પ્રકરણુ ૬ ઠ્ઠું.

## લૉર્ડ લેન્સડાઉન: ૯ મો વાઈસરોય.

(ઇ. સ. ૧૮૮૮ થી ઇ. સ. ૧૮૯૪)

| | |
|---|---|
| અફ્ઘાન અમીર સાથે કરાર. | મણિપુરમાં બળવો. |
| ધારાસભાને લગતો કાયદો. | લૉર્ડ લેન્સડાઉનની કારકીર્દિ. |

**અફ્ઘાન અમીર સાથે કરાર:**—લૉર્ડ લેન્સડાઉને અફ્ઘાનિસ્તાનના અમીર સાથે નવા કરાર કર્યા, તે મુજબ બ્રિટિશ સરકારે અફ્ઘાનિસ્તાનના અમીરને દર વર્ષે ૧૮ લાખ રૂપીઆ આપવા ઠરાવ્યું, અને અમીરે સિંધુ નદીની પેલી તરફનો સરહદ ઉપરનો થોડોક મુલક અંગ્રેજ સરકારને સ્વાધીન કર્યો.

**ધારાસભાને લગતો કાયદો:**—ઇ. સ. ૧૮૯૨ માં ધારાસભાને લગતો એક કાયદો પસાર કરવામાં આવ્યો. તે મુજબ વડી ધારાસભા તથા પ્રાન્તિક ધારાસભામાં અમુક સભ્યોનો વધારો કરવામાં આવ્યો, અને તે સભ્યોને સરકાર ન નીમતાં લોકો ચૂંટે એવું ઠરાવવામાં આવ્યું. એથી કરીને લોકોને પોતાના દેશનું હિત જાળવનાર માણસોને ધારાસભામાં મોકલવાનો હક મળ્યો.

**મણિપુરમાં બળવો:**—આસામ પ્રાન્તમાં આવેલા મણિપુરના વૃદ્ધ રાજાના મૃત્યુ પછી ગાદીના વારસાને માટે તોફાન થયું, તેથી કરીને અંગ્રેજ સરકારને વચ્ચે પડવાની જરૂર પડી. જે રાજાએ ગાદી પચાવી પાડી હતી, તેણે ચીફ કમિશનર વગેરેને મારી નાખ્યા. સરકારે તે રાજાને પદભ્રષ્ટ કર્યો, અને સગીર વયના એક રાજવંશનાજ માણસને ગાદી આપી.

**લૉર્ડ લેન્સડાઉનની કારકીર્દિ:**—લૉર્ડ લેન્સડાઉનના અમલમાં કાશ્મીરમાં જાગેલી ખટપટને લીધે ત્યાંના રાજાને પદભ્રષ્ટ કરીને પંચ મારફતે રાજ્ય-કારભાર ચલાવવામાં આવ્યો હતો. વળી બંગાળામાં, મદ્રાસ ઇલાકામાં, ને મુંબઇ ઇલાકામાં કેટલાક ભાગોમાં વરસાદની તાણને લીધે દુકાળ પડ્યો. સરકારે બાંધકામો ઉપાડી લોકોનું દુ:ખ દૂર કરવા પ્રયત્નો કર્યા. વળી દેશ-હિતના કામમાં સારી પ્રગતિ થઈ, અને દેશના હિતપ્રકરણમાં દાદાભાઇ નવરોજી, સર ફિરોઝશા મહેતા, ગોપાળકૃષ્ણ ગોખલે, મદન મોહન માલવિયા,

આદિ અનેક નરરત્નોએ આગળ પડતો ભાગ લેવા માંડયો. વળી એમના પ્રયાસથી હિંદી મહાસભાની પ્રવૃત્તિ જોસભેર ચાલી. આમ લૉર્ડ લેન્સડાઉનના અમલમાં રાષ્ટ્રીય હીલચાલને પ્રગતિ મળી. તે ઇ. સ. ૧૮૯૪ના આરંભમાં સ્વદેશ ગયો.

### પ્રશ્નો.

(૧) ધારાસભાને લગતો કાયદો પસાર થવાનું શું કારણ? એથી દેશને શો ફાયદો થયો?

(૨) અફઘાન અમીર સાથેના કરાર, અને મણિપુરનો બળવો, એ વિષે શું જાણો છો?

(૩) મહાસભાની પ્રગતિ વિષે જે જાણતા હો તે લખો.

## પ્રકરણ ૭ મું.

## લૉર્ડ એલ્જીન બીજો: ૧૦ મો વાઈસરોય.

(ઇ. સ. ૧૮૯૪ થી ઇ. સ. ૧૮૯૮)

**લૉર્ડ એલ્જીનનું આગમન.**
**સરહદ પરનો મામલો.**
**ઈ. સ. ૧૮૯૬-૯૭ના બનાવો.**
**લૉર્ડ એલ્જીનની કારકીર્દિ.**

**લૉર્ડ એલ્જીનનું આગમનઃ—** હિંદના બીજા વાઇસરોય એલ્જીનના પુત્ર લૉર્ડ એલ્જીનને ઇ. સ. ૧૮૯૪ માં ૧૦ મા વાઈસરોય તરીકે મોકલવામાં આવ્યો. તેના સમયમાં હિંદુસ્તાનમાં આયાત માલ ઉપર ૫ ટકા જકાત નાખવામાં આવી. તે સિવાય મુંબઇ, મદ્રાસ, કલકત્તા, અને પંજાબનાં લશ્કરોની ટુકડીઓ ચાર જુદા જુદા સેનાધિપતિઓના તાબામાં હતી, તેમાંથી ત્રણને કમી કરી બધાં લશ્કરોને એક મુખ્ય સેનાધિપતિના હાથ નીચે મૂકવામાં આવ્યાં.

**સરહદ પરનો મામલોઃ—** લૉર્ડ ડફરિનના વખતમાં સરહદ નક્કી થયા મુજબ ચિત્રાલ પરગણું અંગ્રેજ સરકારના અંકુશ નીચે હતું. છતાં કેટલાક તોફાની ટોળીના માણસોએ બ્રિટિશ અધિકારીને ઘેર્યો. તેની મદદ માટે એક લશ્કર મોકલવામાં આવ્યું, અને ચિત્રાલનો કિલ્લો લઇ લેવામાં આવ્યો.

ઈ. સ. ૧૮૯૬–૯૭ ના બનાવોઃ—

(૧) મહારાણી વિકટોરિઆને રાજ્ય કરતાં ૬૦ વરસ પુરાં થવાથી તે પ્રસંગે ખુશાલી દર્શાવવા હિંદુસ્તાનમાં 'ડાયમંડ જ્યુબિલિ'–'હીરક મહોત્સવ' ઉજવવામાં આવ્યો.

(૨) મુંબઇમાં તેજ વર્ષે ભયંકર મરકી ('પ્લેગ') ફાટી નીકળી, અને લાખો લોકો મરણ પામ્યા. સરકારે બનતો પ્રયાસ કર્યો, અને રસી મૂકવા માટે ગોઠવણો કરવામાં આવી; પણ પુનામાં તો લોકોએ અજ્ઞાનને લઇને બે અમલદારોનાં ખૂન કર્યાં.

(૩) હિંદુસ્તાનમાં ભયંકર દુકાળ પડયો, જેથી લોકોનાં સંકટનિવારણાર્થે મદદની યોજના કરવા મંડળી નીમવામાં આવી.

(૪) વળી આસામમાં બેએક વર્ષ સુધી પ્રસંગે પ્રસંગે ધરતીકંપે દેખા દીધા હતા.

**લૉર્ડ એલ્જીનની કારકીર્દિ**:–લૉર્ડ એલ્જીનના અમલમાં ત્રણ સેનાપતિઓ કમી કરીને એક મુખ્ય સેનાધિપતિ રાખવામાં આવ્યો; જેના હાથ નીચે મુંબઈ, મદ્રાસ, બંગાળા, ને પંજાબનાં લશ્કરો મૂકવામાં આવ્યાં. વળી હિંદનાં નાણાંપ્રકરણ વિષે તપાસ ચલાવવા એક બાદશાહી કમિશન નીમવામાં આવ્યું, અને જકાતમાં ઘટતા ફેરફાર કરવામાં આવ્યા. લોકલાગણી પર અંકુશ મૂકવા સરકારે છાપાં પર અંકુશ મૂકયો, રાજદ્રોહ કરનાર માટે સખત કાયદાઓ અમલમાં મૂકવા ધાર્યું, અને તેથી કેટલેક અંશે રાજકીય અસંતોષનાં બી નંખાયાં. વળી તેના અમલમાં દુકાળ, મરકી, ધરતીકંપ એવા દુઃખદ બનાવો પણ બન્યા, તેમજ સરહદના મુલકમાં બખેડા થયા. એકંદરે તેના અમલમાં સંપૂર્ણ શાંતિ ન હતી. તે ઇ. સ. ૧૮૯૯માં સ્વદેશ ગયો.

### પ્રશ્નો.

(૧) લૉર્ડ એલ્જીનની કારકીર્દિનો હેવાલ આપો.

(૨) હીરક મહોત્સવ, સરહદનું બંડ, અને મરકી, એ વિષે શું જાણો છો?

(૩) લૉર્ડ એલ્જીનના અમલમાં રાજકીય અસંતોષ ઉભો થવાનાં કારણો જણાવો.

# પ્રકરણ ૮ મું.

## લૉર્ડ કર્ઝન: ૧૧ મો વાઈસરૉય.

(ઇ. સ. ૧૮૯૯ થી ઇ. સ. ૧૯૦૫)



**લૉર્ડ કર્ઝન: દુકાળ અને મરકી:**—લૉર્ડ એલ્જીન પછી લૉર્ડ કર્ઝનને હિંદમાં વાઇસરૉય તરીકે મોકલવામાં આવ્યો. તે હોશિયાર અને બુદ્ધિશાળી હતો, પણ તેની સાથે તે પોતાનું ધાર્યું કરે તેવો હતો. તેણે હિંદુસ્તાનમાં આવી કેટલાક સુધારા કર્યા. લૉર્ડ કર્ઝનના અમલમાં ઇ. સ. ૧૯૦૦ માં જે ભયંકર દુકાળ પડયો, તે 'છપ્પનીઓ' (સંવત ૧૯૫૬) કહેવાય છે; એ દુકાળ દેશના ઘણા ભાગમાં હતો, ને તેથી પ્રજા પર ઘણાં દુઃખો પડયાં હતાં. દુષ્કાળના સંકટનિવારણ માટે રાખેલાં નાણાંમાંથી લૉર્ડ કર્ઝને લોકોને બહુ મદદ કરી. જુદી જુદી જગાએ બાંધકામો ખોલવામાં આવ્યાં, જ્યાં લાખો માણસો કામે લાગી પોતાનું ગુજરાન ચલાવતાં. વળી મરકીએ પણ દેશમાં ઘર ઘાલ્યું હતું, અને સ્થળે સ્થળે મરકી ફેલાતાં લાખો માણસના જાન ગયા હતા. આમ દુકાળ અને મરકી એ બંને બાબતોમાં લૉર્ડ કર્ઝને બનતું કર્યું હતું.

**વાયવ્ય કોણની સરહદ:**—વાયવ્ય કોણની સરહદ પર આવેલા પ્રાન્તોમાં હજુ રમખાણો થતાં હતાં. લૉર્ડ એલ્જીનના વખતમાં ચિત્રાલ મુકામે રાખેલા બ્રિટિશ લશ્કરને પાછું બોલાવી લેવામાં આવ્યું, અને લૉર્ડ કર્ઝને ત્યાંના પઠાણ લોકોનુંજ એક લશ્કર બનાવ્યું; વળી તેઓનેજ પોતાની સરહદની સંભાળ રાખવાનું કામ સોંપવામાં આવ્યું. તે સિવાય તેણે પેશાવર, કોરત, બન્નુ અને દેરાઈસ્માઇલખાનના પ્રદેશોને એકત્ર કર્યા, અને તેને 'વાયવ્ય કોણની સરહદ ઉપરનો પ્રાંત' એવું નામ આપ્યું. અત્યાર સુધી તે

પ્રાંતોની વ્યવસ્થા પંજાબના બ્રિટિશ અધિકારીના હાથમાં હતી; તેને બદલે તે પ્રાન્તનો કારભાર વડી સરકારે પોતાને હસ્તક લીધો, પણ પાછળથી એમાં ફેરફાર કરવામાં આવ્યો.

**આગ્રા-અયોધ્યાના સંયુક્ત પ્રાંતો:**—આગ્રા અને અયોધ્યાના પ્રાંતોને આજ સુધી "વાયવ્ય કોણના પ્રદેશો" કહેવામાં આવતા હતા, તેને બદલે તેઓને 'યુનાઈટેડ પ્રોવિન્સીઝ'-'સંયુક્ત પ્રાંતો' કહેવા એવું ઠરાવ્યું.

**ઇરાન-અરબસ્તાન:**—રશિઆની લાગવગ સરહદ પર વધતી જતી જોઇ લૉર્ડ કર્ઝને ઈરાનમાં બ્રિટિશ અધિકારીને મિત્રતાનો દાવો કરવા મોકલ્યો. અફઘાનિસ્તાનના અમીર હબીબુલ્લા સાથે નવો કરાર કર્યો. તેને ખંડણી આપવી ચાલુ રાખી, અને બ્રિટિશ સરકારના દોસ્ત તરીકે જાહેર કર્યો. અમીરને હવે "હિઝ મેજેસ્ટિ" (His Majesty) કહેવામાં આવ્યા.

**બંગાળાના ભાગલા:**—બંગાળા ઇલાકો વિસ્તારમાં બહુજ વધી ગયો હતો, તેથી ત્યાં એક અધિકારીથી બરાબર અમલ ચલાવી શકાય તેમ નહોતું. તે કારણથી તેણે બંગાળાના વિભાગ કર્યા. પહેલાં બંગાળા, છોટા-નાગપુર, બહાર, ઓરિસ્સા, હઝારીબાગ વગેરે પ્રાન્તો એકજ લેફ્ટેનન્ટ ગવર્નરની સત્તા નીચે હતા, અને આસામમાં ચીફ કમિશનરની સત્તા હતી. લૉર્ડ કર્ઝને તેમાં ફેરફાર કર્યો. ઢાકા, રાજશાહી, અને પૂર્વ બંગાળાને આસામની સાથે સંયુક્ત કરવામાં આવ્યા, અને બંગાળા, બહાર અને ઓરિસ્સાને બીજા ભાગ તરીકે એકત્ર કરવામાં આવ્યા. બંગાળી લોકોને આ વિભાગ રૂચતા નહોતા. તેઓને લાગ્યું કે તેઓની રાષ્ટ્રીય સ્વતંત્રતા ઉપર સરકારે વધારે અંકુશ મૂકયો છે, તેથી તેઓમાં લૉર્ડ કર્ઝન પ્રત્યે અપ્રિયતા વધી અને રમખાણો થયાં, પણ તે સમાવવામાં આવ્યાં. આ કાર્યને 'બંગાળાના ભાગલા' તરીકે ઓળખવામાં આવે છે. ઇ. સ. ૧૯૧૧માં નામદાર પાંચમા જોર્જ દિલ્હીની ગાદી પર બેસતાં તે ભાગલા રદ કરવામાં આવ્યા. બંગાળાને એકત્ર કરવામાં આવ્યું. બહાર અને ઓરિસ્સાનો નવો પ્રાન્ત બનાવ્યો, અને આસામને જુદોજ પ્રાન્ત ગણવામાં આવ્યો.

**ટિબેટ પર ચડાઇ:** (ઇ. સ. ૧૯૦૪)—ઇ. સ. ૧૮૯૦ માં ટિબેટના લોકો સાથે કરાર કરવામાં આવ્યો હતો. તે કરાર દઢ કરવા માટે તથા વેપાર ચલાવવા માટે લશ્કર મોકલવામાં આવ્યું. ટિબેટનો લામા નાસી ગયો. તેની રાજધાની લ્હાસા લઇ લેવામાં આવી, અને ત્યાં બ્રિટિશ પ્રતિનિધિને રાખવામાં આવ્યો.

**લૉર્ડ કર્ઝનના સુધારા:—**

(૧) પંજાબ, સિંધ, દક્ષિણ, અને ગુજરાતમાં નહેરો ખોદી તે વડે ખેતરોમાં પાણી પુરૂં પાડવા માટે યોજનાઓ કરવામાં આવી, અને તે યોજનાઓ ઘણેખરે દરજ્જે પાર પાડવામાં આવી.

(૨) લૉર્ડ કર્ઝને કેળવણીના સંબંધમાં ઘણા સુધારા કર્યા. વિશ્વવિદ્યાલયોની પરીક્ષાનું ધોરણ વધારવામાં આવ્યું, અને આખા હિંદુસ્તાનમાં કેળવણી પર દેખરેખ રાખવા એક "ડીરેકટર જનરલ ઑફ્ એજ્યુકેશન" ને નીમવામાં આવ્યો. ઇ. સ. ૧૯૦૨ માં વિશ્વવિદ્યાલયોને લગતો કાયદો પસાર કરવામાં આવ્યો.

(૩) તેણે મીઠા પરનો કર ઓછો કર્યો.

(૪) વળી તેણે આવક ઉપર જે કર હતો તે પણ ઓછો કર્યો.

(૫) વેપારઉદ્યોગને માટે એક નવું ખાતું ખોલવામાં આવ્યું, અને તેને લગતું કામકાજ વાઇસરોયની સભાના એક સભ્યને સુપરત કરવામાં આવ્યું.

(૬) દેશી રાજાઓના કુમારને કેળવણી આપવા માટે જુદી જુદી શાળાઓ સ્થાપવામાં આવી.

(૭) જુનાં મકાનોની સંભાળ રાખવા માટે એક કાયદો ઘડવામાં આવ્યો.

**શહેનશાહ સાતમા એડવર્ડ:**—ઇ. સ. ૧૯૦૧ માં સાર્વભૌમ મહારાણી વિકટોરિઆ દેવલોક પામ્યાં. ત્યાર પછી ઇ. સ. ૧૯૦૧ માં દિલ્હી મુકામે એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યો, જેમાં મહારાણીના જ્યેષ્ઠ પુત્ર સાતમા એડવર્ડને હિંદના શહેનશાહ તરીકે જાહેર કરવામાં આવ્યા. સાતમા એડવર્ડ 'સલાહકારક એડવર્ડ' તરીકે જગજાહેર થયા છે.

**લૉર્ડ કર્ઝનનું સ્વદેશગમન:**—ઇ. સ. ૧૯૦૫ માં લૉર્ડ કીચનરને હિંદનો મુખ્ય સેનાધિપતિ નીમવામાં આવ્યો. તે પહેલાં લશ્કર સંબંધી



શહેનશાહ સાતમા એડવર્ડ.

કામકાજ સેનાધિપતિ કરતા, પણ તેઓ વાઇસરોયની સભાના લશ્કરી ખાતાના સભ્યની નીચે કામકાજ કરતા. લૉર્ડ કીચનરે લશ્કર સંબંધી બધી સત્તા મુખ્ય સેનાધિપતિજ ભોગવે એવી દરખાસ્ત મૂકી, અને પોતેજ વાઇસરોયની સભાના લશ્કરી ખાતાનો સભાસદ થયો. આ વાત લૉર્ડ કર્ઝનને રૂચી નહિ, તેથી તેણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું, અને ઇ. સ. ૧૯૦૫ માં હાલના સમ્રાટ્ પંચમ જોર્જ જ્યારે 'પ્રિન્સ ઑવ્ વેલ્સ' તરીકે હિંદુસ્તાનમાં પધાર્યા, ત્યારે તેમનું સ્વાગત કરીને લૉર્ડ કર્ઝન ઇંગ્લેંડ વિદાય થયો.

**જાણવાજોગ તવારીખો:** નીચેની તવારીખો યાદ રાખો:—

**ઇ. સ. ૧૯૦૧:**—(૧) ભલાં મહારાણી વિકટોરિઆ મૃત્યુ પામ્યાં.
(૨) વાયવ્ય કોણ પરની સરહદનો પ્રાંત બન્યો.

**ઇ. સ. ૧૯૦૩:**—દિલ્હીમાં 'કોરોનેશન દરબાર' ભરવામાં આવ્યો.

**ઇ. સ. ૧૯૦૫:**—(૧) બંગાળાના ભાગલા.
(૨) પ્રિન્સ ઑવ્ વેલ્સની હિંદમાં પધરામણી.

## પ્રશ્નો.

(૧) લૉર્ડ કર્ઝનના વખતમાં સરહદ પરના પ્રાન્તો સાથેની બ્રિટિશ રાજ્યનીતિ વિષે જે જાણતા હો તે લખો.

(૨) બંગાળાના વિભાગ શા માટે પાડવામાં આવ્યા હતા? તેનું શું પરિણામ આવ્યું? તે કયારે રદ કરવામાં આવ્યા?

(૩) લૉર્ડ કર્ઝનના વખતમાં કયા સુધારા કરવામાં આવ્યા?

(૪) લૉર્ડ કીચનર વિષે જે જાણતા હો તે લખો.

# પ્રકરણ ૯ મું.

## લૉર્ડ મિન્ટો: ૧૨ મો વાઇસરૉય.

( ઇ. સ. ૧૯૦૫ થી ઇ. સ. ૧૯૧૦ )

**લૉર્ડ મિન્ટોનું આગમન.** **આગ્રામાં દરબાર.**
**મોર્લી-મિન્ટોના સુધારા.** **સાતમા એડવર્ડનું અવસાન.**

**લૉર્ડ મિન્ટોનું આગમન:**—લૉર્ડ કર્ઝનના સ્વદેશ ગયા પછી ઇ. સ. ૧૯૦૫ માં લૉર્ડ મિન્ટો વાઇસિરૉય નિમાયો. તેના વખતમાં દેશમાં અશાંતિ હતી. લૉર્ડ કર્ઝનના વખતના બંગભંગના મામલા પછી લોકોનાં મન ઉશ્કેરાએલાં હતાં, અને અસંખ્ય નિરપરાધી અમલદારોનાં ખૂન થયાં હતાં. ઠેકાણે ઠેકાણે રમખાણો થતાં, અને કેટલાંએક માણસો બંડખોરોનો ભોગ બનતાં. આવી અશાંતિ ન ફેલાય તેટલા માટે લૉર્ડ મિન્ટોના સમયમાં રાજદ્રોહને લગતો કાયદો પસાર કરવામાં આવ્યો, તેમજ ફોજદારી કાયદાના કાનુનોમાં સુધારા કરવામાં આવ્યા.

**મોર્લી-મિન્ટોના સુધારા:**—લૉર્ડ રિપનના વખતથી લોકોમાં રાષ્ટ્રીય ભાવના ઉત્પન્ન થઈ હતી. જિલ્લાબોર્ડ અને મ્યુનિસિપૅલિટિમાં લોકો પોતાના પ્રતિનિધિઓ મોકલતા હતા, અને ધારાસભાઓમાં પણ પ્રજાએ ચૂંટેલા પ્રતિનિધિઓ મોકલવામાં આવતા હતા. લોકો પોતાનો હક અને પોતાનું હિત સમજવા લાગ્યા હતા, અને થોડે ઘણે અંશે પ્રજામત કેળવાએલો હતો. પ્રજામતને વધારે વજન આપવા માટે હિંદી પ્રધાન લૉર્ડ મોર્લી અને વાઇસરૉય લૉર્ડ મિન્ટોએ વડી ધારાસભા અને પ્રાંતિક ધારાસભાઓમાં પ્રજાબળ વધારવા માટે એક યોજના ઘડી કાઢી, જે **"મોર્લી-મિન્ટોના સુધારા"** તરીકે પ્રસિદ્ધ થઇ. તે સુધારા મુજબ ધારાસભાઓમાં પ્રજાબળ વધારવામાં આવ્યું. તેમાં સરકારી અમલદાર સભ્યોની સંખ્યા માત્ર જૂજ રાખી હતી, જ્યારે પ્રજાબળની બહુમતી હતી. આ સુધારાઓ જે કાયદાથી કરવામાં આવ્યા હતા, તે કાયદાને "ઇ. સ. ૧૯૦૯ની હિંદી ધારાસભાનો કાયદો" કહેવામાં આવે છે. વળી તે કાયદા મુજબ હિંદી પ્રધાન-

ની કારોબારી સભામાં બે હિંદી સભ્યો નીમવામાં આવ્યા, અને વાઇસિરૉયની સભામાં સત્યેન્દ્રપ્રસન્ન સિંહા(લૉર્ડ સિંહા)ની નીમણૂક કરવામાં આવી.

**આગ્રામાં દરબાર:**—અફઘાનિસ્તાનના અમીર હબીબુલ્લાને હિંદુસ્તાનમાં આવવા માટે નિમંત્રણ કરવામાં આવ્યું, અને આગ્રા મુકામે દબદબા ભરેલો દરબાર ભરી તેનું સન્માન કરવામાં આવ્યું; આમ અફઘાનિસ્તાન અને બ્રિટિશ સરકાર વચ્ચે દૃઢ મૈત્રી સ્થાપી.

**સાતમા એડવર્ડનું અવસાન:**—સાતમા એડવર્ડે મહારાણી વિક્ટોરિઆના અમલ દરમિઆન 'પ્રિન્સ ઑવ્ વેલ્સ' તરીકે દુનિયાના ઘણા દેશોની મુલાકાત લીધી હતી. તે માયાળુ, દયાળુ, સમયસૂચક અને શાંતિપ્રિય હતા. તેમના દસ વરસના અમલમાં તેમણે ખાસ કરીને યુરોપનાં જુદાં જુદાં રાજ્યો વચ્ચે ઉભી થએલી કડવાશ દૂર કરવા અથાગ મહેનત લીધી, અને તેને લઇને તેમને 'સલાહકારક' એવું ઉપનામ મળ્યું. તેમણે હિંદની ખેતીવાડીની આબાદી કરવા ખાસ ધ્યાન આપ્યું હતું. તેમનામાં એક ઉંચા દરજ્જાના અધિકારી ને ઉમદા ખવાસના મનુષ્ય તરીકેના તમામ સદ્‌ગુણો હતા. અંતે ઇ. સ. ૧૯૧૦ માં સમ્રાટ્ સપ્તમ એડવર્ડ અચાનક મંદવાડ ભોગવી દેવલોક પામ્યા, અને તેમના જ્યેષ્ઠ પુત્ર પંચમ જોર્જ હિંદના શહેનશાહ થયા.

**પ્રશ્નો.**

(૧) ઇ. સ. ૧૯૦૯ના ધારાસભાના કાયદાથી પ્રજાને શો લાભ થયો?

(૨) લૉર્ડ મોર્લી ને લૉર્ડ મિન્ટોએ ઇ. સ. ૧૯૦૫-૧૦નાં વર્ષોમાં હિંદનો સંયુક્ત કારભાર ચલાવ્યો, એ સત્ય સાબીત કરો.

(૩) શહેનશાહ સાતમા એડવર્ડની કારકીર્દિનો ટૂંક હેવાલ આપો.

---

## પ્રકરણ ૧૦ મું.

### લૉર્ડ હાર્ડિંજ: ૧૩ મો વાઇસરૉય.

(ઇ. સ. ૧૯૧૦ થી ઇ. સ. ૧૯૧૬)

**લૉર્ડ હાર્ડિંજનો કારભાર.**
**દિલ્હીદરબાર.**
**મહાયુદ્ધમાં હિંદનો ફાળો.**
**લૉર્ડ હાર્ડિંજની કારકીર્દિ.**
**જાણવાજોગ તવારીખો.**

**લૉર્ડ હાર્ડિંજનો કારભાર:**—પહેલા સીખ વિગ્રહમાં વિજય મેળવનાર ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડિંજનો પૌત્ર લૉર્ડ હાર્ડિંજ ઇ. સ. ૧૯૧૦ માં વાઈસિરૉય થયો. તે દીર્ઘદષ્ટિવાળો હતો, અને દેશમાં શાંતિ રહે તેવું ઈચ્છતો હતો. તેના સમયમાં લોકો રાજકીય બાબતમાં ભાગ લેતા થયા હતા. વળી હિંદી મહાસભામાં બે પક્ષ પડયા હતા, અને રાજકીય ચળવળ જોસભેર ચાલી રહી હતી.



લૉર્ડ હાર્ડિંજ.

**દિલ્હીદરબાર:** (ઇ. સ. ૧૯૧૧)-ઇ. સ. ૧૯૧૧ની બીજી ડીસેમ્બરે સમ્રાટ્ પંચમ જોર્જ હિંદુસ્તાનની મુલાકાતે પધાર્યા, અને તા. ૧૨ મી ડીસેમ્બરે દિલ્હીમાં મોટો દબદબા ભરેલો દરબાર ભરવામાં આવ્યો, અને તેમનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. દેશી રાજાઓ તથા બીજા અમલદારોએ પણ આ દરબારમાં હાજરી આપી સમ્રાટ્ જોર્જ તરફ પોતાની વફાદારી દર્શાવી હતી. લૉર્ડ કર્ઝને પાડેલા બંગાળાના ભાગલા પંચમ જોર્જે રદ કર્યા, પશ્ચિમ અને પૂર્વ બંગાળાને એકત્ર કર્યાં, અને સમગ્ર બંગાળાને ગવર્નરની સત્તા નીચે મૂકયો. વળી કલકત્તાથી રાજ્યધાની ફેરવીને દિલ્હીને રાજધાનીનું શહેર બનાવ્યું. આ શુભ પ્રસંગે કેળવણીના પ્રચાર માટે ૫૦ લાખ



શહેનશાહ પાંચમા જોર્જ.

રૂપીઆની મોટી રકમ આપ્યાનું જાહેર કર્યું. વળી તે વખતે નવા દિલ્હી (જ્યોર્જાબાદ) નો પાયો નાખવામાં આવ્યો, અને હાલ તો ત્યાં સરકારી સભાગૃહો ને અધિકારી વર્ગના મહેલો બંધાઇ ગયા છે.

*મહાયુદ્ધમાં હિંદનો ફાળો:–લૉર્ડ હાર્ડિંજ જ્યારે વાઇસરૉય હતો, ત્યારે ઇ. સ. ૧૯૧૪માં યુરોપમાં ભયંકર યુદ્ધ થયું. હિંદુસ્તાને આ વિગ્રહમાં ભાગ લીધો, અને બની શકે તેટલી દ્રવ્યની અને માણસની મદદ આપી. આ લડાઇમાં ૧૫ લાખ હિંદીઓએ ભાગ લીધો. હિંદી લશ્કરે ફ્રાન્સના સમરાંગણમાં બહાદુરી બતાવી બ્રિટિશ સરકાર તરફ પોતાની વફાદારી બતાવી. પૈસા પુરા પાડવા માટે "વૉર લોન" ઉભી કરવામાં આવી, અને યુદ્ધવિરામ પછીના કરજ પૈકી ૧૦ કરોડ રૂપીઆનું કરજ હિંદુસ્તાને આપવાનું માથે લીધું. તે સિવાય લડાઈનાં મથકોએ ખોરાક, હથિયાર વગેરે જે વસ્તુઓ જોઇએ તે પૂરી પાડી. પરિણામે લંડનમાં 'ઇમ્પિરિઅલ વૉર કાઉન્સિલ'માં લૉર્ડ સિંહા અને બિકાનેરના મહારાજાને હિંદના પ્રતિનિધિઓ તરીકે નીમવામાં આવ્યા હતા.

---

***યુરોપનું મહાયુદ્ધ:**—ઇ. સ. ૧૯૧૪ના ઑગસ્ટમાં યુરોપમાં મહાયુદ્ધની શરૂઆત થઈ. એમાં એક પક્ષે ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, રશિઆ અને બેલ્જિઅમ હતાં, અને વિરુદ્ધ પક્ષે જર્મનિ ને ઑસ્ટ્રિઆ જોડાયાં હતાં. દરમિઆન તુર્કી જર્મનિ સાથે સહમત થયું, પણ મુસલમાન પ્રજા તાજને વફાદાર રહી. ત્યારબાદ ૪ વરસ લંબાએલા એ મહાયુદ્ધમાં ઇટલિ, બાલ્કન રાજ્યો, અમેરિકા આદિ જોડાયાં ને પરિણામે તેની સમાપ્તિ થઈ. એ યુદ્ધમાં વિજ્ઞાનની શોધખોળને અંગે ઉત્પન્ન થએલાં અસ્ત્રશસ્ત્રો ને વિનાશકારી સાધનોનો અનેક રીતે ઉપયોગ કરવામાં આવ્યો હતો, ને કરોડો રૂપીઆના ખર્ચથી ને લાખો માણસના જાનની ખુવારીથી એ યુદ્ધનો અંત આવ્યો હતો. એ યુદ્ધને અંતે અજબ ફેરફારો પણ થઈ ગયા. રશિઆના ઝારનું નામનિશાન જતું રહ્યું, જર્મન કૈસર પદભ્રષ્ટ થયો, ને ત્યાં પ્રજામતનો અવાજ જોર પર આવ્યો, તેમજ એવાં બીજાં અનેક માઠાં પરિણામ આવ્યાં. મહાયુદ્ધને અંતે દુનિયાભરના દેશોમાં એક જબરો પલટો થઈ ગયો; ને દેશદેશની પ્રજાઓની આર્થિક સ્થિતિમાં બારીક સ્થિતિ ઉદ્ભવી. આમ એ વિનાશકારી યુદ્ધને 'મહાયુદ્ધ' નું ઉપનામ મળ્યું છે તે યથાર્થ છે.

**લૉર્ડ હાર્ડિંજની કારકીર્દિ:**–હિંદના વાઇસરોયમાં લૉર્ડ હાર્ડિંજનું નામ ઘણુંજ પ્રિય થઈ પડયું છે. તેણે હિંદને બનતી મદદ કરી હતી. ઇ. સ. ૧૯૧૧ ના ડીસેમ્બરમાં તેઓ દિલ્હીને પાયતખ્ત જાહેર કરવા ગયા હતા, ત્યારે કોઇ બદમાસે તેમના પર બોમ્બ ફેંકયો, પણ પ્રભુએ તેમને બચાવી લીધા. જ્યારે તે સ્વદેશ ગયા, ત્યારે મુંબઈના વિશ્વવિદ્યાલયે તેમને એલ એલ. ડી. (L L. D.–'Doctor of Laws'–'ધારાશાસ્ત્રી')ની પદવી આપી.

**જાણવાજોગ તવારીખોઃ** નીચેની તવારીખો યાદ રાખોઃ—

ઇ. સ. ૧૯૧૧–(૧) સમ્રાટ્ જોર્જ હિંદની મુલાકાતે પધાર્યા.
(૨) બંગાળાના ભાગલા રદ થયા.

ઇ. સ. ૧૯૧૨–દિલ્હીને હિંદુસ્તાનનું પાયતખ્ત બનાવી પાટનગર જાહેર કરવામાં આવ્યું, ને નવા દિલ્હીનો પાયો નંખાયો.

ઇ. સ. ૧૯૧૪–યુરોપમાં મહાયુદ્ધનો આરંભ.

**પ્રશ્નો.**

(૧) યુરોપના મહાયુદ્ધમાં હિંદુસ્તાને બ્રિટિશ સરકાર પ્રત્યે કેવી રીતે વફાદારી બતાવી? તેમ કર્યાથી યુદ્ધવિરામ પછી હિંદુસ્તાનને શો ફાયદો થયો?

(૨) સમ્રાટ્ પંચમ જોર્જની હિંદમાં પધરામણી થઈ, તે હિંદુસ્તાનની તવારીખમાં અગત્યનો મહાન્ બનાવ કેવી રીતે ગણાય તે લખો.

(૩) લૉર્ડ હાર્ડિંજની કારકીર્દિનો ટુંક હેવાલ આપો.

---

## પ્રકરણ ૧૧ મું.

### લૉર્ડ ચેમ્સફર્ડઃ ૧૪ મો વાઇસરોય.

(ઇ. સ. ૧૯૧૬ થી ઇ. સ. ૧૯૨૧)

**ત્રીજો અફઘાન વિગ્રહ. હિંદમાં અશાંતિ. મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા. ડયુક ઑફ્ કોનોટની હિંદમાં પધરામણી. જાણવાજોગ તવારીખો.**

**ત્રીજો અફ્ઘાન વિગ્રહ:**—ઇ. સ. ૧૯૧૯ માં અફ્ઘાન અમીર હબીબુલ્લાખાનનું ખૂન કરવામાં આવ્યું. ત્યાર પછી અમાનુલ્લાખાન અમીર થયો. તે વખતે તુર્કીએ પણ બ્રિટિશ પક્ષ વિરુદ્ધ મહાયુદ્ધમાં ભાગ લીધો હતો, તેથી અફ્ઘાનિસ્તાનની પ્રજાનાં મન ઉશ્કેરાએલાં હતાં. વળી અમીરનો પોતાનો વિચાર પરરાજ્યો સાથે વ્યવહાર ચાલુ કરવાનો થયો, અને પરરાજ્યના મંત્રીઓને દેશમાં બોલાવ્યા. બ્રિટિશ સરકારના અંકુશથી સ્વતંત્ર થવાની ઇચ્છાથી તેણે અંગ્રેજ સરકાર સાથે લડાઈ જાહેર કરી, પણ આ લડાઇ થોડા વખતજ ચાલી; કારણ કે બ્રિટિશ સરકારે આ યુદ્ધમાં વિમાનો અને તાર દ્વારા દુશ્મનોની હીલચાલ જાણવાનો પ્રયત્ન કર્યો હતો. છેવટે રાવળપિંડી મુકામે સલાહ કરવામાં આવી હતી. તે સલાહ મુજબ હિંદુસ્તાનમાં થઈ અફ્ઘાનિસ્તાનમાં હથિયાર લઇ જવા દેવાનું બંધ કરવામાં આવ્યું, અને અમીરની સ્વતંત્રતા કબુલ કરવામાં આવી.

**હિંદમાં અશાંતિ:**—લૉર્ડ ચેમ્સફર્ડના વખતમાં દેશમાં સર્વત્ર અશાંતિ ફેલાએલી હતી. હિંદુસ્તાને મહાયુદ્ધમાં સરકારને મદદ કરી હતી, તેના બદલામાં રાષ્ટ્રીય નાયકો હિંદુસ્તાનને બીજાં સંસ્થાનની પ્રજાના જેટલાજ હક મળે તેમ ઇચ્છતા હતા. તે અશાંતિને દૂર કરવા રૅાલેટના પ્રમુખપણા નીચે એક સમિતિ નીમવામાં આવી. તે મુજબ રાજદ્રોહના ગુનાને લગતો 'રૅાલેટ ઍક્ટ' પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી લોકોનાં મન વધારે ઉશ્કેરાયાં. પંજાબમાં, ગુજરાતમાં અને અન્ય સ્થળોએ રમખાણો થયાં. પંજાબમાં જલિઆનવાળા બાગમાં ભારે રમખાણ થયું. ગાંધીજીએ સરકાર સાથે 'અસહકાર' જાહેર કર્યો. સરકારે આ અશાંતિ દૂર કરવા હિંદી પ્રધાન લૉર્ડ મૉન્ટેગ્યુને હિંદમાં મોકલ્યા. તેમણે અને વાઇસરોય ચેમ્સફર્ડે એક યોજના તૈયાર કરી તે મુજબ હિંદમાં રાજ્યતંત્ર ચલાવવાનું ઠરાવ્યું. વળી દેશમાં થએલાં રમખાણોની તપાસને માટે 'હંટર કમિશન' નીમવામાં આવ્યું.

**મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા: (ઇ. સ. ૧૯૧૯)**—હિંદી પ્રધાન લૉર્ડ મૉન્ટેગ્યુ અને વાઇસરોય લૉર્ડ ચેમ્સફર્ડે મળી હિંદમાં નવું રાજ્યતંત્ર દાખલ કરવા માટેનો ખરડો ઇ. સ. ૧૯૧૯ માં પાર્લમેંટમાં પસાર કરાવ્યો. તે મુજબ ઇંગ્લેન્ડનો કાબુ ઓછો થયો, અને પ્રજામતને વધારે વજન આપવામાં

આવ્યું. હાલનું બંધારણ પણ ઉપરના સુધારા મુજબજ ચાલે છે. તેનું વિશેષ સ્પષ્ટીકરણ આગળ ઉપર રાજ્યબંધારણના જુદા પ્રકરણમાં આવશે.

**ડયુક ઑાવ્ કૅનોટની હિંદમાં પધરામણીઃ**—ઇ. સ. ૧૯૨૧ માં 'ડયુક ઑાવ્ કૅનોટે' હિંદમાં પધારી નવી ધારાસભાઓ ખુલ્લી મૂકવાની ક્રિયા કરી, અને દેશી રાજ્યોના હિતને માટે એક '**નરેન્દ્ર મંડળ**' સ્થાપ્યું.

**જાણવાજોગ તવારીખોઃ** નીચેની તવારીખો યાદ રાખોઃ-

ઈ. સ. ૧૯૧૮—મહાયુદ્ધની સમાપ્તિ.

ઇ. સ. ૧૯૧૯-(૧) ત્રીજો અફ્ઘાન વિગ્રહ.
(૨) મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા.

**પ્રશ્નો.**

(૧) લૉર્ડ ચેમ્સફર્ડના સમયમાં દેશમાં અશાંતિ ચાલતી હતી તેનું કારણ શું? સરકારે તે અશાંતિ દૂર કરવા શા ઉપાય યોજ્યા?
(૨) મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા વિષે તમે શું જાણો છો?
(૩) રૉલેટ ઍક્ટથી દેશમાં શી સ્થિતિ ઉત્પન્ન થઈ?
(૪) હંટર કમિશન વિષે જે જાણતા હો તે લખો.

---

## પ્રકરણ ૧૨ મું.

## લૉર્ડ રેડિંગઃ ૧૫ મો વાઇસરોય.

(ઇ. સ. ૧૯૨૧ થી ઇ. સ. ૧૯૨૬)

| | |
|---|---|
| **લૉર્ડ રેડિંગ.** | **લૉર્ડ રેડિંગનો કારભાર.** |
| **અ-સહકારની ચળવળ.** | **લૉર્ડ ઇરવિન.** |

**લૉર્ડ રેડિંગઃ**—લૉર્ડ રેડિંગ ઇ. સ. ૧૯૨૧ માં વાઇસરોય તરીકે આવ્યો. તે પહેલાં તેણે ઇંગ્લેન્ડમાં વડા ન્યાયાધીશ તરીકે કામ કરેલું હતું, તેથી તેની ન્યાયબુદ્ધિ પર લોકોને સારો વિશ્વાસ હતો. તેના આશયો ઉંચા હતા, અને તેણે હિંદને ઉચ્ચ સ્થિતિ પર મૂકવા યત્ન કર્યો, પણ સમય પ્રતિકૂળ હોવાથી તેનાથી તેમાં સફળ થઇ શકાયું નહિ.

**અ-સહકારની ચળવળ:**—ગાંધીજીના ઉદ્દેશથી દેશમાં અ-સહકારની પ્રવૃત્તિ જોસભેર ચાલી રહી હતી. બાળકોને સરકારી નિશાળો છોડવા, પ્રજાને ધારાસભામાં પ્રતિનિધિઓ નહિ મોકલવા, તથા અંગ્રેજી માલનો બહિષ્કાર કરવા ઠેકાણે ઠેકાણે ભાષણો થતાં હતાં. હિંદી મહાસભાના ધ્યેયમાં પણ ફેરફાર કરવામાં આવ્યો. વળી હિંદુ અને મુસલમાન વચ્ચે ઐકય કરવા અલીભાઈઓએ ગાંધીજીની સૂચના અનુસાર પ્રયત્ન કર્યો.

પરિણામે કેટલાક લોકો ઉશ્કેરાયા, અને ઘણે ખરે ઠેકાણે રમખાણો થયાં. ગાંધીજીને કેદ કરવામાં આવ્યા, અને દેશના બીજા આગેવાનોની પણ તેજ દશા થઈ.

પરંતુ ગાંધીજીને કારાવાસમાં મોકલ્યા પછી અ-સહકારની ચળવળનો ધીમે ધીમે લોપ થયો. ધારાસભામાં લોકો પ્રતિનિધિઓ મોકલવા લાગ્યા, અને પાંચ વર્ષના અલ્પ આયુષ્ય પછી અ-સહકારની ચળવળ પડી ભાગી.

**લૉર્ડ રેડિંગનો કારભાર:**—અ-સહકારની ચળવળ સામે ટક્કર ઝીલવાને તેણે બનતું કર્યું હતું. ઇ. સ. ૧૯૨૩ ની ધારાસભામાં મીઠાનો કર તેણે પોતાને મળેલી ખાસ સત્તાથી વધારી બેવડો કર્યો.

તુર્કસ્તાન સાથે લૉસેનના કરાર પ્રમાણે ફરીથી સલાહ થઈ, તેથી હિંદુસ્તાનના મુસલમાનોની ફરિયાદ દૂર થઈ.

હિંદુસ્તાનના ઉદ્યોગને ઉત્તેજન આપવાની યોજના ઘડવા માટે એક મંડળ નીમ્યું, જે મંડળ 'ટેરીફ-બોર્ડ' કહેવાયું. તે મંડળની સૂચના અનુસાર વડી ધારાસભામાં પોલાદના સંરક્ષણ માટે કાયદો પસાર કરવામાં આવ્યો, ઇ. સ. ૧૯૨૪.

**લૉર્ડ ઇરવીન:**—લૉર્ડ રેડિંગ ઇ. સ. ૧૯૨૬ ના એપ્રિલમાં સ્વદેશ ગયો. તેની પછી હાલના વાઇસરોય લૉર્ડ ઇરવિન હિંદમાં આવ્યા.

### પ્રશ્નો.

(૧) અ-સહકારની ચળવળ નિષ્ફળ થઈ તેનાં શાં કારણો હતાં?

(૨) લૉર્ડ રેડિંગના વખતમાં કયા કયા જાણવા જોગ બનાવો બન્યા?

# પ્રકરણ ૧૩ મું.

## લૉર્ડ ઇરવીન: ૧૬ મો વાઇસરોય.

### ( ઇ. સ. ૧૯૨૬થી ચાલુ. )

હવાઇ માર્ગનું ખૂલવું.
સાઇમન કમિશનનું આગમન.
બટલર કમિટી.
વડી ધારાસભાનું જુદું ખાતું.
પ્રજા-સલામતીનો કાયદો.
મજુરવર્ગની સ્થિતિ વિષે વિચાર કરવા નીમાએલું મંડળ.
મંત્રીઓના દસ વર્ષના અમલની સમાલોચના.

**હવાઇ માર્ગનું ખૂલવું:**—ઇ. સ. ૧૯૨૬ના એપ્રિલ માસમાં લૉર્ડ ઇરવીન હિંદના વાઇસિરોય તરીકે આવ્યા. તેમના વખતમાં હિંદુસ્તાન અને ઇંગ્લેન્ડ વચ્ચે વ્યવહાર જલદીથી તેમજ થોડાજ સમયમાં ચાલે, તેટલા માટે બન્ને દેશો વચ્ચેનો હવાઈ માર્ગ ખુલ્લો મૂકવામાં આવ્યો. વિમાનો દ્વારા હવે ઇંગ્લેન્ડ માત્ર સાત દિવસમાંજ જઈ શકાશે. નિયમિત હવાઈ વિમાનો દ્વારા વહેવાર તા. ૧લી એપ્રિલ ૧૯૨૯થી શરૂ થશે. લંડન (ક્રૅાયડન ઍરોડ્રામ) થી પારિસ, પારિસથી બેસ્લી, જીનોઆ, રોમ, સાઇરેકયુઝ, નવરીનો, ટોબ્રુક, એલેકઝાંડ્રિઆ, કેરો, ગઝા, રટબા, બગદાદ, બસરા, બુશાયર, લીંગે, જસ્ક, ગ્વાદર અને કરાંચી સુધીના રસ્તાનો વ્યવહાર-માર્ગ ખુલ્લો મુકાશે.

**સાઇમન કમિશનનું આગમન:**—મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાને દસ વર્ષ થયાં. તે સુધારા આપતી વખતે જાહેર કર્યા પ્રમાણે હિંદને જવાબદાર રાજ્યતંત્ર આપવાનો વિચાર કરવા સર જોન સાઇમનના પ્રમુખપણા નીચે એક મંડળ નીમાએલું છે. તે હાલ હિંદમાં મુખ્ય શહેરોમાં ફરે છે, અને મુખ્ય અમલદારોના અને નેતાઓના હાલમાં ચાલતું રાજ્યતંત્ર કેટલે અંશે સફળ નીવડયું છે, અને તેમાં શું સુધારા કરવાની જરૂર છે, તે વિષે અભિપ્રાયો એકઠા કરે છે. તે કમિશન આવતા એપ્રિલ માસમાં ઇંગ્લેન્ડ જશે, અને ત્યાંથી પણ અભિપ્રાયો એકઠા કરી પાર્લમેન્ટને રિપોર્ટ કરશે. પાર્લમેન્ટ તે વિષે વિચાર કરી જવાબદાર રાજ્યતંત્ર આપવા યોગ્ય પગલાં લેશે.

સાઇમન કમિશનને મદદ કરવાને માટે વડી ધારાસભા તથા પ્રાંતિક ધારાસભાઓમાંથી પણ મંડળીઓ ચુંટાયલી છે.

**બટલર કમિટીઃ**—હિંદુસ્તાનના દેશી રાજાઓને સરકાર સાથે કેવી રીતનો સંબંધ હોવો જોઇએ, તથા તેમની સાથે થએલા અગાઉના કોલ-કરારોમાં ફેરફાર કરવાની કાંઈ જરૂર છે કે કેમ, તે સંબંધી વિચાર કરવા ઇગ્લેન્ડમાં સર બટલરના પ્રમુખપણા નીચે થોડા માસ અગાઉ એક સમિતિ નીમાએલી હતી. હિંદુસ્તાનમાંથી ઘણા રાજામહારાજાઓ તેઓનો શો હક હોવો જોઇએ, તે હકીકત રજુ કરવા ઇગ્લેંડ ગયા હતા. એમ અનુમાન થાય છે, કે 'બટલર કમિટી'એ તૈયાર કરેલા રિપોર્ટના મુદ્દાઓ નીચે મુજબ છેઃ—

(૧) વાઈસરોયને શહેનશાહના પ્રતિનિધિ તરીકે દેશી રાજ્યો (સ્ટેટો) સાથે બારોબાર સંબંધ રાખવા પુરતો હક છે.

(૨) કોઇ દેશી રાજા અનીતિને રસ્તે ચાલતો હોય, સરકાર વિરુદ્ધનું વર્તન કરતો હોય, અગર તો તેના રાજ્યમાં ખૂનરેજી ચાલતી હોય, તો હિંદી સરકારને સાર્વભૌમ સત્તા તરીકે વચ્ચે પડવાનો હક છે.

(૩) તેઓના રાજ્યમાં કર ઘટાડવા વધારવા સંબંધી, અગર તો નાણાં વિષયક બાબતો ઉપર દેશી રાજાઓને પુરતો હક છે.

**વડી ધારાસભા ખાતું:**—વડી ધારાસભાના પ્રમુખ તથા સેક્રેટરી વગેરે અમલદારો માટે એક જુદું ખાતુંજ ખોલવું જોઇએ, અને તેને નીભાવવાને માટે ખર્ચની મંજુરી મેળવવા ગયા વર્ષની વડી ધારાસભાની બેઠકમાં તે સવાલ ચર્ચાયો હતો. તેઓનું 'સેક્રેટરીએટ' જુદું કરવું જોઈએ, એમ વડી ધારાસભાના પ્રમુખ ઓ૦ મિ. પટેલનો મત છે. છેવટે 'વડી ધારાસભા ખાતું' જુદું રાખવાની સરકારે બહાલી આપી છે.

**પ્રજા-સલામતીનો કાયદો:**—હિંદુસ્તાનમાં બીન કેળવાયલા વર્ગોમાં કોમી રમખાણો બહુ થાય છે. આ રમખાણો થતાં અટકાવવાને તથા તેવાં રમખાણોને ઉત્તેજન આપનારા હિંદુસ્તાનની બહારના લોકોને શિક્ષા કરવાને માટે "જાહેર સલામતી" નામનો કાયદો વડી ધારાસભાએ ચાલુ વર્ષની બેઠકમાં મંજુર રાખ્યો છે. કેટલાકનું એમ માનવું છે, કે હિંદુસ્તાન બહારના લોકો ખાસ કરીને સોવીએટ લોકો (Communism) ની ચળવળ હિંદુસ્તાનમાં ફેલાવવા માગે છે, તે અટકાવવા માટે ઉપરનો કાયદો પસાર કરેલો છે.

**મજુરવર્ગની સ્થિતિ વિષે વિચાર કરવા નીમાએલું મંડળઃ**— હાલના સમયમાં ઠેકાણે ઠેકાણે મિલના કામદારોની ફરિયાદો વધતી જાય છે. તેઓને પુરતો પગાર મળતો નથી, તેથી તેઓ હડતાળ પાડે છે; અને તેથી મિલઉદ્યોગની પ્રગતિને ધક્કો પહોંચે છે, તેથી મજુરવર્ગની અશાંતિનાં શાં કારણો છે તે તપાસવા તથા તેઓની અડચણો દૂર કરવાને કયા ઉપાયો યોજવાની જરૂર છે, તે ઉપર વિચાર કરવા એક કમિટી નીમાએલી છે, જેની અંદર હિંદીઓને પણ સ્થાન છે.

**મંત્રીઓના દસ વર્ષના અમલની સમાલોચનાઃ**—મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા પ્રમાણે પ્રાંતિક સરકારોનાં અમુક ખાતાંઓ પ્રજાએ ધારાસભામાં ચૂંટેલા અને તેઓમાંથી પ્રધાન નીમાએલાને હસ્તક સોંપવામાં આવ્યાં છે. આથી કરી પ્રજા વધારે રસ પડતો ભાગ રાજ્યતંત્રમાં લઈ શકશે તેવો ઉદ્દેશ છે; પણ પાછલાં દસ વર્ષનો ઇતિહાસ આપણે તપાસીશું, તો જાણી શકીશું કે દ્વિરાજ્યપદ્ધતિ હિંદમાં સફળ નીવડેલી નથી. જો કે મુંબઈ ઇલાકામાં તો અમુક અંશે સફળ થએલી છે, પરંતુ બંગાળા, બિહાર, વગેરેમાં તો તે સફળ નીવડી શકી નથી. આ નિષ્ફળતાનું કારણ એજ છે, કે પ્રધાનો છેક સ્વતંત્ર નથી. તેઓને ધારાસભાના સભ્યો ઉપર આધાર રાખવો પડે છે, અને સરકાર ઉપર પણ આધાર રાખવો પડે છે. જો સરકારને પગલે ન ચાલે, તો સરકાર તેમનાથી નારાજ થાય છે, ને પ્રજામત પ્રમાણે ન ચાલે, તો તેમને પોતાના હોદ્દાનું રાજીનામું આપવાની ફરજ પડે છે; એટલે કે તેઓ સ્વતંત્રપણે પોતાની ફરજ બજાવી શકતા નથી. આ નિષ્ફળતા વિષેની જુબાનીઓ હાલમાં હિંદમાં આવેલા સાઇમન કમિશનના સભ્યો રૂબરૂ ઘણી જગાએથી અપાઈ છે.

## પ્રશ્નો.

(૧) લૉર્ડ ઇરવિનના અમલમાં દેશની પ્રગતિ અને રાજ્યતંત્ર વિષે શું બન્યું છે, તે વિષે જે જાણતા હો તે લખો.

(૨) સાઇમન કમિશન અને બટલર કમિટી વિષે શું જાણો છો ?

# પ્રકરણ ૧૪ મું.

## ઉપસંહાર: ઇ. સ. ૧૮૫૮ થી ઇ. સ. ૧૯૨૮

ઈ. સ. ૧૮૫૮ થી હિંદનો કારભાર ઈંગ્લેન્ડની સરકારે પોતાને હસ્તક લીધો. આથી ઈંગ્લેન્ડના રાજ્યકર્તાને હિંદનું શહેનશાહપદ મળ્યું, ને ઇગ્લેન્ડની પાર્લમેન્ટમાં હિંદની રાજ્યવ્યવસ્થા ઉપર ધીમે ધીમે વધુ ધ્યાન અપાવા લાગ્યું. મહારાણી વિકટોરિઆના અમલમાં લૉર્ડ કેનિંગથી લૉર્ડ એલ્જિન સુધી દસ વાઈસિરોયો એક પછી એક આવ્યા. તે પછી સાતમા એડવર્ડની કારકીર્દિમાં લૉર્ડ કર્ઝન અને લૉર્ડ મિન્ટોએ હિંદના વાઇસિરોય તરીકે કામ કર્યું. તે પછી મહારાજા પંચમ જોર્જના અમલ દરમિઆન લૉર્ડ હાર્ડિંજ, લૉર્ડ ચેમ્સફર્ડ અને લૉર્ડ રેડિંગનો કારભાર પુરો થયો છે. ઇ. સ. ૧૯૨૬ ના એપ્રિલથી હિંદના વાઇસિરોય તરીકે લૉર્ડ ઈરવિન ચાલુ છે, અને તેના અમલનાં ત્રણ વર્ષ પુરાં થયાં છે.

આ સમયની અંદર સરહદ પરના દેશો સાથે થએલી લડાઇઓ તથા દેશની અંદર થએલી પ્રગતિનો સમાવેશ થાય છે. ઇ. સ. ૧૮૭૬ માં ખિલાતના ખાન સાથે થએલા કરાર મુજબ કવેટા બ્રિટિશ સરકારે સર કર્યું હતું. રશિઆ પોતાની સરહદ અફઘાનિસ્તાન તરફ વધારતું જતું હતું, તેથી ભય હતો કે કદાચ તેની નજર હિંદુસ્તાન જીતવા તરફ હોય. તે કારણથી વખતોવખત રશિઆની લાગવગ ઘટાડવા માટે બ્રિટિશ સરકારને અફઘાનિસ્તાન સાથે ખટપટમાં ઉતરવું પડયું. બીજા અફઘાન વિગ્રહને પરિણામે અમીરને પદભ્રષ્ટ કરી તેની જગાએ અબ્દુરરહેમાનને અમીર બનાવવામાં આવ્યો. તેણે અંગ્રેજ સરકારને મળતીઆ થઈ રહેવાનું કબુલ કર્યું, ત્યારથી અફઘાનિસ્તાનના અમીર સાથે બ્રિટિશ સરકારે મિત્રતા બાંધી, છતાં પણ સરહદ ઉપર આવેલી તોફાની ટોળીઓ વખતોવખત તોફાન કરી ત્રાસ આપતી હતી, તેને અંગે સરકારને તે દેશો ઉપર હુમલા મોકલવા પડયા હતા.

ઇ. સ. ૧૯૦૧ માં લૉર્ડ કર્ઝને વાયવ્ય કોણ પરનો સરહદનો પ્રાંત જુદો બનાવ્યો, અને ત્યાંના વતનીઓનુંજ લશ્કર ઉભું કરી તેમને પોતાનેજ તેમના દેશનો બચાવ સોંપ્યો. પૂર્વ તરફ ભૂતાનના લોકોએ ચડાઈ કરી, તેથી પુર્વઘાટના નામથી ઓળખાતા પ્રદેશો બ્રિટિશ સરકારને તેઓએ આપવા

પડયા. ત્રીજા બ્રહ્મી વિગ્રહને પરિણામે બ્રહ્મી રાજા થીબો પદભ્રષ્ટ થયો, અને ઉત્તર બ્રહ્મદેશ બ્રિટિશ અમલ નીચે આવ્યો.

આ સમયમાં દેશ પ્રગતિ પામતો જતો હતો. લોકો સ્થાનિક સ્વરાજ્યને માટે લાયક થતા જતા હતા, અને પોતાના હક સમજવા લાગ્યા હતા. તાર, રેલવે, અને નહેરની સગવડ થવાથી દુષ્કાળ જેવા ભયંકર સમયમાં લોકોને રાહત મળવા લાગી, અને તેથી દેશના વ્યાપારઉદ્યોગમાં વૃદ્ધિ થઈ. વારંવાર પ્લેગ અને મહામારી જેવા ભયંકર રોગ દેશમાં થવાથી દરદીઓની સારવાર માટે સરકારે ઠામઠામ ઇસ્પિતાલો સ્થાપી સુખશાંતિમાં વધારો કર્યો.

કેળવણી ઉપર પણ સરકારે પુરતું લક્ષ આપેલું છે. આને અંગે વિશ્વવિદ્યાલયો સ્થપાએલાં છે, અને હજી પણ સ્થપાતાં જાય છે. કેળવણી ઉંચા પાયા પર આપવામાં આવે છે. કેળવણીનો આ પ્રમાણે પ્રચાર થવાથી તથા છાપખાનાં ઉપરનો અંકુશ દૂર થવાથી લોકોમાં જ્ઞાનની વૃદ્ધિ થઈ છે. ઉપરનાં કારણોથી લોકો જેમ બને તેમ પોતે પોતાની સંસ્થાઓ ચલાવી શકે, અને સરકાર પાસેથી પણ પોતાની દાદ મેળવી શકે તેવા થતા જાય છે. ઇ. સ. ૧૮૯૨, ૧૯૦૯, અને ૧૯૧૯ માં પસાર થએલા ધારાસભાના કાયદાઓથી લોકોમાં પ્રજામતને સારૂં સ્થાન મળેલું છે. તેઓને પોતાનાજ પ્રતિનિધિઓ ધારાસભામાં મોકલવાની તક મળેલી છે. મોટા મોટા હિંદીઓને સરકારની ઉચ્ચ પદવી આપવામાં આવી છે. ઉપરના કાયદાઓથી તથા વખતોવખત રાજકુટુંબનાં માણસોએ હિંદમાં પધારી લોકો તરફ દીલસોજી બતાવી છે, તેથી લોકોના મન ઉપર સારી છાપ પડી છે. છેવટે એટલુંજ કે ઇ. સ. ૧૯૧૯ના નવા સુધારાને હવે દસ વર્ષ પુરાં થવા આવ્યાં છે, તેથી ઇ. સ. ૧૯૨૯માં બંધારણ વિષે વિચાર ચલાવવામાં આવે છે, ને હિંદને તેથી કંઈક વિશેષ લાભો પ્રાપ્ત થશે. અસ્તુ !

## પ્રશ્નો.

(૧) ઇંગ્લેન્ડના તાજ નીચેના લગભગ ૭૧ વરસના સમયમાં હિંદની રાજ્યવ્યવસ્થામાં શા શા ફેરફાર થયા, તે એક પછી એક ગણાવો.

(૨) આજ સુધીના વાઇસિરોયોમાં દેશની પ્રગતિમાં વધારો થાય એવાં ક્યાં ક્યાં કાર્યો થયાં છે ?

(૩) ઈંગ્લૅન્ડના રાજ્યકુટુંબીઓનાં આગમન ગણાવો. એવાં આગમનો વખતે દેશને શા શા લાભ મળ્યા છે ?

(૪) હિંદની રાજ્યવ્યવસ્થાને અંગે યોજાએલા પ્રવાસો ને પ્રયત્નો વિષે તમે શું જાણો છો ?

---

## જાણવા જોગ તવારીખ.

૧૮૫૮–૬૨ રેલવે, તાર, નહેરો, દવાખાનાં, નિશાળોની વૃદ્ધિ.
૧૮૬૩ દોસ્ત મહંમદનું મરણઃ શેરઅલી અમીર થયો.
૧૮૬૫ ભુતાન વિગ્રહ.
૧૮૬૬ ઓરિસ્સા ને પશ્ચિમ હિંદમાં દુકાળ.
૧૮૬૯–૭૨ ખેતીવાડીખાતાની સ્થાપનાઃ રસ્તા, રેલવે, નહેરોનો પ્રચાર.
૧૮૭૨ લૉર્ડ મેયોનું અન્દામાનમાં ખૂન.
૧૮૭૪ બંગાળામાં ભારે દુકાળ; દુકાળસંકટનિવારણ.
૧૮૭૫ પ્રિન્સ ઑવ્ વેલ્સનું હિંદમાં આગમન.
૧૮૭૭ દિલ્હીદરબારઃ મહારાણીએ 'કૈસરે હિન્દ' પદ ધારણ કર્યું.
„ દક્ષિણ હિંદમાં દુકાળ.
૧૮૭૮–૭૯ અફઘાન વિગ્રહઃ બ્રિટિશ સરકાર અને યાકુબખાન અમીર.
૧૮૮૦ લૉર્ડ રૉબર્ટ્સે અયુબખાનને હરાવ્યો.
૧૮૮૧ રહેમાનખાન અફઘાનિસ્તાનનો અમીર થયો.
„ મ્હૈસુરમાં હિંદુ રાજાનો અમલ શરૂ થયો.
૧૮૮૨–૮૩ મ્યુનિસિપલ કારોબારની શરૂઆત.
„ શાળાઓની સંખ્યામાં વધારો.
૧૮૮૫ ૩ જો બ્રહ્મી વિગ્રહઃ ઉપલો બ્રહ્મદેશ બ્રિટિશ રાજ્યમાં જોડાયો.
૧૮૮૫ હિંદી રાષ્ટ્રીય મહાસભાની શરૂઆત.
૧૮૮૭ મહારાણીની ગોલ્ડન જ્યુબિલિઃ સુવર્ણ મહોત્સવ.
„ ગ્વાલીઅર સિંધીઆને પાછું સોંપ્યું.
૧૮૯૨ ધારાસભાને લગતો કાયદો.

૧૮૯૭ હીરક મહોત્સવઃ ડાયમંડ જ્યુબિલિ.
„ મુંબઈમાં ભયંકર મરકીઃ પ્લેગ.
૧૯૦૦ હિંદમાં ભયંકર દુકાળઃ છપ્પનીઓ દુકાળ.
૧૯૦૧ મહારાણીનો સ્વર્ગવાસ.
„ નામદાર શહેનશાહ સાતમા એડવર્ડ ગાદીનશીન થયા.
૧૯૦૨ વિશ્વવિદ્યાલયનો કાયદો.
૧૯૦૩ દિલ્હીમાં કોરોનેશન દરબાર.
૧૯૦૫ લૉર્ડ કીચરન હિંદનો મુખ્ય સેનાપતિ બન્યો.
„ નામદાર પ્રિન્સ ઑવ્ વેલ્સની હિંદમાં પધરામણી.
„ બંગાળાના ભાગલાઃ બંગભંગ.
૧૯૦૯ મિન્ટો–મોર્લી સુધારાઃ હિંદી ધારાસભાનો કાયદો.
૧૯૧૦ સાતમા એડવર્ડનું અવસાન.
૧૯૧૧ દિલ્હીદરબારઃ નામદાર શહેનશાહ પાંચમા જોર્જ દિલ્હીની ગાદીએ બેઠા. દિલ્હીને પાયતખ્ત જાહેર કરવામાં આવ્યું. બંગાળાના ભાગલા રદ કરવામાં આવ્યા.
૧૯૧૪ યુરોપનો મહાવિગ્રહ મંડાયો.
૧૯૧૮ મહાવિગ્રહની સમાપ્તિ.
૧૯૧૯ અમીર હબીબુલ્લાનું ખૂન. રૌલેટ ઍક્ટ. મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા.
૧૯૨૦ નવું હિંદી રાજ્યબંધારણઃ શાહી ઢંઢેરો.
૧૯૨૧ ડ્યુક ઑવ્ કોનોટની હિંદમાં પધરામણી.
૧૯૨૧–૨૨ નામદાર પ્રિન્સ ઑવ્ વેલ્સની હિંદમાં પધરામણી.
૧૯૨૧ નરેન્દ્રમંડળની સ્થાપના.
૧૯૨૪ ટેરીફ બોર્ડ.
૧૯૨૮–૨૯ સાઇમન કમિશન.

# બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદુસ્તાનનો રાજ્યવહીવટ.



# પ્રકરણ ૧ લું.

## હિંદના રાજ્યબંધારણનો ઉદય.

ઈસ્ટ ઈંડિઆ કંપનિનો કારભાર. | આવેલી રાજનીતિ.
ઈ. સ. ૧૮૫૮ પછી ધારણ કરવામાં | મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા.

**ઈસ્ટ ઈંડિઆ કંપનિનો કારભારઃ**—આપણે પાછળ વાંચી ગયા કે પોર્ટુગીઝ લોકો અને ડચ લોકોને દરીઆપારના દેશો સાથે વેપાર ચલાવતા અને તે વેપારથી સમૃદ્ધ થતા જોઈ, અંગ્રેજ લોકોને પણ પૂર્વના દેશો જોડે વેપાર કરવાની અભિલાષા ઉત્પન્ન થઈ. તેટલા માટે બીજી યુરોપીય પ્રજાઓ સાથે હરિફાઈમાં ઉતરવા ઈ. સ. ૧૬૦૦ માં 'ઈસ્ટ ઈંડિઆ કંપનિ'ને ઈગ્લેન્ડના રાજ્યકર્તા તરફથી હિંદુસ્તાનમાં વેપાર કરવાની સનંદ આપવામાં આવી. ત્યાર પછી ધીમે ધીમે હિંદુસ્તાનનાં મુખ્ય શહેરોમાં વેપારી કોઠીઓ સ્થાપવામાં આવી. શામ, દામ, અને ભેદ એ સિદ્ધાંતોના આધારે બ્રિટિશ કંપનિની પ્રગતિ થતી ગઇ, અને બીજી હરિફ કંપનિઓની અધોગતિ થતી ગઇ. તેનો મુખ્ય ઉદ્દેશ વેપાર કરવાનો હતો, અને વેપારના કામમાં અડચણ પડે, તો તરવારથી પણ પોતાનો બચાવ કરવા કંપનિના અમલદારો ચુકતા નહિ.

ઇ. સ. ૧૭૫૭ ના પ્લાસીના યુદ્ધમાં મળેલા વિજય ઉપરથી સાબીત થયું, કે અંગ્રેજોની સામે હરિફાઈ કરી શકવાને કોઈ બીજી યુરોપી પ્રજા સમર્થ નહોતી. ત્યાર પછી જેમ જેમ કંપનિના તાબામાં મુલકો આવતા ગયા, તેમ તેમ તે મુલકોની વ્યવસ્થા કરવાની કંપનિના વ્યવસ્થાપકોને જરૂર પડી. જ્યારે વૉરન હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર નિમાયો, ત્યારે કંપનિની સત્તા દઢ કરવાના ઉપાયો લેવામાં, દેશી રાજાઓની સાથે લડવામાં, અને હરિફ કંપનિઓને નિર્બળ કરવામાં કંપનિએ ઘણુંજ ખર્ચ કર્યું હતું, તેથી કંપનિ દેવામાં ઉતરી પડી હતી, અને તે દેવું પતાવવા માટે કંપનિએ ઈગ્લેન્ડની પાર્લમેન્ટ પાસે ઉછીતાં નાણું માગ્યાં હતાં. ઈગ્લેન્ડના મુખ્ય પ્રધાન લૉર્ડ નૉર્થે એવી સરતે નાણાં આપવા કબુલ કર્યું, કે કંપનિના કારભારમાં ઈગ્લેંડની પાર્લમેન્ટ ઇચ્છે તે પ્રમાણે ફેરફારો કરવા. કંપનિને

આ વાત કબુલ કરવી પડી, અને ઈ. સ. ૧૭૭૩ માં 'રેગ્યુલેટિંગ ઍક્ટ' એટલે કે 'નિયામક ધારો' પસાર કરવામાં આવ્યો. ત્યારથી થોડાં થોડાં વર્ષોને અંતરે ઇંગ્લેન્ડની પાર્લમેન્ટે કંપનિના રાજ્યતંત્રમાં માથું મારવા માંડયું. આથી કંપનિની સત્તા દિવસે દિવસે ઘટતી ગઇ, અને પાર્લમેન્ટની સત્તા વધતી ગઇ. તેમાં આ ધારો એ પ્રથમ પગથીઉં હતું. ત્યારથી તે હાલના રાજ્યતંત્ર સુધી કયા ધારાઓ ઘડાયા તે હવે આપણે તપાસીએ.

ઈ. સ. ૧૭૭૩ માં 'રેગ્યુલેટિંગ ઍક્ટ', ઈ. સ. ૧૭૮૪ માં 'પિટ્ટનો કાયદો' અને ઈ. સ. ૧૮૧૩, ઇ. સ. ૧૮૩૩, ઇ. સ. ૧૮૫૩ અને ઇ. સ. ૧૮૫૮ માં પાર્લમેન્ટે કંપનિનો કારભાર સુધારવા અને છેવટે કંપનિ પાસેથી હિંદનો રાજ્યકારભાર 'તાજ'ને સોંપવા માટે જે જે ધારાઓ પસાર કર્યા, તેનું ટુંક બ્યાન પ્રસંગે પ્રસંગે પાછળ આવી ગયું છે, છતાં મુખ્ય ધારાઓનું જૂજ વર્ણન અહીં અસ્થાને નહિ ગણાય.

**ઇ. સ. ૧૮૫૮ પછી ધારણ કરવામાં આવેલી રાજનીતિઃ**— ઇ. સ. ૧૮૫૮ ના ધારાથી કંપનિના માલિકો અને સંચાલકોની મંડળીઓને કાઢી નાખવામાં આવી, અને હિંદુસ્તાનના રાજ્યતંત્રનો ભાર ઇંગ્લેન્ડના રાજ્યકર્તાએ પોતે વહન કર્યો, અને ઇંગ્લેંડમાં હિન્દુસ્તાનનું કામકાજ કરવા એક હિંદી પ્રધાન અને તેના મંડળની સ્થાપના કરવામાં આવી.

હિંદુસ્તાનમાં તે સત્તા વાઇસિરોયને અને તેની મંડળીને સોંપવામાં આવી, અને વાઇસિરોયને મદદ કરવા પ્રાંતિક ગવર્નરો અને તેમની મંડળીઓને કારભાર સોંપ્યો. ઇ. સ. ૧૮૬૧ માં વડી ધારાસભા અને પ્રાંતિક ધારાસભાઓ સ્થાપવામાં આવી, જેમાં હિંદીઓને પણ હિંદુસ્તાનના લોકોના પ્રતિનિધિ તરીકે બેસવાની તક આપવામાં આવી.

ઇ. સ. ૧૮૯૨ માં વેપારી મંડળ દ્વારા, વિશ્વવિદ્યાલય દ્વારા, અને સુધરાઈ સમિતિ દ્વારા ધારાસભાઓમાં પ્રતિનિધિ મોકલવાનો હક આપવામાં આવ્યો. જેમ જેમ લોકો કેળવાએલા થતા ગયા અને પોતાના હક સમજવા લાગ્યા, તેમ તેમ રાજ્યતંત્રની જવાબદારીમાં તેઓને ભાગીદાર બનાવવામાં આવ્યા. આ કારણથી ઇ. સ. ૧૯૦૯ માં હિંદી પ્રધાન લૉર્ડ મોર્લી અને

વાઈસરોય લૉર્ડ મિન્ટોની સંયુક્ત યોજનાથી બીનઅમલદાર સભાસદોની સંખ્યા ધારાસભામાં વધારવામાં આવી, સભ્યોને પ્રશ્નો પૂછવાનો હક આપવામાં આવ્યો, અને ખુદ વાઇસરોયની કારોબારી સમિતિમાં એક હિન્દી સભ્યને દાખલ કરવામાં આવ્યો.

**મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા:**—મોર્લી–મિન્ટોના ધારાસભાના કાયદાથી હિંદીઓમાં જોઇએ તેવો સંતોષ ફેલાયો નહિ. ત્યાર પછી જ્યારે ઇ. સ. ૧૯૧૪ માં મહાન્ વિગ્રહની શરૂઆત થઈ, ત્યારથી તે એ વિગ્રહની પૂર્ણાહુતિ સુધીમાં હિંદુસ્તાનનાં રાજ્યોએ અને પ્રજાએ તન, મન, અને ધનથી સરકારને મદદ કરવામાં કશી કચાશ રાખી નહિ. તેની કદર બૂઝીને હિંદી પ્રધાન લૉર્ડ મૉન્ટેગ્યુને હિંદમાં રાજદ્વારી તંત્રનો ખ્યાલ કરવાને મોકલવામાં આવ્યા. તેઓ મોટી મોટી જગાઓએ ગયા, અને તે વખતના વાઈસરોય લૉર્ડ ચેમ્સફર્ડ અને તેમના સતત પ્રયાસથી હિંદને રાજ્યતંત્રમાં જવાબદાર ગણવા સુધારાની એક યોજના ઇ. સ. ૧૯૧૭ માં ઘડી કાઢવામાં આવી, અને તે મુજબ ઇ. સ. ૧૯૧૯ માં હિંદુસ્તાનની ધારાસભાનો કાયદો પસાર કરવામાં આવ્યો. તે મુજબ રાજ્યતંત્રમાં નીચે મુજબ ફેરફાર કરવામાં આવ્યા.

(૧) હિંદી પ્રધાન અને મંત્રીમંડળનો પગાર અગાઉ હિંદુસ્તાનના ખજાનામાંથી અપાતો હતો, તેને બદલે હવે ઇંગ્લેન્ડના ખજાનામાંથી આપવો એવો ઠરાવ આ ધારાથી થયો.

(૨) હિંદી પ્રધાનના મંડળમાં ઓછામાં ઓછા ૮ સભ્યો અને વધારેમાં વધારે ૧૨ સભ્યો નીમવાનો ઠરાવ કર્યો, જેમાંના ત્રણ હિંદીઓ હોવાજ જોઇએ.

(૩) આડતના વેપારનું કામકાજ 'હાઇ કમિશનર ફૉર ઇંડિઆ' ને સોંપવામાં આવ્યું.

આ ઉપરાંત હિંદી સરકાર અને પ્રાંતિક સરકારોમાં થએલા સુધારાઓ બીજા પ્રકરણમાં જણાવવામાં આવશે.

## પ્રશ્નો.

(૧) હિંદના રાજ્યબંધારણના ઉદયનો ટુંક હેવાલ આપો.
(૨) મૉન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા વિષે તમે શું જાણો છો ?

---

# પ્રકરણ ૨ જું.

## હિંદી પ્રધાન અને તેનું મંડળ.

**હિંદી પ્રધાનની સત્તા. | હિંદી પ્રધાનમંડળની સત્તા.**
**હિંદી પ્રધાનનું મંડળ. | હાઇ કમિશનર ફૉર ઇંડિઆ.**

**હિંદી પ્રધાનની સત્તાઃ**—હિંદુસ્તાનના રાજ્યકારભાર માટે ઇંગ્લેન્ડમાં હિંદી પ્રધાન અને તેનું મંડળ જવાબદાર છે. હિંદી પ્રધાન એ ઇંગ્લેન્ડના પ્રધાનમંડળ માંહેનો એક સભ્ય છે, અને તે પાર્લમેન્ટનો પણ સભ્ય હોઈ હિંદુસ્તાનના કારભાર વિષે બધા ખુલાસા આપે છે.

હિંદુસ્તાન સાથેનો પત્રવ્યવહાર તેની સહીથીજ થાય છે, અને હિંદુસ્તાનમાંથી લખાણ વગેરે તેનેજ મોકલવામાં આવે છે. હિંદી પ્રધાનની પરવાનગી સિવાય કોઈ પણ દેશ સાથે હિંદી સરકાર લડાઇ જાહેર કરી શકે નહિ. વળી તે ઉપરાંત ખુદ વાઇસિરોય સિવાય બધા અમલદારોની નીમણુક તે કરી શકે છે, અને તેઓને બરતરફ પણ કરી શકે છે.

**હિંદી પ્રધાનનું મંડળઃ**—ગયા પ્રકરણમાં આ મંડળના બંધારણ વિષે થોડુંક કહેવામાં આવ્યું છે. તેના સભ્યોમાંના અર્ધા સભ્યોએ હિંદુસ્તાનમાં ઓછામાં ઓછાં ૧૦ વર્ષ નોકરી કરેલી હોવી જોઈએ, અને નીમણુક થયા પહેલાં પાંચ વર્ષે અગર તો તેની અંદર હિંદુસ્તાન છોડયું હોવું જોઇએ. ઈ. સ. ૧૯૧૯ ના ધારાની રૂએ દરેક સભ્ય ૭ વરસ સુધી અગર જરૂર જણાય તો ૧૦ વરસ સુધી રહી શકે છે. દરેક સભ્યનો વાર્ષિક પગાર ૧૨,૦૦ પાઉન્ડનો ઠરાવવામાં આવ્યો છે, અને હિંદી સભ્યોને તે ઉપરાંત ૬,૦૦ પાઉન્ડ વધારે મળે છે. ખાસ શહેનશાહ અને પાર્લમેન્ટની મંજુરી સિવાય કોઈ પણ સભ્યને હિંદી પ્રધાન બરતરફ કરી શકે નહિ.

**હિંદી પ્રધાનમંડળની સત્તાઃ**—સાધારણ બાબતોમાં હિંદી પ્રધાન મંડળની સલાહ પૂછીને કામ કરે છે, પણ અગત્યની બાબતોમાં તે મંડળની ઉપરવટ થઈને પણ સ્વતંત્ર અભિપ્રાયથી કામ કરી શકે છે. પરંતુ હિંદના ખર્ચની બાબતમાં અને સનંદી નોકરોની નીમણુક કરવાની બાબતમાં હિંદી પ્રધાનને તેના મંડળની સલાહ પ્રમાણે ચાલવું પડે છે.

હિંદી પ્રધાન અને તેના મંડળને એકત્ર નામ ' ઇંડિઆ ઓફિસ ' આપવામાં આવેલું છે.

**હાઈ કમિશનર ફૉર ઈંડિઆ:**—તેનું કામ આડત બાંધવાનું, હિંદુસ્તાનના વેપાર ઉપર દેખરેખ રાખવાનું, અને ઈંગ્લેંડમાં અભ્યાસ કરતા હિંદી વિદ્યાર્થીઓ તરફ દેખરેખ રાખવાનું છે. આ જગા હંમેશાં અનુભવી હિંદી અમલદારનેજ આપવામાં આવે છે, અને તે પાંચ વર્ષ સુધી તે જગા પર રહી શકે છે.

### પ્રશ્નો.

(૧) હિંદી પ્રધાન અને તેનું મંડળ કેવી રીતે હિંદનો કારભાર ચલાવે છે? તેની શી શી સત્તા છે?

(૨) ઇ. સ. ૧૯૧૯ ના કાયદાથી હિંદી પ્રધાનના મંડળમાં કયા ફેરફારો કરવામાં આવ્યા છે?

(૩) હાઈ કમિશનર ફૉર ઇંડિઆની ફરજો વિષે ટુંકી હકીકત લખો.

---

## પ્રકરણ ૩ જું.

## હિંદી સરકાર.

**હિંદી સરકાર એટલે શું?**
**વાઈસરોયની સત્તા.**
**વાઈસરોયની કારોબારી સભા.**
**ધારાસભાઃ કાઉન્સિલ ઑફ્ સ્ટેટ અને લેજિસ્લેટિવ એસેમ્બ્લિ.**
**કાયદાઓ કેવી રીતે પસાર થાય છે?**

**હિંદી સરકાર એટલે શું?**—આપણા શહેનશાહ પંચમ જ્યોર્જની વતી રાજ્યતંત્ર ચલાવવાને માટે હિંદુસ્તાનમાં તેમના પ્રતિનિધિની નીમણુક કરેલી છે. તે પ્રતિનિધિને વાઇસરોય કહેવામાં આવે છે. હિંદુસ્તાનમાં વાઇસરોયની સત્તા સર્વોપરિ છે. તેને મદદ કરવાને માટે કારોબારી સભા તથા ધારાસભાઓ આપવામાં આવેલી છે. તેની નીમણુક વડા પ્રધાનની સંમતિથી શહેનશાહ પોતે કરે છે. હાલના વાઇસરોય લૉર્ડ ઇરવિન છે. આમ વાઇસરોય અને તેમની મદદનીશ સભા તથા ધારાસભાઓને ' હિંદી સરકારનું' એકત્ર નામ આપવામાં આવ્યું છે.

**વાઈસરોયની સત્તાઃ**—વાઈસરોય હિંદુસ્તાન ઉપર સંપૂર્ણ સત્તા ભોગવે છે. પ્રાંતિક ગવર્નરો અને તેઓની સભાઓ પર તેનો અંકુશ છે. હિંદી પ્રધાનની સૂચના પ્રમાણે તે રાજનીતિ ધારણ કરે છે. કોઈ બીજી પ્રજા સાથે લડાઈ કરવી હોય, તો હિંદી પ્રધાનની મંજુરી તેને મેળવવી પડે છે. દેશી રાજ્યો તેની સંપૂર્ણ સત્તા નીચે છે. વળી તે ગુનેગારોને માફી આપી શકે છે. હિંદુસ્તાનને માટે તે કાયદાઓ પસાર કરી શકે છે.

**વાઈસરોયની કારોબારી સભાઃ**—કારોબારી સભા વાઈસરોયને રાજ્ય કરવામાં મદદ કરે છે. તેમાં વાઈસરોય પોતે પ્રમુખ છે, તથા તે ઉપરાંત બીજા સાત સાધારણ સભ્યો છે, જેમાંનો એક હિંદુસ્તાનના લશ્કરનો સેનાધિપતિ છે. દરેક સભાસદને એક અગર બે ખાતાં સોંપવામાં આવેલાં છે, અને તે ખાતાંઓ ઉપર તે સભ્યનો સંપૂર્ણ અમલ ચાલે છે. વાઈસરોયે પોતે પરદેશખાતું તથા દેશી રાજ્યોની સાથે વ્યવહાર ચલાવવાનું રાખેલું છે. તે સિવાય પ્રાંતિક સરકારખાતું, ખેતીવાડી અને મહેસુલ, વેપાર અને ઉદ્યોગ ખાતું, ધારા ઘડવાનું અને પસાર કરવાનું ખાતું, લશ્કરી ખાતું, કેળવણી ખાતું, અને ખર્ચખાતું વગેરે મળી અનેક ખાતાંઓ થાય છે. કારોબારી સભામાં ત્રણ હિંદી સભ્યો છે.

**ધારાસભાઃ**—વડી ધારાસભાના બે વિભાગ પડેલા છે. (૧) કાઉન્સિલ ઑાવ્ સ્ટેટ, અને (૨) લેજિસ્લેટિવ એસેમ્બ્લિ. કોઈ પણ ખરડો બન્ને સભાઓમાંથી પસાર થાય અને તેને વાઈસરોયની અનુમતિ મળે, ત્યારેજ તે કાયદા તરીકે પ્રસિદ્ધ થાય છે.

**કાઉન્સિલ ઑાવ્ સ્ટેટઃ**—આ સભામાં ૬૦ સભાસદો હોય છે. તેમાંના ૩૩ ને પ્રજાએ ચૂંટી કાઢેલા હોય છે, ને બાકીનાને સરકાર નીમે છે. આ સભામાં સભ્યો ચૂંટી કાઢવા માટે મત કોણ આપી શકે? જેઓ ૨૧ વર્ષની ઉંમરે પહોંચેલા હોય અને બ્રિટિશ હિંદમાં વસતા હોય, અને રૂા. ૨૦૦૦ નો અગર તેથી વધારે જમીનવેરો ભરતા હોય, અગર ૩૦,૦૦૦ ની વાર્ષિક આવક ઉપર આવક વેરો ભરતા હોય, અગર તો જેઓના

તાબામાં આખું ગામ હોય, તેઓજ ફક્ત આ સભાના સભાસદોને ચૂંટવાનો મત આપી શકે. વાઇસરોય આ સભાના પ્રમુખના નીમણુક કરે છે. આ સભાના સભ્યો 'ઓનરેબલ'ના પદથી ઓળખાય છે. આ સભાના સભ્યોની નીમણુક પાંચ વર્ષ માટે કરવામાં આવે છે.

**લેજિસ્લેટિવ એસેમ્બ્લિ**:—આ સભામાં કુલ ૧૪૪ સભ્યો હોય છે, જેમાંથી ૧૦૩ ને લોકોએ ચૂંટેલા હોય છે, ને બાકીના ૪૧ ને સરકારે નીમેલા હોય છે. તે ૪૧ સભ્યોમાંથી ૨૬ સરકારી અમલદારો હોય છે. જેઓ ૨૧ વર્ષની ઉંમરના કે તેથી મોટા પણ જેઓ બ્રિટિશ હિંદમાં રહેતા હોય, તેમજ જેઓ રૂ. ૭૫ નો વાર્ષિક જમીનવેરો ભરતા હોય તેઓ, અગર તો જેઓ આવક વેરો ભરતા હોય તેઓનેજ આ સભાના સભ્યોને મત આપવાનો અધિકાર હોય છે. આ સભાના સભ્યોની નીમણુક ત્રણ વર્ષ માટે કરવામાં આવે છે. આ સભાના પ્રમુખને સભ્યોજ ચૂંટી કાઢે છે.

**કાયદાઓ કેવી રીતે પસાર થાય છે?**:—પહેલવહેલાં ખરડો સભામાં લાવવાની પરવાનગી મેળવવી પડે છે. પરવાનગી મળ્યા પછી તેને છપાવી સભ્યોની અંદર ફેરવવામાં આવે છે, અને છેવટે તે સભામાં લાવવામાં આવે છે. ત્યાં તે પસાર થાય છે, અગર તો રદ થાય છે. જો ખરડો લાવનાર સભાસદ લેજિસ્લેટિવ એસેમ્બ્લિમાં હોય, તો તે ખરડો પહેલાં ત્યાં પસાર કરી કાઉન્સિલ ઑવ્ સ્ટેટમાં લાવવામાં આવે છે, અને ત્યાં પસાર થયા પછી વાઇસરોયની સંમતિ મેળવવામાં આવે છે, અને છેવટે તે કાયદા તરીકે પ્રસિદ્ધ થાય છે.

જો સરકારી ખરડો હોય તો તે લેજિસ્લેટિવ એસેમ્બ્લિમાં પહેલાં પસાર થાય છે, ને પછી કાઉન્સિલ ઑવ્ સ્ટેટમાંથી પસાર થાય છે. જો એસેમ્બ્લિ પસાર ન કરે, અને વાઇસરોય અને તેની કારોબારી સભાને એમ લાગે કે ખરડો પ્રજાહિતને માટે મંજુર કરવાની જરૂર છે, તો તે કાઉન્સિલ ઑવ્ સ્ટેટમાં પસાર કરાવી મંજુર કરવાની વાઇસરોયને સત્તા છે. આ બંને સભાઓને વાઇસરોય મરજી પડે ત્યારે બરખાસ્ત કરી શકે છે.

### પ્રશ્નો.

(૧) વાઇસરોય હિંદુસ્તાન પર કેવી રીતે અખત્યાર ચલાવે છે?

(૨) લેજિસ્લેટિવ એસેમ્બ્લિ ને કાઉન્સિલ ઑવ્ સ્ટેટનું બંધારણ શું છે?

(૩) કોઈ પણ કાયદો બન્ને સભામાંથી કેવી રીતે પસાર થાય છે, તેની ટુંક વિગત આપો.

---

## પ્રકરણ ૪ થું.

### પ્રાંતિક રાજ્યવ્યવસ્થા.

**હિંદુસ્તાનના રાજકીય વિભાગો. ગવર્નરોની સત્તા નીચેના પ્રાંતો. પ્રાંતિક રાજ્યવ્યવસ્થા. | મંત્રીઓ અને તેમનો ગવર્નર સાથેનો સંબંધ. ગવર્નરની કારોબારી સભા. પ્રાંતિક ધારાસભા.**

**હિંદુસ્તાનના રાજકીય વિભાગો:**—હિંદુસ્તાનનો રાજ્યવહીવટ સારી રીતે અને સરળતાથી ચાલી શકે, તેટલા માટે તેના ૧૫ વિભાગો કરવામાં આવ્યા છે. તેમાંના કેટલાક પ્રાન્તો ગવર્નરોના અમલ નીચે છે, અને કેટલાકમાં કમિશનર વગેરે વ્યવસ્થા કરે છે. કેટલાક પ્રાન્તો પર એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ અથવા તો રેસીડન્ટ પણ અમલ ચલાવે છે. ગવર્નરોને રાજ્યકાર્યમાં મદદ કરવાને માટે કારોબારી સભાઓ તથા ધારાસભાઓ આપેલી હોય છે.

**ગવર્નરોની સત્તા નીચેના પ્રાંતો:**—ઉપર જણાવેલા પૈકી બંગાળા, મુંબઈ, મદ્રાસ, બિહાર અને ઓરિસ્સા, સંયુક્ત પ્રાન્તો, પંજાબ, મધ્ય પ્રાન્તો અને વરાડ, આસામ, અને બ્રહ્મદેશમાં રાજ્યવહીવટ ગવર્નરો કરે છે. ઇ. સ. ૧૯૧૯ ના નવા સુધારા અમલમાં મુકાયા તે પહેલાં માત્ર મુંબઈ, મદ્રાસ, અને બંગાળા ઇલાકામાંજ ગવર્નરો વહીવટ ચલાવતા. ઇ. સ. ૧૭૭૩ ના રેગ્યુલેટિંગ ઍક્ટ પછી બંગાળાના ગવર્નરને ગવર્નર-જનરલ બનાવવામાં આવ્યો હતો, પણ મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા પછી ઉપર જણાવેલા પ્રાન્તો પર ગવર્નર અમલ ચલાવે છે. બંગાળા, મુંબઈ, અને મદ્રાસના ગવર્નરોની નીમણુક શહેનશાહ પોતે કરે છે, જ્યારે અન્ય પ્રાન્તોના ગવર્નરની નીમ-

ણુક કરતી વખતે શહેનશાહ વાઈસરૉયની સલાહ લે છે. તે ઉપરાંત મુંબઇ, મદ્રાસ, અને બંગાળાના ગવર્નરો પરભાર્યાં સેક્રેટરી ઑવ્ સ્ટેટની સાથે પત્ર-વ્યવહાર ચલાવી શકે છે. બંગાળા, મુંબઇ, મદ્રાસ, અને સંયુક્ત પ્રાન્તોના ગવર્નરોનો વાર્ષિક પગાર રૂ.૧,૨૮,૦૦૦ હોય છે, જ્યારે અન્ય ગવર્નરોનો પગાર તેનાથી ઓછો હોય છે.

**પ્રાંતિક રાજ્યવ્યવસ્થાઃ**—પ્રાન્તોની રાજ્યવ્યવસ્થા ગવર્નરો કરે છે, છતાં પણ અમુક વિષયો ઉપર તો હિંદી સરકારનીજ સત્તા ચાલે છે. જેવી કે લશ્કરની વ્યવસ્થા, દેશી રાજ્યો સાથેની નીતિ, પરદેશખાતું, રેલવે, ટપાલ, તારખાતાંઓ વગેરે ઉપર હિંદી સરકાર પોતે દેખરેખ રાખે છે; બાકીના વિષયો જેવા કે મહેસુલનું ખાતું, જેલખાતું, પોલિસખાતું, જંગલ ખાતું, સ્થાનિક સ્વરાજ્ય, કેળવણીખાતું તેમજ વૈદકીય અને આરોગ્ય ખાતા પર ગવર્નરોનો અંકુશ હોય છે.

નવા સુધારા દાખલ થયા પછી પ્રાંતિક સરકારની વ્યવસ્થામાં દ્વિ-રાજ્યપદ્ધતિ દાખલ કરેલી છે. જમીનની મહેસુલનું ખાતું, દુષ્કાળનિવારણખાતું, ન્યાયખાતું, કરવેરાખાતું, પોલિસ અને જેલ વગેરે ખાતાંતો "રિઝર્વ્ડ સબજેક્ટસ"–સ્વાયત્ત ખાતાં કહેવાય છે, જેના ઉપર ગવર્નરો અને તેની કારોબારી સભાનો અમલ ચાલે છે; જ્યારે સ્થાનિક સ્વરાજ્ય, કેળવણી, આરોગ્ય, ખેતીવાડી અને વ્યાપારઉદ્યોગ ખાતાંઓ જેઓ "ટ્રાન્સફર્ડ સબ-જેક્ટસ–સોંપેલાં ખાતાંઓ કહેવાય છે તેઓ મંત્રીઓના તાબામાં છે.

**મંત્રીઓ અને તેમનો ગવર્નરો સાથેનો સંબંધઃ**—જે સભ્યો ધારાસભામાં ચુંટાએલા હોય, તેઓમાંથી ગવર્નરો મંત્રીઓની નીમણુક કરે છે. તેઓને અમુક ખાતાંઓ સોંપે છે, અને તેઓને વાર્ષિક પગાર રૂ. ૬૪,૦૦૦ સુધી હોય છે. જ્યાં સુધી પ્રજાનો વિશ્વાસ તેઓના પર હોય છે, ત્યાં સુધી તેઓ મંત્રીપદ ઉપર રહે છે, અને જ્યારે વિશ્વાસ ખૂએ છે, ત્યારે તેઓ પોતાના હોદ્દાનું રાજીનામું આપે છે. તેઓ ગવર્નરની સત્તા નીચે હોય છે, અને જો તેઓ ગવર્નર સાથે એકમત થતા નથી, તો તેઓને રાજીનામું આપવું પડે છે. મંત્રીઓ ત્રણ વર્ષ સુધી પોતાના હોદ્દા પર રહે છે, અને જો તેઓ ફરીથી ધારાસભામાં ચુંટાય, તો તેઓને વધારે વખત સુધી પોતાના હોદ્દા પર રહેવાનું કે એવો બીજો હોદ્દો પ્રાપ્ત કરવાનું બની શકે છે.

**ગવર્નરની કારોબારી સભા:**—મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા પ્રમાણે કારોબારી સભામાં બેથી ચાર સભ્યો હોય છે. તે બેમાંનો એક યુરોપિયન હોય છે, અને બીજો હિંદી હોય છે. તેઓની નીમણુક શહેનશાહ કરે છે, અને પાંચ વર્ષ સુધી તેઓ સભ્ય તરીકે રહી શકે છે. ગવર્નર પોતે તે સભાનો પ્રમુખ હોય છે, અને સભ્યોની મદદથી "રિઝર્વ્ડ સબજેક્ટસ" પર અમલ ચલાવે છે.

**પ્રાન્તિક ધારાસભા:**—પ્રાન્તિક ધારાસભાઓના સભ્યોની સંખ્યા નીચે પ્રમાણે છે. મુંબઈમાં ૧૧૧, મદ્રાસમાં ૧૨૭, બંગાળામાં ૧૩૯, અને સંયુક્ત પ્રાન્તોમાં ૧૨૩. તેવી રીતે બધા પ્રાન્તોમાં સંખ્યા ઓછીવત્તી હોય છે. આ બધા સભ્યો પૈકી ૨૦ ટકા જેટલા સભ્યો સરકારી અમલદારો હોય છે, અને બાકીના ચુંટાયલા હોય છે. ધારાસભાના પ્રમુખની ચૂંટણી પણ ધારાસભાજ કરે છે. ધારાઓ પસાર કરવાની, પ્રજાહિતના વિષયો ચર્ચવાની, અને અમુક અગત્યની બાબતો સરકારના ધ્યાન પર મૂકવાની ધારાસભાઓને સત્તા છે.

ધારાસભાના સભ્યોને પ્રજા ચૂંટી કાઢે છે, અને જેઓ ૨૦ વર્ષની વયની ઉપર હોય, અને જેઓ બ્રિટિશ હિંદુસ્તાનના વતની હોય, તેમજ જેઓ વાર્ષિક ઘરભાડું રૂ. ૩૬ આપતા હોય, અને જેઓ આવક વેરો ભરતા હોય, તેઓને મત આપવાનો અધિકાર છે.

### પ્રશ્નો.

(૧) નવા સુધારા પ્રમાણે પ્રાન્તિક રાજ્યવ્યવસ્થા કેવી રીતે કરવામાં આવી છે?

(૨) મંત્રીઓ અને તેઓનો ગવર્નર સાથેનો સંબંધ કેવો છે તે લખો.

(૩) પ્રાન્તિક ધારાસભાઓનું અને કારોબારી સભાઓનું બંધારણ કેવી રીતનું છે તે જણાવો.

(૪) "રીઝર્વ્ડ સબજેક્ટસ" અને "ટ્રાન્સફર્ડ સબજેક્ટસ" એટલે શું, તે દાખલા આપી સમજાવો.

# પ્રકરણ ૫ મું.

## દેશી રાજ્યો.

દેશી રાજ્યોની વ્યવસ્થા.
દેશી રાજ્યોના વર્ગો.
બ્રિટિશ સરકાર સાથે દેશી રાજ્યોનો સંબંધ.
નરેન્દ્ર મંડળ.

**દેશી રાજ્યોની વ્યવસ્થા:**—ઇ. સ. ૧૮૫૭ પછી દેશી રાજ્યોની વ્યવસ્થા સંગીન પાયા ઉપર મૂકવામાં આવી છે. દેશી રાજાઓ તેઓની હદમાં તેઓની મરજી પડે તેમ રાજ્ય ચલાવી શકે છે, અને તેઓના હકને બ્રિટિશ સરકાર સંપૂર્ણ માન આપે છે. પરંતુ તેઓ સુરક્ષિતપણે તેઓની પ્રજા પર સુજ્ઞ રાજનીતિથી રાજ્ય ચલાવી શકે, તેટલા માટે બ્રિટિશ સરકાર તેઓના પર દેખરેખ રાખે છે.

ઇ. સ. ૧૯૧૯ ના કાયદા પછી ઘણાં ખરાં દેશી રાજ્યો હિંદી સરકારની પરભારી દેખરેખ નીચે મૂકવામાં આવ્યાં છે. તેઓમાંનાં ઘણાંખરાંમાં રેસીડન્ટ નીમેલો હોય છે, જ્યારે કેટલાંક રાજ્યોમાં એજંટ ટુ ધી ગવર્નર જનરલ સત્તા ચલાવે છે.

**દેશી રાજ્યોના વર્ગો:**—દેશી રાજાઓ સરળતાથી રાજ્ય કરી શકે, તેટલા માટે તેઓના ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે.

**પહેલો વર્ગ:**—આ વર્ગનાં રાજ્યોમાં વડોદરા, મ્હૈસુર, હૈદ્રાબાદ, કાશ્મીર, અને નેપાળનાં રાજ્યોનો સમાવેશ થાય છે.

**બીજો વર્ગ:**—આ વર્ગમાં લગભગ ૧૫૦ રાજ્યો છે. તેઓમાંનાં ૧૨૫ રાજ્યો મધ્ય હિંદ એજન્સિની સત્તા નીચે મૂકવામાં આવ્યાં છે. તેઓમાંનાં મુખ્ય ગ્વાલીઅર, ઇન્દોર, ભોપાળ વગેરે રાજ્યો છે.

કેટલાંક રજપુતાના એજન્સિની સત્તા નીચે છે, જેમાં ઉદેપુર, જોધપુર, જયપુર, બિકાનેર વગેરે રાજ્યો આવેલાં છે. કેટલાંક બલુચિસ્તાન એજન્સિ નીચે છે.

વળી પશ્ચિમ હિંદ સ્ટેટ્સ એજન્સિ જેની અંદર કાઠિઆવાડ, કચ્છ, અને પાલણપુરનાં દેશી રાજ્યોનો સમાવેશ થાય છે તેઓનો પણ આજ વર્ગમાં સમાવેશ થાય છે.

**ત્રીજો વર્ગ:**—આ વર્ગમાં નાનાં રાજ્યો જેવાં કે કોલ્હાપુર, કુચ-બિહાર, વગેરે જેઓ ગવર્નર કે લેફ્ટેનન્ટ ગવર્નરના તાબામાં છે, તેઓનો સમાવેશ થાય છે.

**બ્રિટિશ સરકાર સાથે દેશી રાજ્યોનો સંબંધ:**—દેશી રાજાઓ તેઓના રાજ્યમાં મરજી માફક રાજ્ય કરી શકે છે, તેઓને તેમના રાજ્ય માટે કાયદા રચવાનો ને કર નાખવાનો અધિકાર આપવામાં આવ્યો છે, પણ કોઇ પણ દેશી રાજ્યમાં અંધાધુંધી હોય, તો પ્રજાહિતની ખાતર સરકાર વચ્ચે પડે છે.

તેઓ તેઓનું રાજ્ય તેઓના વારસોની અંદર વહેંચી શકે નહિ. એક બીજાની સાથે રાજકીય સંબંધ બાંધવાનો અગર પરદેશી રાજ્યની સાથે સંબંધ બાંધવાનો તેઓને અખત્યાર નથી. તેઓને અમુક હદ સુધીજ લશ્કરના સિપાઇઓ રાખવાનો હક છે.

**નરેન્દ્ર મંડળ:**—દેશી રાજાઓ બ્રિટિશ રાજ્યની સાથે નિકટના સંબંધમાં આવે, અને બ્રિટિશ રાજ્ય સાથે કાર્યમાં સહકારી થાય, તેટલા માટે લૉર્ડ લિટન, લૉર્ડ ડફરિન, લૉર્ડ કર્ઝન, અને લૉર્ડ મિન્ટો જેવા થઈ ગએલા બાહોશ વાઇસરોયોએ સતત પ્રયત્નો કર્યાં હતા. છેવટે લૉર્ડ ચેમ્સફર્ડના પ્રયાસથી ઈ. સ. ૧૯૨૧ માં તે મુરાદ બર આવી, અને 'નરેન્દ્ર મંડળ'ની સ્થાપના કરવાનાં આવી. ડયુક ઑવ્ કૅનોટના હાથે તે નરેન્દ્ર મંડળ ઈ. સ. ૧૯૨૧ માં ખુલ્લું મૂકવામાં આવ્યું.

મંડળનું કામકાજ ખાનગી રાખવામાં આવે છે, અને બ્રિટિશ સરકારના રાજ્યહિતના વિષયોમાં વાઈસરોય નરેન્દ્ર મંડળની સલાહ લે છે. બ્રિટિશ સરકારની સાથે કોઈ પણ વિષયમાં મતભેદ હોય, તો તેઓ તે વિષય નરેન્દ્ર મંડળમાં ચર્ચે છે, અને તેઓ સમાધાની કરે છે. નરેન્દ્ર મંડળ વર્ષમાં એક વખત મળે છે. ગયા મહાન્ વિગ્રહમાં દેશી રાજ્યોએ બ્રિટિશ સરકારને મદદ કરી, તેના બદલામાં દેશી રાજાઓ પ્રજાની અવગણનાને પાત્ર ન થાય, તેટલા માટે 'રાજાઓના રક્ષણનો ખરડો' પસાર કરેલો છે.

**પ્રશ્નો.**

(૧) દેશી રાજ્યોનો બ્રિટિશ સરકાર સાથે કેવી રીતનો સંબંધ છે?
(૨) નરેન્દ્ર મંડળથી દેશી રાજ્યોનું હિત કેવી રીતે જળવાય છે?

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## પ્રાન્તિક વિભાગોની રાજ્યવ્યવસ્થા.

| | |
|---|---|
| વિભાગો તથા જિલ્લા. | મામલતદારો. |
| કલેકટરની ફરજો. | પટેલ-તલાટી. |

**વિભાગો તથા જિલ્લા:**—દરેક ઇલાકા કે પ્રાન્તની રાજ્યવ્યવસ્થા બરાબર કરવાને માટે તેના વિભાગ કરવામાં આવ્યા છે. તે દરેક વિભાગમાં અમુક જિલ્લાનો સમાવેશ થાય છે. મુંબાઇ ઇલાકાના વિભાગોમાં સિંધ વિભાગ, ઉત્તર વિભાગ, મધ્ય વિભાગ, મુંબઇપરાં વિભાગ, અને દક્ષિણ વિભાગનો સમાવેશ થાય છે. વિભાગના ઉપરી કમિશનર કહેવાય છે. જિલ્લાઓની રાજ્યવ્યવસ્થા બરાબર સારી રીતે ચાલે, તેટલા માટે જિલ્લાઓની દેખરેખ કલેકટરો રાખે છે, એટલે કે કમિશનરના હાથ નીચે કલેકટરો હોય છે. કલેકટરને 'ડિસ્ટ્રિકટ મેજિસ્ટ્રેટ'નો હોદ્દો પણ આપવામાં આવેલો હોય છે, કે જેથી કરીને તેઓ ન્યાય પણ આપે છે. એ ઉપરાંત કલેકટરને મદદ કરવાને એસિસ્ટંટ કલેકટર અને ડેપ્યુટી કલેકટરો પણ હોય છે. વળી જિલ્લામાં પોલિસ સુપરિન્ટેન્ડન્ટ, સિવિલ સર્જન વગેરે અમલદારો પણ હોય છે, અને તેમનાં કામો વિષે કલેકટરો દેખરેખ રાખે છે.

**કલેકટરની ફરજો:**—કલેકટરની ફરજ મહેસુલ એકઠું કરવાની અને કર ઉઘરાવવાની હોય છે. તેની સત્તા નીચેનો જિલ્લો એટલે કે તમામ તાલુકાઓની સંભાળ રાખવાનું કામ તેનું છે, અને કોઈ પણ જાતની ગેરવ્યવસ્થા થાય તે માટે તે સરકારને જવાબદાર છે. ઉપરાંત કોઇ પણ સંકટના સમયમાં તેને પ્રજાનું દુઃખ ઓછું કરવાની તજવીજ કરની પડે છે. તેની દેખરેખ નીચેના જિલ્લાની પુરતી સંભાળ રાખવાની તેની ફરજ છે. જિલ્લાના બધા કામકાજનો હેવાલ તે પ્રાન્તિક સરકારને મોકલે છે.

**મામલતદારો:**—દરેક જિલ્લાના પેટા વિભાગ પાડેલા હોય છે, જેની અંદર ચાર, પાંચ કે એથી વધારે તાલુકાઓનો સમાવેશ થાય છે. જિલ્લાના પેટા વિભાગ અને તેની અંદરના તાલુકાઓની વ્યવસ્થા માટે મામલતદારો રાખેલા હોય છે. સંકટસમયમાં ખેડુતો માટે તગાવી અગર ભાગીદારો માટે નાણાંની બાબતનો હેવાલ મામલતદારો કલેકટરને મોકલે છે, અને તેઓની હકીકત ઉપરજ લોકોનો તમામ આધાર હોય છે.

**પટેલ-તલાટી:**—કેટલાંક ગામડાંઓ મળીને એક તાલુકો બનેલો હોય છે. તેમાંના દરેક ગામની કે બે ચાર ગામની વ્યવસ્થા તેનો મુખી કરે છે. મુખી અગર પટેલનું મુખ્ય કામ મહેસુલ ઉઘરાવવાનું હોય છે, અને તેને મદદ કરવાને માટે મતાદાર અને તલાટી હોય છે. મુખી મહેસુલ એકઠું કરે છે, હિસાબ રાખે છે, અને ગામમાં શાંતિના ફેલાવાને માટે દરેક ઉપચાર કરે છે. આખા તાલુકાનું જે કામ મામલતદાર કરે છે, તેજ કામ પટેલ પોતાનાં ગામડાંમાં કરે છે. વળી ગામડાંનાં બાળકોને કેળવણી આપવા માટે નિશાળ હોય છે. શિક્ષકો પર કેળવણી ખાતાની દેખરેખ હોય છે. તેમના કામમાં પટેલતલાટી અને આગેવાન માણસો પણ રસ લે છે.

### પ્રશ્નો.

(૧) કલેકટરની ફરજો અને જિલ્લાની રાજ્યવ્યવસ્થા વિષે શું જાણો છો ?

(૨) મામલતદારની ફરજોનું વર્ણન કરો.

(૩) ગામડાના જવાબદાર અમલદારોની ફરજો ગણાવો.

---

## પ્રકરણ ૭ મું.

### મ્યુનિસિપૅલિટિ અને સ્થાનિક સ્વરાજ્યખાતું.

**સ્થાનિક સ્વરાજ્યની ઉત્પત્તિ. મ્યુનિસિપૅલિટિ. | લોકલબોર્ડ: જિલ્લા-તાલુકા બોર્ડ. પોર્ટ ટ્રસ્ટ.**

**સ્થાનિક સ્વરાજ્યની ઉત્પત્તિઃ**—બ્રિટિશ સરકારનો હેતુ હિંદુસ્તાનના લોકોને પોતાના દેશનો રાજ્યવહીવટ કેવી રીતે ચલાવી શકાય તે શીખવવાનો છે. તેટલા માટે અમુક સ્થાનિક સંસ્થાઓનો વહીવટ સરકારે પ્રજાના હાથમાં સોંપેલો છે. આધુનિક સમયમાં દિન પ્રતિદિન પ્રજા પણ તેવી સંસ્થાઓમાં રસભર્યો ભાગ લેતી જાય છે. સ્થાનિક સંસ્થાઓમાં પ્રજાની સેવા કરનારાઓને ચૂંટી કાઢવામાં આવે છે. અગાઉ ગામનો વહીવટ કરવાનું મુખ્ય કામ પટેલનું હતું. કાંઈ તકરાર થાય અગર કાંઇ અગત્યની બાબતમાં ચુકાદો આપવાનો હોય, તો પટેલને તે કામમાં મદદ કરવાને માટે પંચાયત નીમવામાં આવતી. આમ પંચાયત જેવી ગ્રામ્ય પદ્ધતિથી લોકોને પણ ઘણું સુખ મળતું, તેમજ અમલદાર વર્ગને પણ મહેનત ઓછી પડતી. ગ્રામ્ય પંચાયત પાછી ખરા રૂપમાં ખીલવવાનો સરકારનો ઇરાદો છે, એમ ઈ. સ. ૧૯૧૯ ના સુધારામાં જાહેર કરેલું છે, ને તેટલા માટે સ્થાનિક સંસ્થાઓમાં, ધારાસભામાં, અને બીજી અગત્યની બાબતોમાં સરકારે પ્રજામતને વધારે ટેકો આપ્યો છે. લૉર્ડ મેયોએ પણ સ્થાનિક સ્વરાજ્ય કેળવવાનો વિચાર જાહેર કર્યો હતો, પરંતુ તે વિચાર લૉર્ડ રિપને દૃઢ રીતે અમલમાં મૂક્યો. ત્યાર પછી ઈ. સ. ૧૯૧૯ ના સુધારા સુધી જે જે ધારાઓ પસાર થયા, તે સ્થાનિક સ્વરાજ્યની પ્રગતિમાં પગથીઆ રૂપ હતા.

**મ્યુનિસિપૅલિટિઃ**—સ્થાનિક હિતમાં રસ લેતા કરવાને તથા સ્થાનિક રાજ્યકારોબારની સમજણ આપવા લોકોને માટે મોટાં શહેરોમાં 'મ્યુનિસિપૅલિટિ'–'શહેર સુધરાઇખાતા'ની સંસ્થાઓ હોય છે. મ્યુનિસિપૅલિટિનો મુખ્ય અમલદાર 'કમિશનર' અગર તો 'મુખ્ય અમલદાર' (Chief Officer–ચીફ ઑફિસર) કહેવાય છે. તેના સભ્યો 'કાઉન્સિલરો' કહેવાય છે. દર ત્રણ ત્રણ વરસે મ્યુનિસિપૅલિટિની ચૂંટણી કરવામાં આવે છે, અને પ્રજા મત આપીને જે ગૃહસ્થો લોકસેવા સારી રીતે બજાવી શકે એવા હોય અને પ્રજાજીવનથી વાકેફ હોય તેમને ચૂંટી કાઢે છે. મ્યુનિસિપલ કમિશનરના હાથ નીચે એન્જિનિઅર, તંદુરસ્તી ખાતાનો અમલદાર, અને બીજાં કામકાજ કરનારા માણસો હોય છે. મ્યુનિસિપૅલિટિની ફરજ શહેરના રસ્તાઓ, પોળો

કે મહોલ્લાઓ સાફ રાખવાની છે, કે જેથી કરીને કોઇ પણ જાતનો ભયંકર રોગ ફેલાય નહિ. વળી ખોરાકીની ચીજો સ્વચ્છ તથા ભેળસેળ વિનાની મળે છે કે નહિ, કુવા, તળાવ, કે નદીનું પાણી ચોકખું રહે છે કે નહિ, અને પ્લેગ અગર કોલેરા જેવા મહામારીના રોગોનો પ્રચાર કેવી રીતે અટકાવી શકાય તે જોવાનું કામ તેનુંજ છે. તે ઉપરાંત પ્રાથમિક શાળાઓ સ્થાપી કેળવણી આપવી, લોકોને શીતળા ટંકાવવાની સગવડ કરી આપવી, રાત્રે દીવા વગેરેનો બંદોબસ્ત રાખવો, તેમજ તબીબી ખાતાંઓમાંથી લોકોને દવા આપવી તે પણ મ્યુનિસિપૅલિટિ કરે છે.

**લોકલબોર્ડ: જિલ્લાબોર્ડ અને તાલુકાબોર્ડ:**—જે કામ મ્યુનિસિપૅલિટિ મોટાં શહેરોમાં કરે છે, તે કામ જિલ્લાઓમાં 'જિલ્લાબોર્ડ' નામની સંસ્થા કરે છે, અને તાલુકાઓમાં અને ગામોમાં 'તાલુકાબોર્ડ' કરે છે. ડિસ્ટ્રિકટ બોર્ડનો પ્રમુખ કલેકટર હોય છે, ને બીજી બોર્ડનો પ્રમુખ સ્થાનિક અધિકારી હોય છે. મ્યુનિસિપૅલિટિ કરતાં આ બોર્ડમાં અમલદાર વર્ગનું પ્રમાણ વિશેષ હોય છે. તેઓનું કામ રસ્તાઓની મરામત કરાવવાનું, ઝાડો રોપાવવાનું, લોકોનાં આરોગ્ય સંબંધી દરકાર રાખવાનું, તેમજ દવાખાનાં અને પ્રાથમિક કેળવણી ઉપર દેખરેખ રાખવાનું હોય છે. અમુક અમુક ગામોમાં તો સુખાકારી ખાતાની સભા પણ નીમેલી હોય છે.

**પૉર્ટ ટ્રસ્ટ:**—ઉપર જણાવેલી સંસ્થાઓ સિવાય મુંબઇ, મદ્રાસ, કલકત્તા, અને રંગુન જેવાં મોટાં શહેરો કે જે બંદરો છે, ત્યાં પૉર્ટ ટ્રસ્ટ નામની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા હોય છે. તેનું કામ બંદર પર દેખરેખ રાખવાનું અને બંદરની ઉપયોગિતા વધારવાનું હોય છે. બંદરોમાં આયાત થતા તથા પરદેશ જતા માલ ઉપર પણ તે દેખરેખ રાખે છે.

## પ્રશ્નો.

(૧) સ્થાનિક સ્વરાજ્યની પ્રગતિનો ટુંક ઇતિહાસ આપો.

(૨) મ્યુનિસિપૅલિટિની ફરજો શી છે તે ટુંકામાં લખો.

(૩) લોકલબોર્ડ અને પૉર્ટ ટ્રસ્ટ વિષે શું જાણો છો?



# પ્રકરણ ૮ મું.

## વડી સરકાર તથા પ્રાંતિક સરકારની આવક તથા ખર્ચ.

ઇ. સ. ૧૯૧૯ પછીનો ફેરફાર. વડી સરકારની આવક તથા ખર્ચ. | પ્રાંતિક સરકારની આવક-ખર્ચ. અંદાજપત્રક.

**ઇ. સ. ૧૯૧૯ પછી કરવામાં આવેલો ફેરફારઃ**–નવા સુધારાઓ દાખલ થયા તે પહેલાં એવો રિવાજ હતો, કે પ્રાંતિક સરકાર બધું મહેસુલ એકઠું કરી વડી સરકારને મોકલી આપે, અને વડી સરકાર પ્રાંતિક સરકારને ખર્ચ પેટે જેમ જોઇએ તેમ આપે. પરંતુ એ કામ ઘણું દુષ્કર થવાથી પ્રાંતિક સરકારને અમુક મહેસુલ ઉઘરાવી તેમાંથી ખર્ચ કરવાની પરવાનગી આપવામાં આવી હતી. છેવટે નવા સુધારાથી પ્રાંતિક સરકારને બધું મહેસુલ ઉઘરાવવાની પરવાનગી મળી, અને તેમાંથી તેઓ રીતસર ખર્ચ પણ કરી શકે એમ ઠર્યું. માત્ર દર વરસે અમુક ખંડણી પ્રાંતિક સરકાર વડી સરકારને મોકલી આપે, એવું ધોરણ દાખલ કરવામાં આવ્યું છે.

### વડી સરકારની આવક તથા ખર્ચ.

**આવકનાં સાધનો.**

(૧) પ્રાંતિક સરકાર તરફની રકમ.
(૨) દેશી રાજ્યો તરફની ખંડણી.
(૩) મીઠા ઉપરનો કર, તથા અફીણ પર નંખાએલી જકાત.
(૪) રેલવે, ટપાલ, અને તાર ખાતાંઓની ઉપજ.
(૫) આયપત વેરો.
(૬) જંગલ ખાતાંની ઉપજ.
(૭) દિવાની સ્ટેમ્પ.
(૮) ટંકશાળ.
(૯) જકાત.

**ખર્ચ ખાતાં.**

(૧) લશ્કરી ખાતું.
(૨) રેલવે, ટપાલ, અને તાર ખાતાંમાં થતું ખર્ચ.
(૩) ટંકશાળ.
(૪) જાહેર બાંધકામ.
(૫) હુંડિઆમણ.
(૬) હિંદુસ્તાનના કામને માટે ઇંગ્લેન્ડમાં થતો ખર્ચ, જેવો કે લશ્કરી ખર્ચ, પેન્શન, ખરીદી, વગેરે.
(૭) રાજ્યકારભારનું ખર્ચ.

## પ્રાંતિક સરકારની આવક તથા ખર્ચ.

| આવક. | ખર્ચ. |
|---|---|
| (૧) જમીનમાંથી મળતું મહેસુલ. | (૧) વડી સરકારને અપાતી ખંડણી. |
| (૨) દારૂ પરની જકાત. | (૨) જાહેર નોકરી. |
| (૩) રજિસ્ટ્રેશન ફી; નોંધણી. | (૩) જાહેર બાંધકામ. |
| (૪) સ્ટેમ્પ. | (૪) વૈદકીય ખાતું. |
| (૫) જાહેર બાંધકામ. | (૫) કેળવણી ખાતું. |

(૬) ન્યાયખાતું. (૭) પોલિસ અને જેલખાતું.
(૮) દુષ્કાળ. (૯) વેપારઉદ્યોગ. (૧૦) ખેતી.

**અંદાજપત્રકઃ**—સરકારનું હિસાબી વર્ષ દર વર્ષે માર્ચમાં પુરૂં થાય છે, તેથી દર વરસે માર્ચ મહીનામાં ખજાનચી ચાલુ વર્ષમાં થએલા ખર્ચનો હિસાબ તથા આવતા વર્ષમાં મળવાની ઉપજ તથા થવાના ખર્ચનો આંકડો તૈયાર કરી ધારાસભામાં મૂકે છે, અને તે ઉપર સભ્યો ચર્ચા ચલાવીને તે ખરડો પસાર કરે છે. તે ખરડાને 'અંદાજપત્રક' કહે છે. જો અંદાજ-પત્રકમાં ખોટ આવી હોય, તો સરકાર નવા કર નાખી ખોટ પૂરી પાડે છે, અગર તો તે ખોટ પૂરી પાડવા બીજાં કેટલાંક ખાતાંઓમાંથી પ્રસંગનો વિચાર કરીને ખર્ચની કાપકૂપ કરે છે.

### પ્રશ્નો.

(૧) વડી સરકાર તથા પ્રાંતિક સરકારની આવક તથા ખર્ચની હકીકત લખો.
(૨) 'અંદાજપત્રક' એટલે શું? ધારાસભામાં તે શી રીતે પસાર થાય છે?

---

## પ્રકરણ ૯ મું.

### લશ્કર, પોલિસ, અને કેદખાનું.

| | |
|---|---|
| **લશ્કર સંબંધી હકીકત.** | **પોલિસના વિભાગો.** |
| **કમાન્ડર-ઇન-ચીફ.** | **જેલ સંબંધી હકીકત.** |
| **પોલિસની ફરજો.** | **રેફરમેટરી.** |

**લશ્કર સંબંધી હકીકતઃ**—બહારના શત્રુઓથી દેશનું સંરક્ષણ કરવાને અને આંતરિક ભયનો નાશ કરવા માટે સરકારે લશ્કર રાખેલું છે. આ લશ્કરની છાવણીઓ હિંદમાં મોટાં મોટાં શહેરોમાં રાખવામાં આવી છે. પહેલાં તો લશ્કર બધા યુરોપી સિપાઇઓનુંજ હતું, પણ જેમ જેમ દેશી લોકો કેળવાયા, તેમ તેમ તેઓ લશ્કરી નોકરીમાં જોડાતા ગયા. ઇ. સ. ૧૮૯૫ માં લશ્કરમાં સુધારો થયો. તે પહેલાં મુંબઇ, મદ્રાસ અને બંગાળાના લશ્કરના અધિકારીઓ જુદા જુદા હતા, પણ ત્યાર પછી એ બધાં લશ્કરોને એકજ વડો અધિકારી જે 'મુખ્ય સેનાપતિ' કહેવાય છે તેના તાબામાં મૂક્યાં. માત્ર અનુકૂળતા માટે લશ્કરના ચાર વિભાગ કરવામાં આવ્યા છે, તે તો કાયમ રહ્યા. ઉચ્ચ કૂળના યુવકોને લશ્કરી તાલીમ આપવાને માટે ડેરાડુનમાં 'ઇમ્પીરિઅલ કેડેટકોર' નામની શાળા સ્થાપવામાં આવી છે. વિશ્વવિદ્યાલયોએ પણ લશ્કરી તાલીમ આપી સ્નાતકોની ટુકડીઓ તૈયાર કરી છે, અને કૉલેજોમાં અને શાળાઓમાં લશ્કરી તાલીમ આપવાના ઠરાવો પસાર થવાની તૈયારીમાં છે.

**કમાન્ડર-ઇન-ચીફ:**—લશ્કરના વડા અમલદારને 'કમાન્ડર-ઇન-ચીફ' નો ઓદ્દો આપવામાં આવ્યો છે. લશ્કર સંબંધી તે નામદાર શહેનશાહને જવાબદાર છે, અને નામદાર વાઇસરોયની કારોબારી સભાનો તે અસાધારણ સભ્ય છે. તેનું મુખ્ય મથક પણ દિલ્હીજ છે. લશ્કરી કામમાં મદદ કરવાને તેને એક 'કાઉન્સિલ' આપવામાં આવી છે, અને કમાન્ડર-ઇન-ચીફ તેનો પ્રમુખ છે. હાલમાં સર વિલિયમ બર્ડવુડ હિંદના સૈન્યનો અધિપતિ છે.

**પોલિસની ફરજો:**—દેશની અંદર શાંતિ જળવાય અને ચોરઠગારાઓનો ભય નાબુદ થાય, તથા દેશમાં ગુના થતા અટકે, તેટલા માટે ચોકી કરવાને તથા બંદોબસ્ત રાખવાને બધાં મોટાં શહેરોમાં પોલિસ રાખવામાં આવેલી છે. લોકોના જાનમાલ સંભાળવાનું કામ પણ પોલિસનું છે. શહેરમાં કોઇ નવીન વ્યક્તિ આવે, તેના પર ધ્યાન રાખવાનું કામ પોલિસનું છે.

**પોલિસના વિભાગો:**—જુદી જુદી જગાઓનું રક્ષણ કરવાને માટે પોલિસના વિભાગ કરવામાં આવ્યા છે. (૧) શહેરનું સંરક્ષણ કરી શાંતિ જાળવે, તે શહેરની પોલિસ કહેવાય છે. તે પોલિસનો વડો અમલદાર પોલિસ

સુપરિન્ટેન્ડેન્ટ કહેવાય છે. તેના હાથ નીચે ડેપ્યુટિ પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ, ઇન્સ્પેક્ટરો, સબ ઇન્સ્પેક્ટરો (ફોજદારો) વગેરે અમલદારો હોય છે. (૨) જે પોલિસ ગામોમાં શાંતિ જાળવી ગુના અટકાવે છે, તે ગામની પોલિસ કહેવાય છે. (૩) તે સિવાય રેલવેના ઉતારૂઓની સલામતી માટે રેલવે પોલિસ પણ રાખવામાં આવે છે. સ્ટેશન ઉપર પણ તેઓ બંદોબસ્ત રાખે છે. (૪) તે સિવાય છુપી પોલિસના માણસો પણ રાખેલા હોય છે. તેઓનું કામ ગુનેગારોની બાતમી મેળવી તેમને પકડવાનું અને તેમને નસીઅત અપાવવાનું હોય છે.

**જેલ સંબંધી હકીકત:**—હિંદુસ્તાનમાં અગાઉના વખતમાં બંધીવાનોને માટે બંધીખાનાં નહોતાં. હાલની કેદખાનાની પદ્ધતિ ઇ. સ. ૧૮૯૪ થી શરૂ થએલી છે. જે ગુનેગારોને પોલિસ પકડી લાવે છે, તેમના ઉપર ન્યાયકોર્ટમાં કામ ચલાવવામાં આવે છે. જો તેઓનો ગુનો સાબીત થાય, તો તેમને જેલમાં મોકલવામાં આવે છે. જેલમાં મોકલવાનો ઉદ્દેશ તેઓને સુધારવાનો અને ઉદ્યોગકળા શીખવવાનો છે. તેઓને તેટલા માટે વણવાનો ઉદ્યોગ પણ શીખવવામાં આવે છે. ગુનેગારોને તેઓના ગુના પ્રમાણે જુદા જુદા વિભાગોની જેલોમાં રાખવામાં આવે છે. અગાઉના વખતમાં જેલખાનાં હવાઉજાસ વિનાનાં અને અંધારાં હતાં, પણ હાલનાં જેલખાનાં તો હવાવાળાં અને આરોગ્યના નિયમોને અનુસરી બાંધવામાં આવ્યાં છે.

**રેફરમેટરી:**—સગીર વયના ગુનેગારો માટે રેફરમેટરી શાળાઓ રાખેલી છે, જ્યાં તેઓને અમુક મુદત સુધી ભણાવવામાં આવે છે, ઉદ્યોગ શીખવવામાં આવે છે, અને ભવિષ્યમાં તેઓનું ચારિત્ર્ય સારૂં ઘડાય તેવી તાલીમ આપવામાં આવે છે. મુંબઇ ઇલાકામાં આવી જાતની શાળા 'માટુંગા'માં આવેલી છે, જે 'ડેવિડ સાસુન રેફરમેટરી' તરીકે ઓળખાય છે.

## પ્રશ્નો.

(૧) લશ્કર સંબંધી વ્યવસ્થાની માહીતી આપો. લશ્કરી તાલીમ આપવા માટે હાલમાં શાં પગલાં લેવાય છે ?

(૨) પોલિસના પ્રકાર ને તેમની ફરજો વિષે ટુંકામાં લખો.

(૩) કેદખાનાંની હાલની સ્થિતિના સુધારા વિષે શું જાણો છો ?

# પ્રકરણ ૧૦ મું.

## ન્યાય ખાતું.

| | |
|---|---|
| દિવાની તથા ફોજદારી અદાલતો. | હાઇ કોર્ટ. |
| ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ જડજ. | પ્રીવિ કાઉન્સિલ. |

**દિવાની તથા ફોજદારી અદાલતોઃ**—જે ગુનેગારોને પોલિસ પકડી લાવે છે, તેમના ઉપર કામ ચલાવવાને માટે ન્યાયની અદાલતો *સ્થાપવામાં આવેલી હોય છે. ફોજદારી કામ ચલાવવાને માટે જુદી અદાલતો હોય છે, અને દિવાની કામને માટે પણ જુદી અદાલતો હોય છે.

| ફોજદારી અદાલતો. | દિવાની અદાલતો. |
|---|---|
| (૧) હાઇ કોર્ટ. | (૧) હાઇ કોર્ટ. |
| (૨) સેશન્સ કોર્ટ. | (૨) ડિસ્ટ્રિક્ટ કોર્ટ. |
| (૩) પ્રાંતિક ન્યાયાધીશની કચેરી. | (૩) સ્મૉલકૉઝ કોર્ટ. |
| (૪) પહેલા વર્ગના મેજિસ્ટ્રેટ. | (૪) ૧લા વર્ગના સબ જડજ. |
| (૫) બીજા વર્ગના મેજિસ્ટ્રેટ. | (૫) ૨જા વર્ગના સબ જડજ. |
| (૬) ત્રીજા વર્ગના મેજિસ્ટ્રેટ. | |
| (૭) ઓનરરી મેજિસ્ટ્રેટ. | |

**ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ જડજઃ**—દરેક વિભાગમાં ન્યાયને માટે સેશન્સ કોર્ટ સ્થાપવામાં આવી છે, અને તેનો ઉપરી સેશન્સ જડજ કહેવાય છે. તે ફોજદારી તેમજ દિવાની કામ ચલાવે છે. તેના તાબામાં ફોજદારી કામ માટે મેજિસ્ટ્રેટો અને દિવાની કામ માટે ન્યાયાધીશો હોય છે. સેશન્સ જડજના ચુકાદા વિરુદ્ધ હાઈકોર્ટમાં અરજ થઇ શકે છે, અને હાઇ કોર્ટની પરવાનગીથી સેશન્સ જડજને ફાંસીની સજા ફરમાવવાનો હક છે.

**હાઇ કોર્ટઃ**—ઇલાકાની સૌથી મોટી અદાલત તે હાઇકોર્ટ છે. તેનો ઉપરી અમલદાર ચીફ જસ્ટિસ કહેવાય છે, ને તેની નીમણુક શહેનશાહ પોતે કરે છે. હાઇ કોર્ટ જે ચુકાદો આપે છે, તે દરેકને સ્વીકારવો પડે છે. નીચલી કોર્ટ વિરુદ્ધ તે ફરીઆદ સાંભળે છે, અને હાઇ કોર્ટના ન્યાયાધીશો ફાંસીની સજા ફરમાવી શકે છે.

**પ્રીવિ કાઉન્સિલ:**—હાઈ કોર્ટના ચુકાદાની વિરુદ્ધ ઈંગ્લેન્ડમાં પ્રીવિ કાઉન્સિલમાં અપીલ થઈ શકે છે. તેના ચુકાદાનો સૌને સ્વીકાર કરવો પડે છે.

**પ્રશ્નો.**

(૧) ન્યાયના કામ માટે હિંદુસ્તાનમાં કયી કયી અદાલતો સ્થાપવામાં આવી છે, તે સંબંધી જાણતા હો તે લખો.

(૨) હાઇ કોર્ટની શી શી સત્તા છે? ચીફ જસ્ટિસ એટલે શું?

(૩) પ્રીવિ કાઉન્સિલનો શો અખત્યાર છે તે લખો.

(૪) તમારા ઇલાકાની ફોજદારી–દિવાની અદાલતોનો હેવાલ આપો.

## પ્રકરણ ૧૧ મું.

### કેળવણી, આરોગ્ય, અને સંકટનિવારણ.

| | |
|---|---|
| **કેળવણીનો ઇતિહાસ.** | **વૈદકીય અને સુખાકારી ખાતું.** |
| **આધુનિક કેળવણીની પદ્ધતિ.** | **દુષ્કાળસંકટનિવારણ ખાતું.** |

**કેળવણીનો ઈતિહાસ:**—અગાઉના વખતમાં હાલના જેવી વ્યવસ્થિત કેળવણી આપવાનો પ્રચાર નહોતો. લોકોને પોતાના ધંધામાં જરૂર પડે તેટલી તેમજ જે ભાષાની જરૂર પડે તેજ ભાષાની કેળવણી અપાતી. બ્રિટિશ સત્તાની હિંદુસ્તાનમાં શરૂઆત થઇ તે પહેલાં હિંદનું રાજ્યતંત્ર અવ્યવસ્થિત હતું, તેથી શાળાઓનો પ્રચાર રાજ્ય તરફથી બહુ ઓછો થયો હતો. જ્યારે વૉરન હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ થયો, ત્યારે તેના સમયમાં અરબી ભાષાના જ્ઞાન માટે એક મદ્રેસા ખોલવામાં આવી હતી. લૉર્ડ કૉર્નવૉલિસના વખતમાં પણ સંસ્કૃતના જ્ઞાન માટે હિંદુ પાઠશાળા સ્થાપવામાં આવી હતી. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ લોકોની ઇચ્છા રાજકર્તાની ભાષા શીખવા તીવ્ર બની. ઇ. સ. ૧૮૧૩ની કંપનિની સનંદમાં પણ કેળવણીનો પ્રચાર કરવા એક લાખ રૂપીઆ અનામત રાખવા એમ દર્શાવ્યું હતું. રાજા રામમોહનરાય જેવા વિદ્વાન માણસના અથાગ પ્રયાસથી સરકારનું વલણ હિંદીઓને પાશ્ચાત્ય કેળવણી આપવા તરફ વળ્યું. જ્યારે ઇ. સ. ૧૮૩૩ માં લૉર્ડ મેકોલે વાઇસરૉયની સભાનો સભ્ય થયો, ત્યારે તેણે હિંદુસ્તાનમાં અંગ્રેજી

કેળવણીનો પ્રચાર કરવાનો એક ખરડો ઘડયો, ને હિંદમાં અંગ્રેજી કેળવણીનો પાયો નાખ્યો. ત્યાર પછી કેળવણીના પ્રચાર તરફ ઘણા પ્રયત્નો થયા. ઇ. સ. ૧૮૫૪ માં વુડના ખરડાથી એ પ્રચારમાં વધારો થયો, ને વિશ્વવિદ્યાલયોની સ્થાપના થઈ. લૉર્ડ કર્ઝનના વખતમાં પણ યુનિવાર્સિટિના બંધારણનો કાયદો પસાર થયો, ને કેળવણીની બાબત પર પુખ્ત વિચાર કરવાને થોડાં વર્ષો પછી સેડલરના પ્રમુખપદ નીચે એક મંડળી નીમવામાં આવી.

**આધુનિક કેળવણીની પદ્ધતિઃ—**

(૧) **પ્રાથમિક શિક્ષણ:**—એના અભ્યાસક્રમમાં લેખન, વાચન અને હિસાબનું જ્ઞાન આપવામાં આવે છે. સાથે સાથે ઇતિહાસ, ભૂગોળ અને આરોગ્ય સંબંધી પણ થોડું શીખવાય છે. પ્રાથમિક શાળાઓ મ્યુનિસિપૅલિટિ અગર તો લોકલબોર્ડની સત્તા નીચે ચાલે છે.

(૨) **માધ્યમિક શિક્ષણઃ**—માધ્યમિક શાળાઓમાં અંગ્રેજી, માતૃભાષા, ગણિત, ઇતિહાસ, ભૂગોળ અને બીજી ભાષાઓનું જ્ઞાન અપાય છે. શાળાંત પરીક્ષા માટે વિદ્યાર્થીઓને વિશ્વવિદ્યાલયમાં મોકલવામાં આવે છે.

(૩) **ઉચ્ચ શિક્ષણ:**—શાળાંત પરીક્ષા પસાર કર્યા પછી વિદ્યાર્થીઓને કૉલેજમાં શિક્ષણ આપવામાં આવે છે, જ્યાં તેઓ અમુક વર્ષ અભ્યાસ કરી વિશ્વવિદ્યાલયની પદવી મેળવે છે.

(૪) **હુન્નરઉદ્યોગની શાળાઓઃ**—જે લોકોને હુન્નરઉદ્યોગનું શિક્ષણ જોઈતું હોય, તેમને માટે તેવી શાળાઓ પણ સ્થપાઇ છે.

**વૈદકીય અને સુખાકારી ખાતું:**—લોકોની તંદુરસ્તીની સંભાળ રાખવા તથા દુઃખોનું નિવારણ કરવા માટે દવાખાનાં ખોલવામાં આવ્યાં છે. દરેક જિલ્લામાં મુખ્ય દવાખાનું હોય છે, જેનો ઉપરી 'સિવિલ સર્જન' કહેવાય છે. તેના હાથ નીચે લોકોની સારવાર માટે ઘણા મદદનીશ ડૉક્ટરો સરકારે નીમેલા હોય છે. દરદીની સારવાર ઘણીજ સંભાળથી કરવામાં આવે છે. મેલેરીઆના વખતમાં મેલેરીઆ જંતુનાશક 'ક્વીનાઇન' પણ સસ્તું વેચવાને સરકારે ગોઠવણ કરેલી છે. વૈદકીય જ્ઞાનનો પ્રચાર કરવા માટે જુદી જુદી જગાએ વૈદકીય શાળાઓ સ્થાપેલી છે. મહામારી અગર ચેપી રોગના પ્રચારની સામે સંભાળ રાખવા તથા પગલાં લેવાને માટે દરેક પ્રાન્તમાં

આરોગ્યખાતું ખોલવામાં આવ્યું છે. ચોકખું પાણી ને ચોકખો ખોરાક લોકોને મળે, તે માટે આ ખાતું ખાસ કાળજી રાખે છે.

**દુષ્કાળસંકટનિવારણ ખાતું:**—હિંદુસ્તાનનો ઘણોખરો આધાર ખેતી ઉપર છે. જ્યારે પાક બરાબર થાય નહિ, ત્યારે દુષ્કાળ પડયો કહેવાય છે. કોઈ વરસ અતિવૃષ્ટિ થઇ હોય, અગર તો બીલકુલ વરસાદ પડયો ન હોય, અગર તો જંતુઓએ પાકનો નાશ કર્યો હોય તો દુષ્કાળ પડે છે. દુકાળને અટકાવવાને માટે સરકાર ચાંપતા ઇલાજ લે છે. આગગાડીના સાધન વડે કરીને જે દેશમાં દુષ્કાળ હોય, ત્યાં અનાજ પહોંચતું કરી શકાય છે. વળી મોટાં તળાવો અગર નદીઓ હોય, તો તેમાંથી લોકોને ખેતી માટે પાણી પુરૂં પાડવામાં આવે છે; ઉપરાંત લોકોને તગાવી અપાય છે. પૈસાની ધીરધાર કરવા માટે બેન્કોની સ્થાપના કરવામાં આવી છે. જ્યાં ઝાડો અગર જંગલો હોય ત્યાં વરસાદ સારો પડે છે, તેટલા માટે જે જંગલો ઉભાં હોય છે તેનો નાશ કરવાને બદલે પોષણ કરવામાં આવે છે. નહેરો ખોદાવવામાં આવે છે, અગર તો લોકોને મદદ કરવાને માટે બાંધકામ ખોલવામાં આવે છે, જેથી કરીને લોકો પૈસા કમાઇ શકે, અને તેઓનું ગુજરાન ચલાવી શકે. આંધળાં, અપંગ અને ગરીબગરબાંને મફત મદદ આપવામાં આવે છે. ખેડુતોની વિઘોટી અગર ભાગ બદલ માફ કરવામાં આવે છે, અને પૈસા ધીરવામાં આવે છે.

## પ્રશ્નો.

(૧) હિંદની પાશ્ચાત્ય કેળવણીના પ્રચારનો ટુંક ઇતિહાસ લખો.
(૨) હાલની કેળવણી આપવાની પદ્ધતિ કેવા પ્રકારની છે?
(૩) વિશ્વવિદ્યાલયો કેવા પ્રકારનાં હોવાં જોઇએ?
(૪) લોકોની તબીબી સંભાળ હાલમાં કેવી રીતે લેવાય છે?
(૫) દવાખાનાંની સ્થાપનાથી લોકોનું હિત શી રીતે જળવાય છે?
(૬) સુખાકારી ખાતાની શી શી ફરજો છે તે લખો.
(૭) દુષ્કાળનાં કારણો ટુંકામાં લખો. તેના પ્રકાર ગણાવો.
(૮) દુષ્કાળના સંકટમાંથી રક્ષણ કરવાને સરકાર શાં પગલાં લે છે?

# પ્રકરણ ૧૨ મું.

## બ્રિટિશ પાર્લમેન્ટમાં હિંદનું સ્થાન.

| | |
|---|---|
| હિન્દના રાજ્યવહીવટમાં પાર્લમેન્ટની સત્તા. | પાર્લમેન્ટે લીધેલા ઉપાયો. |
| પાર્લમેન્ટની ખરી સત્તા. | પાર્લમેન્ટ પોતાની જવાબદારી ઓછી કરે છે. |

**હિંદના રાજ્યવહીવટમાં પાર્લમેન્ટની સત્તા:**—બ્રિટિશ પાર્લમેન્ટ હિંદી પ્રધાન મારફત હિંદુસ્તાન ઉપર અમલ કરે છે. હિંદનું રાજ્યબંધારણ પાર્લમેન્ટે જુદે જુદે વખતે પસાર કરેલા કાનુનોથી બંધાયલું છે. ગવર્નર જનરલની હિંદ ઉપરની સત્તા, તેની મંડળી સાથેનો તેનો સંબંધ, પ્રાંતિક સરકારો સાથેનો તેનો સંબંધ, ધારાસભાઓનું બંધારણ અને સત્તા, અને હિંદી પ્રધાન અને તેની 'કાઉન્સિલ'નું અસ્તિત્વ વગેરે બધું પાર્લમેન્ટે પસાર કરેલા કાનુનોને આધારેજ છે.

હિંદનો પરરાજ્યો સાથેનો સંબંધ પણ પાર્લમેન્ટના અંકુશ નીચે છે. હિંદુસ્તાનની સરહદ બહારનું લશ્કરી ખર્ચ હિંદુસ્તાનની મહેસુલમાંથી આપવું કે કેમ, તેનો નિર્ણય કરવાની સત્તા પણ પાર્લમેન્ટને છે. પ્રતિ વર્ષ હિંદની ઉપજ અને ખર્ચનો અંદાજ પાર્લમેન્ટમાં મુકાય છે. હિંદી પ્રધાન અને તેની મંડળીનો પગાર પણ બ્રિટિશ ખજાનામાંથી અપાય છે, એટલે પાર્લમેન્ટ તે વિષય ઉપર ચર્ચા ચલાવી શકે છે.

હિંદી પ્રધાન પ્રધાનમંડળનો એક સભ્ય છે, અને પાર્લમેન્ટમાં પણ બેસવાનો તેને હક છે. વળી હિંદના રાજપ્રકરણી સવાલો સંબંધી પાર્લમેન્ટ તેને જવાબદાર ગણે છે.

**પાર્લમેન્ટની ખરી સત્તા:**—ઉપર કહ્યા મુજબ પાર્લમેન્ટ અંકુશ રાખે છે, પણ ખરી રીતે જોતાં તે અમલ નામનોજ છે. નવા સુધારા હિંદમાં દાખલ થયા, ત્યાર પહેલાં તો તે અંકુશ માત્ર નામનોજ હતો. પાર્લમેન્ટના સભ્યો હિંદી બાબતોથી અજ્ઞાત રહેતા, તેમ તે વિષે ચર્ચા કરી શકતા નહિ. જ્યારે હિંદી પ્રધાન અને તેના મંડળના પગારનો બોજો પાર્લમેન્ટને શિરે પડ્યો, ત્યારથી પાર્લમેન્ટ હિંદી બાબતોમાં રસ લેતાં શીખી છે.

વળી કાયદા કાનુનો પસાર કરવાનું કામ પાર્લમેન્ટને હાથ નથી. જ્યારે હિંદુસ્તાનનું અંદાજ પત્રક ચર્ચવાનો વખત આવે છે, ત્યારે તે તરતજ પસાર થાય છે; કારણ કે સભ્યો હિંદી બાબતોમાં રસ લેતા નથી, તેથી ચર્ચા લાંબા વખત સુધી થતી નથી.

હાલના સમયમાં પાર્લમેન્ટ કંઇક અંશે હિંદી બાબતોમાં રસ લેતી થઇ છે. તેનું કારણ એ કે હિંદી નેતાઓ અને બ્રિટિશ રાજનીતિજ્ઞ પુરુષો એક બીજાના પરિચયમાં વધારે ને વધારે આવતા જાય છે, અને હિંદમાંથી પાછા ગએલા વાઇસરોય અને ગવર્નરો પાર્લમેન્ટમાં હોય છે, તેથી પણ સભ્યો રસ લે છે.

**પાર્લમેન્ટે લીધેલા ઉપાયો:**—પાર્લમેન્ટના સભ્યો હિંદને લગતા વિષયોમાં વધારે રસ પડતો ભાગ લઈ શકે તેટલા માટે નીચેના ઉપાયો યોજવામાં આવેલા છે, અને તે ઉપાયો હિંદને અપાએલા નવા સુધારાની રૂએ થએલા છે.

(૧) અગાઉ હિંદી પ્રધાનનો પગાર હિંદની મહેસુલમાંથી અપાતો તે બંધ કરવામાં આવ્યો, અને હવે તેને ઇંગ્લેન્ડની તિજોરીમાંથી પગાર આપવામાં આવે છે.

(૨) પાર્લમેન્ટમાં એક ઇલાયદી મંડળી સ્થાપવામાં આવી છે, અને તે મંડળીના સભ્યોની ફરજ હિંદુસ્તાનમાં જે જે બાબતો બને, તેનાથી માહીતગાર રહેવાની છે; તેથી કરીને પાર્લમેન્ટમાં ચર્ચાતા હિંદી વિષયોનો ફડચો તરત થઇ શકે છે.

(૩) નવા સુધારાને દસ વર્ષ થાય ત્યારે હિંદને જવાબદાર રાજ્યતંત્ર સોંપવાને, તથા હિંદીઓ પોતાના રાજ્યતંત્રની અંદર આગળ પડતો ભાગ લઇ શકે તેનો વિચાર કરવાને, હિંદમાં પાર્લમેન્ટ તરફથી એક 'કમિશન' મોકલવું, એ દરખાસ્તને લઈને હાલમાં એક કમિશન સર જોન સાઇમનના પ્રમુખપણા નીચે હિંદમાં આવેલું છે.

**પાર્લમેન્ટ પોતાની જવાબદારી ઓછી કરે છે:**—અગાઉ આપણે વાંચી ગયા કે પાર્લમેન્ટે ધીમે ધીમે કેવી રીતે હિંદના રાજ્યતંત્રની

બાબતો ઉપર પોતાનો અંકુશ મૂકયો. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ હિંદીઓ રાજ્યતંત્રમાં ભાગ લેવાને શક્તિમાન થયા, અને હિંદના રાજ્યતંત્ર માટે તેમને જવાબદાર બનાવવાને અને પોતાનો અંકુશ ઓછો કરવાને પાર્લમેન્ટે નીચે પ્રમાણે પગલાં લીધાં.

(૧) પ્રાંતિક સરકારોની વ્યવસ્થા કરવાને પ્રાંતિક સરકારને હસ્તક ચાલતા આવેલા વિષયોના બે વિભાગ પાડવામાં આવ્યા.

(अ) અમુક વિષયો 'અનામત' રાખવામાં આવ્યા, એટલે કે તે વિષયો ઉપર તો સરકાર પોતાનોજ કાબુ રાખે.

(ब) અમુક વિષયો પ્રધાનોને 'સુપરત' કરવામાં આવ્યા, તે વિષયોમાં પાર્લમેન્ટ અગર તો હિંદી પ્રધાન જેમ બને તેમ ઓછું માથું મારે તેમ ઠરાવ્યું.

(૨) વડી સરકારની બાબતોમાં જો સરકાર અને ધારાસભાઓના સભ્યો એકમત થાય, તો હિંદી પ્રધાન ખાસ કારણ વગર વચ્ચે પડશે નહિ તેવું ઠરાવ્યું; પણ પ્રસંગોપાત સરકાર અને બંને ધારાસભાઓ એકમત ન થાય, તો હિંદી પ્રધાન વચ્ચે પડી શકે.

## પ્રશ્નો.

(૧) હિન્દના રાજ્યવહીવટમાં બ્રિટિશ પાર્લમેન્ટની સત્તા કયા કયા સંજોગોમાં કેટલી હતી, તે વિષે જે જાણતા હો તે લખો.

(૨) બ્રિટિશ પાર્લમેન્ટ હિન્દના રાજ્યવહીવટમાં પોતાની જવાબદારી ઓછી કરે છે, અને પ્રસંગે પ્રસંગે હિંદી પ્રજાને રાજ્યવહીવટમાં જવાબદાર બનાવવા ઉપાયો કરે છે, એ વિષે શું જાણો છો?

